# ભેદી શાહજાદી

ભાગ પહેલો.

પ્રયોજક,

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા.

(અમરેલી-કાઠીઆવાડ)

પ્રકાશક

પઠાણ નીઝામખાન

નુરખાન વકીલ

લાલદરવાજા-અમદાવાદ.

સંવત ૧૯૭૫ સન ૧૯૧૮

કીંમત ૧-૧૨-૦

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦



ધી અમરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નુરખાન અમીરખાન વકીલે છાપી.
લાલદરવાજા-અમદાવાદ.




પરમપૂજ્ય સ્નેહમય

## માતાપિતા!

આ સંસારમાં અપાર્થિવ સ્નેહસહિત પોષણ કરી અતિ બાલ્યવયમાંથી પુખ્ત વય પ્રાપ્ત થતાં સુધી આપે આપના આ સંતાનનું સદા સર્વદા શ્રેયજ કર્યું છે અને હજી પણ મારાં કલ્યાણની અપૂર્વ કામના ધરાવો છો, એ સર્વ અપરિશોધ ઋણમાંથી કિંચિન્માત્ર મુક્ત થવાના મનોરથથી હું આપના ચરણોમાં આ પુસ્તક સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી૦

આપનો ઋણી ફરજંદ,

નીઝામખાન નુરખાન.



# પ્રસ્તાવના

ઘણા વખત થયાં ઇસ્લામી સંસારની વાર્તા લખવાની મારી ઇચ્છા હતી, પરંતુ કેટલાક પ્રતિકૂળ સંજોગો આવી પડવાથી હું તેમ કરવાને સમર્થ થઇ શકયો નહોતો, આજે પરવરદિગારની મહેરબાનીથી મારી એ ઇચ્છા તૃપ્ત થઇ છે અને તે સાથે આ એક સુબોધક વાર્તા પણ ઇસ્લામ વાંચક બંધુઓ સમક્ષ રજૂ કરી શકયો છું.

એક હિન્દુ લેખક હોઇને મેં આ ઇસ્લામી સમાજને તથા ઇસ્લામી સંસારને અનુસરતી વાર્ત્તા લખવાનું જે સાહસ કર્યું છે, તે સાહસમાં હું કયાં સુધી ફતેહમંદ થયો છું, એની તુલના કરવાનું કામ વાંચકોનુંજ છે. છતાં પણ મેં મારાથી બનતી કોશિશે પુસ્તકની ભાષાને સાદી તથા સરળ કરવાનો અને મુખ્યત્વે ઉર્દુ ભાષાના શબ્દો યોજી પુસ્તકને રસિક કરવાનો યત્ન કર્યો છે, એ યત્નમાં જો કોઇને કાંઇ ક્ષતિ જોવામાં આવે તો ક્ષમા આપવાની હું વાંચક બંધુઓને પહેલેથીજ વિનતિ કરૂં છું.

આ પુસ્તકની વસ્તુ સંકલના સાંસારિક વિષયને સચોટ રીતે સમજાવી શકાય, એવા પ્રકારનીજ યોજવામાં આવી છે. વાર્ત્તાનો રસ જળવાઇ રહે, તથા પાત્રોનો પરિચય સત્વર સ્મરણમાંથી ન ભુંસાઇ જાય, એવા ઇરાદાથી વાર્ત્તાનાં પાત્રોનાં નામો ઐતિહાસિક નામોજ યોજવામાં આવ્યાં છે. દિલ્હીના બાદશાહ સિકન્દરનું નામ, હિન્દુઓમાં જેવી રીતે રાજા વિક્રમાદિત્યનું નામ મહા દાનિશમંદ તરીકે મશહૂર થઇ પડયું છે, તેવીજ રીતે મુસલમાન સમાજમાં એક દાનિશમંદ, દિલા-

પર અને સારા શહેનશાહ તરીકે મશહૂર થઇ પડયું હતું, એથી તેમના નામનોજ પરિચય આપવાનું આ વાર્તાના મૂળ લેખકને વિશેષ યોગ્ય લાગ્યું હશે, એવી મારી નમ્ર માન્યતા છે. તે ગમે તેમ હો, પરંતુ સેરિનાના રૂપમાં રહેલી ભેદી શાહજાદી દિલબહારનો અપૂર્વ પ્રેમ-અનુપમ અનુરાગ તથા આદર્શ સ્વામિભક્તિ આદિ સર્વને માટે ખરેખર પ્રશંસા પાત્રજ છે.

આ વાર્ત્તામાં પવિત્ર પ્રેમનો મહિમાજ મુખ્યત્વે દર્શાવ્યો છે. પ્રેમિક પ્રેમિકાને માટે તથા પ્રેમિકા પ્રેમિકને માટે કેવાં કેવાં અસહ્ય સંકટો સહન કરે છે, એનો આબેહુબ ચિતાર આ વાર્તામાં આપેલો છે.

બંગાળી ભાષાના એક મહા સુપ્રસિદ્ધ નવલકથાકારની એક મનોહર નવલકથા પરથી સમાજ, સ્થાન, પ્રથા તથા સંજોગપરત્વે પરિવર્ત્તન કરીને આ નવલકથા લખવામાં આવી છે, જે બદલ તે લેખક મહાશયનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું."

મારો આ પ્રયાસ ઇસ્લામ વાંચક બંધુઓને પસંદ પડશે, તો હું મારા આ પ્રયાસને સફળ થયો માનીશ. અંતે જે પાકપરવરદિગારની કૃપાથી હું આ વાર્ત્તાના પ્રથમ ભાગને સમાપ્ત કરી શકયો છું, તે દયાળુનો ખરા દિલથી ઉપકાર માની અહીંજ વિરમું છું."

પ્રયોજક



# અનુક્રમણિકા.





# ભેદી શાહજાદી.

## ભાગ પહેલો

ભૂમિકા

દિલ્હીના મશહુર બાદશાહ સિકન્દર લોદી, ઘણાજ ..., દાનિશમંદ અને ગુણવાન બાદશાહ તરીકે મુલકમશહુર હતા, ...ને રાજી રાખવામાં તેઓ એક્કા ગણાતા હતા. તે વખતના બીજા ... દેશોના રાજારજવાડાં અને સુલ્તાન–હાકેમોના કરતાં તેઓ દરેક બાબતમાં ચઢિયાતા હતા. રૈયતમાં તેમના નામની હાક વાગતી હતી અને તે સાથે તે તેમને ઘણાજ માનની સાથે ચાહતી હતી. તેમની દોલતનો ખજાનો હદબેહદ કિમતી જવાહિરથી ભરેલો હતો. પ્રજાજ ... હમેશના રિવાજ મુજબ સલ્તનતની મહેસુલ ચૂકવતા આવતા હતા એક મોટી ફોજ, તેમની સલ્તનતની સલામતી માટે રાખવામાં આવા હતી. તેમનું રાજ્ય સુખ અને અયેશવાળું હતું, રૈયત રાજ્યની વફાદાર ...તી, એથી એમના અમલમાં ટંટા–ફિસાદ, મારામારી, ચોરી કે લૂટફાટની આદત રૈયતમાં બિલકુલ પડી નહોતી.

બાદશાહ પોતે ઇન્સાફના તખ્તપર બેસી રૈય...ની ફરિયાદ સાંભળતા હતા. વાદી–પ્રતિવાદીનું કહેલું કાનોકાન સાંભળીને, તેઓ પોતે તેનો બરાબર ઇન્સાફ કરી, ખરા ગુન્હેગારને પકડી પાડી, બ્યાજબી સજા ફરમાવતા હતા. ગરીબોને માટે સદાવ્રતો

બંધાવી, રાજધાની તથા આજૂબાજૂના ગામોમાં કૂવા ખોદાવા, રસ્તાની બન્ને બાજૂએ ઝાડો રોપાવી, તેમણે પરમાર્થનાં ઘણાં ઘણાં કામો કર્યાં હતાં. આખી આલમમાં તેમના નેક નામનો ઝુંડો ઝળકી રહ્યો હતો. પણ પાક પરવરદિગારે એકીસાથે તેમને આટલાં બધાં સુખો, આટલી બધી દૌલત બક્ષવા છતાં, પણ તેમના દિલનું ખરૂં સુખ બિલ્કુલ નાબુદ થઇ ગયું હતું. તેમનું રાજ્ય શાંતિવાળું હોવા છતાં પણ બાદશાહના દિલમાં જરાપણ ચેન પડતું નહોતું.

એ બેચેનીનું સબબ કાંઇ બહારના દુશ્મનોના ચઢી આવવાની દહેશતનું નહોતું, પડોશના ખંડિયા અથવા તાબેદાર રાજાઓના હુલ્લડ કે તાબેદારી ન કબૂલવાના સબબથી તેઓ ખરી રીતે બેચેન બની ગયા નહોતા. એમની શાંતિનો નાશ થવાનું મુખ્ય કારણ તેમના મહેલમાંથીજ પેદા થયું હતું. ખંડિયા રાજાઓ અથવા તાબેદાર રૈયતને એની સાથે કાંઇ લાગતું વળગતું પણ નહોતું.

એ બેચેનીનું કારણ હવે અમે જણાવીશું. બાદશાહને બે શાહજાદીઓ હતી; જેમાંની મોટીનું નામ દિલબહાર અને નાનીનું નામ ગુલબહાર હતું. દિલબહારની ઉમ્મર જ્યારે પાંચ વરસની હતી, ત્યારે તે એક દિવસ પોતાની આયા અને જનાનાની બાંદીઓ સાથે નદીના વહેનમાં સાંઝની તાજી હવા ખાવા માટે ગઇ હતી. હમેશાં સાંઝ પડતાંની સાથેજ નદીમાં હવા લેવા જવાની દિલબહારને એક ટેવજ પડી ગઇ હતી અને તેમાં તે ઘણીજ આનંદ માનતી હતી. નાની ઉમ્મરની કન્યાની એ ઇચ્છામાં, બાદશાહ કાંઇપણ વાંધો ઉઠાવતા ન હોતા. પરંતુ ઉલટા આંખોને આનંદ આપનારી દુખ્તરને નદીની સફર કરી પાછી આવ્યા પછી તેઓ હદ ઉપરાંત ખુશ થઇને, તેને ઉત્સાહિત

કરતા હતા. પણ કિસ્મતની ક્યામતને જાણવી એ ઘણી મુશ્કિલ વાત છે! એવી જે કહેવત કહેવામાં આવે છે, તેમાં કાંઇપણ ગેરમુનાસિબ નથી !

નસીબજોગે એવી રીતે સાંઝે ફરવા જતાં એક દિવસે એક મોટો અકસ્માત્ થઇ ગયો ! યમુના નદીમાં એકાએક મોટું તૂફાન થવાથી તેની હોડી ઉંધી વળી ગઇ. બાદશાહજાદી દિલબહાર જમનાના આસ્માની આબમાં પવનના ઝપાટાથી ખેંચાઇને આ ફાની દુનિયાને છોડી આખી ઝિન્દગીને માટે ડૂબી ગઇ—ગાયબ થઇ ગઇ.

એક ખાજાસરાએ ઘણી મુશકેલીથી તરીને પોતાની જાન બચાવી હતી. તે ઘણી વાર સુધી નદીમાં જ્યાં ત્યાં તપાસ કરવા છતાં પણ શાહજાદીનો જ્યારે કાંઇપણ પત્તો મેળવી શકયો નહિ, ત્યારે મહેલમાં પાછા આવી તેણે હિન્દુસ્તાનના શિરતાજ શહેનશાહ, સિકન્દર લોદીને દિલબહારની પાણીમાં ડૂબી મરવાની ખેદજનક ખબર આપી !

હવે અહિં આગળ અમોને કહેવાની જરૂર નથી કે, જેવા બાદશાહને પોતાની વ્હાલી કન્યાના ડૂબી જવાના સમાચાર મળ્યા કે, તરતજ તેમણે તેના મડદાંનો પત્તો મેળવવા માટે ચારે તરફ ઘણાં ઘણાં માણસોને મોકલ્યાં હતાં; પરંતુ તેમાંના કોઇપણ માણસથી તેના મુડદાંને બાદશાહની પાસે લાવી રજૂ કરી શકાયું નહોતું.

આથી છેવટે છેક નિરાશ થઇને બાદશાહે જાહિર ફરમાન ફરમાવ્યું કે:—"જે કોઇ મારી પાણીમાં ડૂબેલી કન્યાનો કાંઇપણ પત્તો મેળવી લાવશે, તેને એક લાખ સોના મોહોરો બક્ષિસ આપવામાં આવશે."

આ ફરમાન થયા પછી, ચાર પાંચ વરસ વીતી ગયાં, તેમ

છતાં કોઈ દિલબહારને જીવતી અથવા મરેલી લાવી શક્યું નહિ, અરે તેની કશી ખબર પણ આપી શક્યું નહિ.

પાંચ વરસ રાહ જોયા પછી બાદશાહે પોતાની કન્યાને મરેલી ધારીને, તેની યાદગીરી માટે લાલ પત્થરનો એક સુંદર મુકરબો બંધાવ્યો અને એ મુકરબાની વચ્ચોવચ એક સફેદ સંગેમરમરની ઘણી ઉમદા અને દેખાવડી કબર બંધાવી, મુકરબામાં દાખલ થવાના દરવાજાના મથાળાપર એક પત્થરની તખ્તી બેસાડી દીધી. એ પત્થરમાં એવું લખેલું હતું કેઃ—"હજી પણ જે કોઇ પુરુષ મારી પાણીમાં ગુમ થયેલી કન્યાની કાંઇપણ ખબર લાવી આપશે, તે જો બાદશાહી જાતિનો, સારા વંશનો, અને પાક ઇસ્લામ ધર્મનો પુરુષ હશે, તો તેની હું મારી કન્યાની સાથે શાદી કરાવી આપીશ અને પચાસ મણ સોનું ભેટ દાખલ આપીશ. વળી મારી ગેરહાજરીમાં તે મારી મોટી સલ્તનતનો અર્ધોઅર્ધ ભાગીદાર પણ થશે."

ત્યાર પછી બીજાં પણ ત્રણ ચાર વર્ષ આવી રીતે વીતી ગયાં; પણ કોઇ પણ મનુષ્ય દિલબહારની બાબતમાં કશી ખબર આપી શક્યું નહિ. ત્યારે બાદશાહે બહુજ ગુસ્સામાં આવી એક ખોટા ખ્યાલને લીધે એક ભારી ટેક લીધી કેઃ—"જે કોઇ ઇન્સાન હવે પછી મારી કન્યાની કાંઇપણ બાતમી મેળવી લાવશે, તેની કત્લ કરી નાખવામાં આવશે."

બાદશાહનું મન બગડવાથી તેણે આવું જે સખ્ત ફરમાન જાહિર કર્યું, તેથી કરીને તેનો અંજામ એ આવ્યો કે, જો કદાચ કોઇ દિલબહારની તસ્વીર અથવા આકૃતિવાળી કન્યાને જોઈ શકતું, તોપણ જાન જવાની દહેશતથી બાદશાહી દરબારમાં આવવાની હિમ્મત કરી શકતું નહોતું. આવી રીતે બીજાં પાંચ વરસ પણ પસાર થઇ ગયાં.

એજ ગુમ થયેલી, પાણીમાં ડૂબેલી શાહજાદી દિલબહારની ભેદી જિન્દગીનું બયાન હવે આ વાર્તામાં વર્ણવવામાં આવશે. વાંચક ભાઇઓ સહજ ધીરજ ધરશે, તો એ ખોવાયલી, ગુમ થયેલી વડી શાહજાદી દિલબહારના સંબંધમાં ઘણી ઘણી ભેદ ભરેલી વાતો જાણી શકશે.

નાની શાહજાદી ગુલબહાર, હાલમાં ખૂબ ખૂબસૂરત નાજની હતી. પણ તે ઘણીજ અભિમાની હતી. ખુદાતઆલાએ જેવી રીતે ખૂબસૂરતીના ખજાના જેવી શાહજાદી દિલબહારને દરેક રીતે ભલા ગુણોની માલિક બનાવી હતી, તેવી રીતે ગુલબહારને બનાવી નહોતી. ગુલબહાર મર્દોને પોતાનાં ચક્ષ્મોથી જોઇ શકતી નહોતી. તેના ઉમેદવાર થઇને ઘણા શાહજાદાઓ બાદશાહના દરબારમાં હાજર થતા હતા, પણ ગુલબહાર એમાંના કોઇપણ શાહજાદાની સાથે શાદી કરવાને રાજી થતી નહોતી. વડી શાહજાદીના ગાયબ થઈ જવા પછી શહેનશાહ તેમની નાની શાહજાદી પર ઘણોજ સ્નેહ રાખતા હતા, એટલા માટે ગુલબહારને મરજી મુજબ ચાલવા દેવાની અથવા તેને નારાજ કરવાની તેઓ કશી કોશિશ કરતા નહોતા. પરંતુ નાની શાહજાદીના એ અજબ વહેવારથી, તેમના દિલમાં એક જાતની ભારી ગમગીની છવાઇ ગઈ હતી. એ દિલબહાર તથા ગુલબહારના રહસ્યવાળા જીવનની વાર્તાના આધારેજ આ ચાલૂ વાર્તાની શરુઆત કરવામાં આવી છે.



# પ્રકરણ ૧ લું.



## બાંદી કે બેગમ ?

"તું જે કહે છે, તે સાંભળીને મારૂં જિગર કમ્પી ઉઠે છે!"

"હું શું તારી પાસે જૂઠ્ઠું બોલું છું?"

"ખુદાના કસમ?"

"હા. ખુદાના કસમ! હું હજરતનું પાક નામ લઈ ખાત્રી સાથે કહી શકું છું કે, માલિકનો સત્યાનાશ વળી ગયો છે."

"કાંઇ પણ બાકી રહ્યું નથી?"

"ના, એક ફુટી બદામ પણ નહિ."

"ત્યારે હવે શો ઇલાજ કરીશું મુબારક?"

"દેનેવાલા-ખુદા હય, લેનેવાલા ભી વોહીજ હય. જ્યારે ઇન્સાનને તે દોલત આપે છે, ત્યારે જર-જવાહિર અને મોહોરોથી ખજાનાના ખજાનાજ ભરી દે છે. અને જ્યારે એ દોલતને પાછી લઇ લે છે, ત્યારે એકી સાથે બધું લઇ લે છે, પાસે એક કોડી પણ ન રહેવા દેતાં રસ્તાના ભીખારી કે ફકીર બનાવી દે છે."

"લાખ લાખ રૂપિયા અને જવાહિરના મોટા મોટા ઢગલા, શું ફક્ત એકજ વરસમાં ઉડી ગયા-ફના થઇ ગયા?"

"ફના કેમ ન થાય? કોઇની પણ વાત તો સાંભળતાજ નથી! બે હાથે ખરચ કર્યે જાય છે! યારોનાં ટોળાનાં ટોળાં એકઠાં કરી મોજ શોક અને ગાનતાનમાં આખો દહાડો વીતાડે છે. પીપનાં પીપ શિરાજી ખાલી થઇ ગઇ છે. તરેહ તરેહનાં ખાણાં, મીઠા મીઠા મેવા, અને તેની સાથે ઓરતોની મિજલસ, ખુશામદી યારોની ખુશામદ વગેરે બધાંએ એકઠા મળીને દાટ વાળી દીધો છે. હું તેમને કાંઇ પણ કહેવા કે સમજાવવા જાઉં છું, તો તરતજ ચાબૂક લઇને તેઓ મને

પણ મારવા દોડે છે ! બસ, આવી રીતેજ તેમનું મન રાત દિવસ બદબખ્ત યારોની ખુશામદમાં તથા નશાની બહારમાં મશગુલ રહે છે !"

"તને આટલી બધી ચાહે છે, તેમ છતાં પણ સારી વાત કહેવા જતાં તને ધિક્કારી કાઢી ! સેરિના ! ખુદાની મરજીને કોઇનાથી કાંઇ થોડીજ અટકાવી શકાય છે! જે થવાનું હતું તે થઇ ગયું છે. અને એના અન્જામથી આપણા સુલતાન માલેક, આજે રસ્તાના ભિખારી બની ગયા છે ! હમણાં લેણદારો તેમને ગળે વળગી પડયા છે, કોઇને પણ તેઓ પૈસા આપી શકતા નથી. તે ઉપરાંત વળી ગજબની વાત તો એ છે કે, જેમને લીધે આટલી બધી મોજમજા, અયશ–આરામ, દૌલતની ખુવારી, આવાં ખાણાં–પીણાં કરવામાં આપણા હાકેમે પોતાની સઘળી મિલકત બરબાદ કરી નાખી છે, જેઓ ખોટી ખુશામદ કરી, રોદણાં રોઇ ગમે તે ઇલાજે બન્ને હાથથી માલિકના ખજાનાને ખાલી કરી બધી દૌલત ચોરી ગયા છે, રંકમાંથી અમીર અથવા ગરીબમાંથી તવંગર બની બેઠા છે, તે સઘળા યાર કે દોસ્ત જેવા કૂતરાઓ, આપણા માલિકની આવી દુઃખભરેલી હાલતને વખતે એક પછી એક ખસી ગયા છે. અરે! એટલુંજ નહિં, પણ તેમણે માલિકને ત્યાં આવવાનું અથવા મોઢું બતાવવાનું પણ બિલ્કુલ બંધ કરી દીધું છે. ખાલી એટલેથીજ પત્યું નથી, પણ લેણદારોના તકાદાથી ગભરાઇને આપણા ભલા માલિક તેમની પાસે પૈસાની મદદ માગવા ગયા હતા. ત્યારે તેમાંના કેટલાક શયતાનોએ તેમની મુલાકાત પણ કરી નહોતી અને કેટલાક નિમકહરામ નામર્દોએ તેમને બેઇજ્જત કરી નસાડી મૂકયા હતા."

"અજાયબીની વાત છે મુબારક ! આ દુનિયાં શું આટલી બધી સ્વાર્થી છે! દૌલતનો અધિકાર આ આલમમાં આટલો બધો

છવાઇ ગયો છે! શયતાની હરામી શું ઇન્સાનના મુખ્ય ધર્મરૂપ થઇ પડી છે! જેમના સુખને માટે, તેમણે પાણીની પેઠે પૈસા ખર્ચ્યાં હતા, તેઓ આ દુઃખના દિનમાં તેમની સાથે મુલાકાત પણ કરતા નથી! ખુદા કયામતને દહાડે એ નિમકહરામીઓનો અદલ ઇન્સાફ કરશે!"

"આ ફાની દુનિયામાં સુખના દહાડા હંમેશને માટે ટકતા નથી. સેરિના! અંધારૂં અને અજવાળું, ચડતી અને પડતી વારફરતી આવ્યાજ કરે છે! આપણા હાકેમ દાનિશમંદ, દિલાવર અને ગરીબોના અન્નદાતા છે, બીજાના ઉપકારને માટે ખયરાત કરવામાં તેમની ઘણી મિલ્કત બરબાદ થઇ ગઇ છે; દૌલત જવાથી પાછી દૌલત આવે છે. પણ માણસના ગયા પછી એ દૌલત શા કામની? ખુદા, આપણા માલિકને સો વર્ષની લાંબી જિંદગી આપો. મનમાં નક્કી યાદ રાખજે કે, અલ્લાના ખરા ઉપાસક અબુઅયુબના પુત્ર ઇબ્રાહીમને કદી પણ અન્નના ફાંફાં મારવાં પડશે નહિ. તેમ છતાં તું નથી જાણતી કે, ઘણા વખત થયાં તેમને ભાન આવ્યું છે! હવેથી તેઓ ખૂબ ચેતીનેજ ચાલશે. સેરિના! આપણા માલિકનું દિલ રહેમદિલીથી ભરેલું છે! બીજાનું દુ;ખ દેખીને તેમનાં ચશ્મમાંથી આબની ધારાઓ વહેવા માંડે છે. પોતાનું પીરસેલું અનાજ પણ તેઓ આંગણે આવેલા ભૂખ્યા ભીખારીને આપી દે છે. ખોટા ખર્ચથી તેમનો ખજાનો અત્યારે ખાલી થઇ ગયો છે, એ ખરૂં, પરંતુ તે ખાલી ખજાનો ખુદાની મહેરબાનીથી પાછો તર થઇ જશે."

"આમીન, આમીન! મુબારક! તું તેમનો પ્રિય બંદો છે અને હું તેમની પ્યારી બાંદી છું! ભલા માલિકના મુખ સ્હામું જોઇનેજ આ આલમમાં આપણે ઘણા દિવસો ગુજાર્યા છે. તેઓ આબાદ રહો! તેમના ભલા માટે હમેશાં ફજરમાં ઉઠીને હું મસ્જિદમાં જઈ

છૂપી રીતે બંદગી કરતી આવું છું, એ તો તું જાણેજ છે ! તે મહાન અલ્લાહ શું મારા જેવી બદ કિસ્મત લોંડીની બંદગીને કાન પર નહિ ધરે ?"

ઉપર મૂજબની વાતચીત એક બંદા અને બાંદીની વચ્ચે થતી હતી. બંદાનું નામ મુબારક હતું અને બાંદીનું નામ સેરિના હતું. તેમના માલિકનું નામ ઇબ્રાહીમ હતું.

ઇબ્રાહીમના વાલીદ અબુઅયુબ, દિલ્હીના બાદશાહના ઝવેરી હતા. અજમેરમાં તેમનું જન્મસ્થાન હતું. એ અજમેરમાંજ, તેઓ એક મહેલ જેવો બંગલો બંધાવી તથા અખૂટ દોલત રાખી, જન્નતનશીન થયા હતા. તેમનો એકનો એક પુત્ર અલી ઇબ્રાહીમ હતો.

અલી ઇબ્રાહીમ, ફારસી, અરબ્બી અને ઉર્દુ ઝબાન જાણતો હતો. તેમાં તેણે સારી ખ્યાતિ પણ મેળવી હતી. લોકોમાં અને સમાજમાં તે એક વિદ્વાન તરીકે ઓળખાતો હતો. પણ ઇબ્રાહીમે જે સારી શિક્ષા મેળવી હતી, તેનું પરીણામ તેની કમનસીબીને લીધે ખરાબ સોબતથી તદન ઉલટું આવ્યું. તે વિદ્યાથી જે ગુણ ગ્રહણ કરવા જોઇએ, તેને તેણે બિલ્કુલ છોડી દઇને તદ્દન અવળો રસ્તો પકડી લીધો હતો.

મરતી વેળાયે અબુ–અયુબ, પાંચ લાખ રૂપિયા રોકડા તથા તે ઉપરાંત હીરા–મોતી અને જવાહિરથી પોતાનો ખજાનો તર કરી મૂકતા ગયા હતા. તેમના મનમાં મોટી મુરાદ હતી કે, તેનો ગુણવાન અને વિદ્વાન પુત્ર કોઇની પણ પરવાહ રાખ્યા વિના પોતાની જિન્દગી સુધી બેઠો બેઠો ખાધા કરશે, તો પણ તેમનો ખજાનો ખૂટશે નહિ. પરંતુ તેમના મનની એ મુરાદ બિલ્કુલ બર આવી શકી નહિ.

એનું સબબ બીજું કાંઈપણ નહોતું. જવાનીમાં હાથમાં દોલત આવવાથી, માથે કોઇ મુરબ્બી ન રહેવાથી અને અવિવેક આવીને એકત્ર થવાથી જે બુરૂં પરિણામ આવે છે, તેવુંજ આ બાબતમાં પણ બન્યું હતું. અબુ–અયુબની બીજી ખ્વાહિશ એ હતી કે, તે પુત્રની શાદી કરીને એક સુંદર જોરુને ઘરમાં લાવી શકશે. આ ખ્વાહિશથી તેમણે અનેક ઉમદા કુટુંબની ખૂબસૂરત કન્યાઓની તપાસ પણ કરી હતી. એક ઠેકાણે શાદીનો દિવસ પણ નક્કી થઇ ગયો હતો, પણ તેમનું એકાએક મોત ઉપજવાથી, એ કાર્યને અમલમાં મૂકી શકાયું નહોતું.

એ મુકરર કરેલી કન્યાના વાલીદે–ઇબ્રાહીમના ભવિષ્યના સસરાએ, અબુ અયુબના મરણ પછી પણ, ઈબ્રાહીમની સાથે પોતાની કન્યાની શાદી કરવા માટે ઘણી ખેંચતાણ કરી હતી, પરંતુ તેના મનની મુરાદ પૂરી થઇ નહોતી. ઇબ્રાહીમે તેને સાફ કહી દીધું હતું કે, “શાદી કરીને જિન્દગી સુધીની તાબેદારી ખરીદી લેવાની મારી ઇચ્છા નથી. તમારી ખેંચતાણનું કાંઈપણ ફળ મળી શકે તેમ નથી,”

કેટલાક માણસોનું એવું અનુમાન હતું કે, એ મુકરર કરેલી કન્યાને તલાક આપીને, તેમની ખૂબસૂરત બાંદીની સાથે ઇબ્રાહીમ સાહેબ શાદી કરવા માગે છે. એ વખતે ખરીદેલી બાંદીની સાથે શાદી કરવાનો એવો એક રિવાજ, મુસલમાનોમાં ચાલૂ હતો. પરંતુ જ્યારે તેમણે જોયું કે, પિતાના મરણ પછી ઇબ્રાહીમ, એક હાથે પિતાની એકઠી કરેલી મિલકતને ઉડાવી રહ્યો છે, નકામો ખર્ચ કરી રહ્યો છે, ત્યારે ઘણાં માણસોએ એવી ધારણા ધારી લીધી કે, ઇબ્રાહીમ શાદી ન કરતાં કુંવારોજ રહેશે. આથી હવે કોઇ પણ પુરૂષ, પોતાની રૂપાળી કન્યાની સાથે શાદી કરવાનો તેની પાસે આવી આગ્રહ કરતું નહોતું.

એ ખૂબસૂરત બાંદી સેરિનાને અબુઅયુબે, સારૂં ધન આપી એક કાશ્મીરી ગુલામના વહેપારી પાસેથી ખરીદી લીધી હતી. સેરિનાની ખૂબસૂરતી જેવી મશહુર હતી, તેવાજ એના ગુણ પણ મશહુર હતા. ભલા માલિક અબુઅયુબ, સેરિનાના ગુણોથી ફીદા થઇને તેને પોતાની દીકરીની પેઠે ચાહતા હતા. એથી કરીને ઇબ્રાહીમના કુટુંબમાં સેરિનાની સારી સત્તા જામી ગઇ હતી. ખરૂં કહીએ તો, તે બાંદીની હાલતમાં રહેતી નહોતી. મકાનના બીજા બધા નોકર ચાકરો અને બાંદીઓનાપર તેની સખ્ત હકુમત ચાલતી હતી.

અહા! કેવી ખીલતી જુવાની એ સેરિનાના બદનમાંથી બહાર નીકળી રહી હતી! તેની ઉમ્મર વીસ વર્ષની હતી. તે જાણે ખીલેલાં સેંકડો કમળના દળ જેવી શોભામયી હતી. કાન સુધી ફેલાયલાં સિતારા જેવાં ચળકતાં ચશ્મો, કમળના ફૂલપર પડેલાં ઝાકળનાં બિન્દુ જેવાં સોહામણાં જણાતાં હતાં. પગની પાની સુધી લંબાયલા તેના કાળા વાળ, ભમરાના રંગથી પણ વધારે કાળા હતા. તેના ગુલાબી રંગથી રંગાયલા ગાલ, મામૂલી મહેનતથી તથા આફતાબની રોશનીથી તપીને લાલ છટાને ધારી લેતા હતા. એ પરસ્તાનની પરી જેવી સેરિનાને જોઇને તેનો જવાન માલિક ઇબ્રાહીમ એક વાર ઇશ્કથી ફીદા થયેલા દિલથી બોલી ઉઠયો હતો કેઃ— “સેરિના! સેરિના! તું કેવી ખૂબસૂરત છે! સેરિના! તું શું! મારા દિલની ખ્વાહીશને પૂરી નહિ કરે? બાદશાહી બેગમ તરીકે, આ ઘરમાં નહિ બિરાજે?”

સેરિનાએ તેના કોમળ દિલના માલિકની આ આવેશવાળી પ્રેમ માગણીને કદીપણ કઠોરતાથી ઇન્કાર કર્યો નહોતો. અથવા તેના માલિકને કદી પણ આશાવાળાં વચનોથી હા પણ પાડી નહોતી. ઇબ્રાહીમે ધાર્યું

હોત તો એની સાથે જોરજુલ્મથી પણ શાદી કરી શકત. પરંતુ તેની ચાલચલગત તેવી નીચ અથવા છેક હલકા દરજ્જાની નહોતી. તે સેરિનાના રૂપની તારીફ કરતો હતો, સેરિનાના વસ્લની ભીખ માગતો હતો, તેની પાસેથી આશાભર્યો જવાબ ન મળવાથી નિરાશ થતો હતો, પણ કદાપિ સેરિનાને તે શાદી કરવાની ફરજ પાડતો નહોતો. તેની મહોબ્બતમાં ઇશ્કના કાદવનો ગંધાતો દુર્ગંધ નહોતો.

ખીલેલું ફૂલ જોઇને, ઘણાં માણસો જેવી રીતે આંખનો આનંદ મેળવે છે, સૂરીલા અવાજવાળાગળાના સૂરતાલવાળા સંગીતને સાંભળીને ઘણાં માણસો જેવી રીતે કાનને તૃપ્ત કરે છે, તેવીજ રીતે ઇબ્રાહીમ પણ સેરિનાના બીનને પણ શરમાવી દે તેવા સ્વર અને પરીને પણ નમાવી દે તેવી ખૂબસૂરતીને જોઇને એક જાતની મોજ માનતો હતો. એ મોજમાં જ તેનું ખરૂં સુખ અને ખરો સ્વાર્થ સમાયેલો હતો.

મરતી વેળાયે અબુઅયુબ, સેરિનાને બે હજાર સોનામોહોરો આપી તેને બાંદીના બંધનમાં છૂટી કરતા ગયા હતા. ઇબ્રાહીમ પણ એ વાતને જાણતો હતો કે, તેના વાલીદની આપેલી છૂટ મૂજબ, હવે તે તેની ખરીદેલી દાસી રહી નથી. તે પોતાની મરજીમાં આવે, તો તરજ ગમે ત્યાં ચાલી જવાને મુખત્યાર છે. પરંતુ તેમ છતાં પણ તે ગઇ નહોતી. ઇબ્રાહીમે ઘણીવાર તેના દિલની પરીક્ષા કરવાના ઇરાદાથી તેને રવાના થવાનું કહ્યું હતું, પણ તેમ છતાં પણ તે તેમ કરવાને કબૂલ થઇ નહોતી. તેણે ઇબ્રાહીમને કહ્યું હતું કેઃ—"હું નિરાધાર—આશ્રય વગરની એક અનાથ ઔરત છું. આ દુનિયામાં મારે મારૂં કહેવા જેવું કોઇજ નથી. મારા જન્નતનશીન માલિકે, મને પોતાની પાળી પોષીને મોટી કરી છે. આ દગાબાજ અને સ્વાર્થી દુનિયાના જુલ્મના પંજામાં ધકેલી દઇને તમે મને તરછોડશો નહિ.

હું આપખુદી કે આપસુખત્યારને ચાહતી નથી. હું હમેશને માટે તમારૂં બાંદીપણું ગુજારીને મારી જિન્દગીને સફળ થયેલી માનીશ."

ત્યાર પછી ઇબ્રાહિમે સેરિનાને એ બાબતમાં કશું પણ કહ્યું નહોતું. પણ ઉલટો તે તેને ત્યારથી પોતાના કુટુંબની કોઇ નજીકની સગી જેવીજ ગણવા લાગ્યો હતો.

હાલમાં ઘણા દિવસ સૂધીના ફુજુલ ખર્ચથી, પિતાની મેળવેલી સઘળી મિલ્કત ખલાસ થઇ જવાથી, ઇબ્રાહીમ ઘણોજ પૈસાની તંગીમાં આવી પડયો હતો. લાખો લાખો સોના મોહોરો, અખૂટ જવાહિર વગેરે બધું ખુટી ગયું હતું, ખજાનામાં એક ફુટી બદામ પણ બાકી રહી નહોતી. શહેરમાં તેનાં જે બે ભાડે આપવાનાં મકાનો હતાં, તે પણ લેણદારોને ત્યાં ગીરો મુકાઇ ગયાં હતાં. સારાં ફળવાળા ઝાડોના બે બગીચા હતા, તે પણ છેવટે ગીરો મૂકાઇ ગયા હતા. હવે ફક્ત પોતાનું રહેવાનું એક મકાનજ બાકી રહ્યું હતું,

સુખના કુતરા જેવા દોસ્તો, ઇબ્રાહીમની બદહાલત જોઇને, બધા એક પછી એક સરી પડયા અને ઇબ્રાહીમને તેમણે એકદમ છોડી દીધો. માણસોના કોલાહલથી ભરપૂર રહેતું નાટકશાળા જેવું તેનું સુંદર મકાન ધીમે ધીમે મોજમજાવાળા જલ્સાઓ વિનાનું થઇ પડયું. લેણદારોએ તકાદા કરવા માંડયા હતા-કોઈ કાજીની પાસે દાવો કરવાની બ્હીક બતાવતા હતા, તો વળી પાછા તેમાંના જેઓ કાંઇક દિલાવર અને દિલના દર્દી હતા, તેઓ તેને દેવું પતાવી આપવાની મુદ્દત વધારી આપતા હતા.

આ પહેલાંજ અમો જણાવી ચૂકયા છીએ કે, ફક્ત નાચગાન અને શિરાજીના જલ્સાઓમાંજ ઇબ્રાહીમની સઘળી મિલ્કત બરબાદ

થઇ ગઇ હતી, તેમ પણ નહોતું. પાપના ફુઝુલ ખર્ચની જોડે પુણ્યની ખયરાત પણ હતી. એક મુસાફિરખાનામાં તેણે હમેશાં ખયરાત કરવાનો બંદોબસ્ત કર્યો હતો. હમેશાં ફજરમાં ઉઠતાંની સાથેજ તે ત્રણ સોના મોહોરો મુસાફિરખાનામાં મોકલી આપતો હતો. પરંતુ અત્યારે તંગી પડવાથી તે ધર્મની ખયરાત પણ તેના તરફથી બંધ પડી ગઇ હતી. પણ અજાયબીની વાત છે કે, તેણે બે ત્રણ માસ પહેલાં પૈસાના અભાવે એ હમેશની ખયરાતને બંધ કરવા છતાં પણ મુસાફિરખાનાનું કામ બરાબર રીતસર ચાલ્યા કરતું હતું. એક દિવસે તેણે મુસાફિરખાનાના માલિકને બોલાવીને પૂછ્યું કે:–"આ છેલ્લા બે ત્રણ માસ થયા તમે મારી પાસેથી મુસાફિરખાનાનું રોજનું ખર્ચ લઇ ગયા નથી. તોપણ મારા સાંભળવા મૂજબ મુસાફિરો અને મિજમાનોની બરદાસ્ત પહેલાંના જેવીજ થાય છે, તો તેનું શું કારણ છે વારૂ ?"

મુસાફિરખાનાના માલિકે જવાબ આપ્યો:— "મને જણાય છે કે, કેટલાંક કારણોને લીધે હુજૂરની યાદગીરીમાં કાંઇક ફેરફાર થઇ ગયો છે. આપની મહેરબાનીથી મળતા દ્રવ્યમાંથી જ હજી સુધી કામ ચાલી રહ્યું છે. તેમ છતાં પણ પહેલાં હું હમેશાં ફજરમાં આવીને આપની પાસેથી ત્રણ મહોરો લઇ જતો હતો, પણ હવે મારે એમ કરવું પડતું નથી. હું ઘેર બેઠાંજ અત્યારે એ ખર્ચના રૂપિયા મેળવું છું. દરરોજ મળસ્કામાં પથારીમાંથી ઉઠતાંની સાથે જ હું મારા સૂવાના ઓરડામાં, એક રૂપિયાની કોથળી જોઇ શકું છું! એ કોથળીમાંથી મને કોઇ કોઇવાર કાગળનો નાનો ટુકડો પણ મળી આવે છે. તે કાગળમાં એવું લખવામાં આવે છે કે:– "અલી ઇબ્રાહીમ સાહેબ તરફથી હમેશની ખયરાત દાખલ આ રૂપિયા મોકલવામાં આવ્યા છે. તમને

ખુદાની દોહાઈ છે કે, આ કાગળના ટુકડે ટુકડા કરી, આ ત્રણુ મો-હોરો લઇ લેશો. આ વાત કોઇની પાસે જાહેર ન થાય, તેની ખાસ કાળજી રાખશો."

આ વાત સાંભળીને ઇબ્રાહીમ ઘણોજ તાજ્જુબ થયો હતો. આમ છૂપી રીતે મુસાફિરખાનામાં કોણુ રૂપિયા મોકલી આપે છે, તેનો તે કશો નિર્ણય કરી શકયો નહિ. તે ઘણોજ દંગ થઇ ગયો. બે માસ થયાં તે તદ્દન પૈસા વિનાનો થઇ પડયો છે, તેમ છતાં પણુ પહેલાંની પેઠેજ ખયરાત ચાલુ રહી છે, તો તેનું શું કારણુ છે? એ દિલાવર દાતાર કોણુ છે અને કયાં રહે છે? આવી આવી ઘણી વાતો તેના મનમાં આવવા લાગી.

ગમે તેમ હો, પણુ આખરે એવો એક સખ્ત બદ દહાડો આ-વ્યો કે, જે દહાડે ઇબ્રાહીમના હાથમાં એક કોડી પણુ ન રહી. આ પહેલાંજ તેણે ગુલામો તથા બાંદીઓને રવાના કરી દીધી હતી. તેનું અયશવાળું કોલાહલથી ભરેલું રહેતું મોટું મકાન, હમણાં જાણે વેરાન જેવું બિહામણું બની ગયું હતું. ત્યાં જતાં પણુ ઘણાના મનમાં ધા-સ્તી થતી હતી. ચારે તરફ ગમગીની, રંજ છવાઇ ગયો હતો ચારે તરફ બિહામણા દેખાવો દેખાવા લાગ્યાહતા. તમામ ઓરડાઓની શોભાનાં સાધનો વેચાઇ ગયાં હતાં અથવા ગીરો મૂકાઇ ગયાંહતાં. મોટાં મોટાં ઘર બિલ્કુલખાલી પડયાં હતાં

તે મકાનમાં જે સઘળા નોકર-ચાકરો, બાંદીઓ વગેરે હતાં, તેમાંના કોઈ પગારના અભાવથી, કોઈ ખોરાકીની તંગીથી, કોઇ મા-લિકની ગરીબ હાલતથી નિરાશ મનથી ચાલ્યાં ગયાં હતાં. ફક્ત તે હંમેશની ભરોસાદાર સેરિના અને મુબારક જ રહ્યાં હતાં. ઇબ્રા-

હીમે સેંકડો વાર તેમને રવાના થવાનું ફરમાવ્યું હતું, છતાં પણ તેઓ ગયાં નહોતાં. વળી બાંદી સેરિનાને, તે ઘણાજ પ્યારની નજરથી જોતો હતો. પહેલાંજ અમો જણાવી ચૂકયા છીએ કે, સેરિના ખુબસુરતીમાં જહાંની પરી જેવી હતી. ફક્ત ખુબસૂરતીમાં જ સરિના ચઢિઆતી હતી, એમ નહોતું, ગુણમાં પણ તે મશહુર હતી. તેણે પોતાના માલિકના દિલને ખુશ રાખવા માટે સંગીતની તાલિમ લીધી હતી, અને નાચ-કુદામાં પણ તે એક નામજાદી ગણાતી હતી. તે ઘણી મીઠાબોલી અને શરમાળ હતી. તેના મ્હોં અને આંખોમાં જાણે રહમદિલી છવા-યલી હોય એમ જણાઇ આવતું હતું.

અને ગુલામ મુબારક—તેના ગુણની પણ ગણતરી થાય તેમ ન-હોતી. તે ઇબ્રાહીમના વાલીદના અમલનો ગુલામ હતો. તેના બદનમાં જેવી તાકાત હતી, તેવોજ તે મહેનતુ હતો, તેનો ખાવિંદ ઇબ્રાહીમ તેનાપર પૂરતો ભરોસો રાખતો હતો. તે ઘણા દિવસ થયાં આ કબી-લામાં આવીને રહ્યો હતો. માલિકના સુખના દહાડાનો તે સોબતી હતો, બેવફાદારી કોને કહેવામાં આવે છે, તેને તે જાણતો પણ ન-હોતો. તે પોતાને સુખને માટે એવી કશી દરકાર પણ નરાખતાં ફક્ત પોતાનો માલિક શી રીતે સુખી થાય, એની જ હર હમેશાં કાળજી રાખતો હતો. માલિકને ખુશ કરવાથીજ તે ખુશી થતો હતો.

સેરિનાએ કહ્યું :– "જો મુબારક ! દિવસ ચલાવવાનો ભાર તે આખી આલમના વાલીદ પરવરદિગારના ઉપર રહેલો છે. જોને અત્યા-રે આપણા માલિકના હાથમાં એક રાતી પાઇ પણ નથી, છતાં ઘણીજ ખુશીની સાથે દહાડા ગુજરી જાય છે ને [illegible]

મુબારકે સહજ હસીને કહ્યું:- "શા સારૂ ન ગુજરે? તારા જેવી બેહેસ્તની પરી જેના ઘરમાં રહે છે, તેને શી ફિકર છે?"

"તારી આ બધી વાતો ફક્ત હસવા જેવી જ છે મુબારક!"

"હું બધું જાણું છું સેરિના! છેક બચપણથીજ હું તારી દરેક દરેક ચપળતાને જોતો આવું છું. સાહેબ મરતી વેળાએ તને બે હજાર અશર્ફીબક્ષિસ આપતા ગયા છે. તે ઉપરાંત આજ લગી તેં જે પગાર મેળવ્યો છે, તેની બધી રકમ પણ તેં જમા કરી રાખી છે. એ સઘળા રૂપિયામાંથી જ અત્યારે આ બેમદદી કબીલાનું ખરચ ચાલી રહ્યું છે. તારા દિલની આ દિલાવરી જોઇને, ઘડીએ ઘડીએ હું એટલો બધો આફરીન થઇ જાઉં છું કે, જેથી મારૂં જીગર ભેદાઇ જાય છે, ચશ્મમાંથી આંસૂ વહેવા માંડે છે. મને ઘણીવાર એવું મન થઇ આવે છે કે, જાણે હું હંમેશને માટે તારો ગુલામ બની રહું!"

"જા, જા, તારે મારી આટલી બધી વડાઇ ન કરવવી. તું ચૂપ કર. આમ જો આપણા માલિક આ તરફ આવી રહ્યા છે, તેમનું કરમાવલું મ્હોં જોઇને મારી છાતી ફાટી જાય છે, કદાચ વળી પાછી કાંઇ નવી આફત તો નહિં આવી પડી હોય ને!"

બરાબર એજ વખતે, ઇબ્રાહીમ ત્યાં આગળ આવીને ફીકા મ્હોંએથી બોલ્યો:- "સેરિના! તમે બેઉ જણાં શી વાતચીત કરતાં હતાં? હું ધારૂં છું કે, મારા જેવા કમનસીબ માલિકની જ વાત કરી રહ્યાં હશો?"

સેરિનાએ માલિકને સલામ કરી ઘણાજ નરમાશભરેલા અવાજથી કહ્યું:- "ના, જનાબેઆલિ! આપના સંબંધમાં કોઇ એવી ખાસ વાત થતી નહોતી. મેં સાંભળ્યું હતું કે, આપ તે શયતાન

ઉમર શેખની પાસે ગયા હતા. આપને પાછા આવતાં બેહદ ઢીલ થયેલી જોઇને, અમો એ બાબતમાંજ વાતચીત કરી રહ્યાં હતાં. એ ઉમર માલદાર અને ધનવાન હોવાથી શું થયું? તેનું દિલ ઘણુંજ હલકું છે, એક પૈસાનો પણુ તે માબાપ છે, કદાચ આપની સાથે તેની કાંઇ તકરાર થાય, તો તે શયતાન આપને કેવા ખરાબ શબ્દ કહી સંભળાવે, એનો! કાંઇ નિશ્ચયજ નથી. આ ખયાલજ અમારા દિલને બેચેન કરી રહ્યો હતો."

ઇબ્રાહીમે દિલગીરીની સાથે એક ઉંડો નિઃસાસો નાખીને કહ્યું:—"સેરિના! તમારો ખયાલ ખોટો નહોતો. ખરેખર આજે તેની સાથે મારે ખૂબ તકરાર કરવી પડી છે, તમારી બેઉની પાસે તો હું કાંઇપણ છૂપું રાખતોજ નથી, એટલે અત્યારે પણ ખરેખરૂં જણાવવામાં મને કશી હરકત નથી. સોનામોહોરોની વાત તો દૂર રહી, પણ અત્યારે મારી પાસે એક તાંબાનો ટુકડો પણ રહ્યો નથી. હું ઉમર શેખની પાસે શા સબબથી ગયો હતો, તે તું જાણે છે? ફક્ત મારા આ છેવટના આધારરૂપ મકાનને બચાવી રાખવા ખાતરજ. પણ તે તો તેમ કરવા માગતો નથી. તે એમ કહે છે કે, તે દિવસે મેં તેની પાસેથી જે ચારસો રૂપિયા વ્યાજે લીધા હતા, તે પહેલાં મને આપી જાઓ. માટે સેરિના! તેની પાસેથી જે રૂપિયા વ્યાજે ઉધાર લીધા છે, તે તેને પહેલાં ચૂકવી આપવા પડશે. વળી ત્યાર પછી તેણે મને જે ગજબની વાત કહી છે, તે તો મારાથી તારી આગળ કહી સકાતી પણ નથી."

સેરિનાએ કહ્યું:—"મેહરબાન માલિક! અન્નદાતા! આ કમનસીબ બાંદી હર હમેશથી આપના પિતાનું નમક ખાતી આવી છે. બચપણની એક ઘણીજ દૂરની યાદગીરી મારા મનમાં ખ્વાબના પડ-

છાયાની માફક તરી આવે છે ખરી, પણ મને લાગે છે તે ફક્ત ખોટું ખ્વાબ હતું. ઘણાજ દૂરના કન્દહાર મુલ્કમાંથી આપના વાલીદ મને એક કાશ્મીરી ગુલામના વહેપારી પાસેથી ખરીદી લાવ્યા છે. એ વાત તેમણે મને ઘણીવાર કહી હતી. આપના આશ્રયમાં રહી, આપની દિલાવર જિન્દગીને જોઇ તથા આપની રહમદિલીથી ખેંચાઇ આવીને હું આપની બાંદીની પણ બાંદી બની ચૂકી છું, આપની અને આપના પિતાની મહેરબાનીનો બદલો મારા જેવી કમનસીબ બાંદીથી હરગિજ વાળી શકાય તેમ નથી. મામલો ગમે તેવા સંગીન પાયાપર કેમ નથી આવી જતો, તો પણ મને તેની બિલ્કુલ દહેશત નથી. આપ આપના મુખેથી કહી દો કે, ઉમરની સાથે આપને શી તકરાર થઇ હતી, તેણે આપને શી ધાસ્તી બતાવી હતી ? જો કે, હું આપના કહેવા પહેલાંજ ઘણીખરી બીના જાણી ગઇ છું."

"શું જાણી ગઇ છે સેરિના ?

" તે શયતાન શેખ ઉમર મને ગુલામડી તરીકે માગે છે!" સેરિનાએ કહ્યું.

"શું ખરેખર એમજ છે ?"

સેરિનાએ જવાબ આપ્યો:–"પણ આપ ચોક્કસ ખાત્રીથી યાદ રાખજો, મારા માલિકે ! આપના આશ્રયને અમો સહજમાં છોડીશું નાહ. જે ખુદાના ફરિસ્તા જેવા ઇબ્રાહીમનેજ હમેશાં માલિક કહેતા આવ્યાં છીએ, તેને છોડી દઇ, તે શયતાનને અમો હરગિજ અમારો માલિક બનાવી શકીશું નહિ. કેટલું બધું તેનું દિલ નીચ છે, તે હું તેની એક દિવસની એક ખરાબ ચાલ પરથીજ જાણી ગઈ છું. ખુદાવિંદ ! મારી એ વાત સાંભળશો કે ? મેં મારા મનમાં ધાર્યું હતું કે,

તે બનાવ હું હવે આપના કાને નહિ સંભળાવું. એ ધારણાથી જ હજી સુધી હું આપને એ વાત જણાવી શકી નથી. એ વાત ફક્ત મારો સુખદુઃખનો હમેશનો સાથી મુબારક એકજ જાણે છે. મને આપની સખ્ત મના હતી કે, મારે ઘરમાંથી કદાપિ બહાર નીકળવું નહિ. તેમ છતાં પણ એક દિવસ ખાસ કામસર બહાર નીકળવું પડયું હતું. જે દિવસે આપ સખ્ત મુંઝારાના દર્દથી પીડાઇ રહ્યા હતા, તે દિવસે પીરની દરગાહમાં હું,આપના ભલાની ખાતર સિરની આપવા ગઇ હતી.

ઇબ્રાહીમે પૂછ્યું:-"ત્યારપછી શું બન્યું હતું ?"

સેરિનાએ જવાબ આપ્યો:-"રસ્તામાં મારી સાથે એ શયતાન ઉમર શેખની મુલાકાત થઈ ગઇ. શયતાને મને એક રંડીની પેઠે મશ્કરી કરીને કહ્યું;-''સેરિના ! તું ઘણી ખૂબસૂરત છે ! બાદશાહની બેગમ થવા જેવું તારૂં રૂપ છે. ખુદાએ તને ઇબ્રાહીમના જેવા ભીખારીને ત્યાં શા સારૂ બાંદી બનાવી, એ બાબતમાં મારાથી કાંઇ પણ સમજી શકાતું નથી. તું ઇબ્રાહીમનો આશરો છોડી દે, અને મારી પાસે ચાલી આવ. હું તને બે હજાર સોના મોહોરો બક્ષિસ આપીશ. ઇબ્રાહીમથી તું જરાપણ ડરીશ નહિ. હું થોડી મુદતમાંજ કાજીની પાસે મારા લેણા રૂપિયાને માટે તેના નામપર દાવો કરી, તેને નેસ્ત નાબૂદ કરીશ.' પરંતુ રસ્તાનાં માણસો આવજાવ કરતાં હતાં તેથી, તે બદબખ્ત બીજી કશી હુજ્જત કરી શકયો નહોતો.

ઇબ્રાહીમે ફરીવાર અજાયબીથી પૂછ્યું:-' તેં એની વાતનો જવાબ શો આપ્યો ?"

"મેં કહ્યું કે, જો તું, આખી આલમની દોલત એકઠી કરીને

મને લાવી આપે તો તેથી પણ હું તારી બાંદીગીરી કરવાને હરગિઝ કબૂલ થાઉં તેમ નથી. જે ખુલ્લા રસ્તાપર, એક જનાનખાનાની ઓરતની સાથે, આવો બદવહેવાર ચલાવી શકે છે, તેની આદત કેટલી બધી નીચ હશે, તે હું સહજમાંજ સમજી ગઇ છું. પહેલાં તું ઇબ્રાહીમના જેવો પાક અને ફિરસ્તો થા, ઇન્સાન જેવો ઇન્સાન બન તેની માફક દાન ખયરાત કર અને ત્યાર પછી મારી પાસે આવીને તારી આ માગણીને રજૂ કર, એટલે એ માગણીને કબૂલ કરવી કે નહિ, એનો હું ખ્યાલ કરી જોઇશ. જો તેં આજે મારા માલિકની પાસે આવી બેઅદબી વાળી માગણી કરી હોત, તો તેઓ તેની તને સખ્ત સજા કર્યા સિવાય હરગિઝ જીવતો છોડત નહિ. તું ઇન્સાનિયતને છોડી હયવાનિયતનો શાગિર્દ બનેલો હોવાથી બીજાની બાંદી સાથે આવી બેઅદબ વાતો બકવાને તૈયાર થયો છે.”

ઇબ્રાહીમ એવી દિલગીરીના વખતે પણ ખુશાલીમાં આવીને બોલી ઉઠયોઃ—“ આફ્રિન, સેરિના, આફ્રિન! એક વફાદાર બાંદીને મુનાસિબ જવાબજ તેં આપ્યો છે. ખરેખર આજે હું તને ખૂબ ધમકાવવાનો હતો. કારણ તેણે આજે પણ તારા સંબંધમાં આવી એક બિલ્કુલ નાપાયાદાર વાત કહી હતી. હું તે વખતે તેને ખૂબ ફટકારવાનો હતો, પણ એ દરમ્યાન તેનો દોસ્ત અસગર ત્યાં બેઠો હતો, એટલે મારે ગમ ખાઇ જવી પડી હતી. અસગર બડો બદમાશ હોય, એમ જણાય છે, કારણ કે, જ્યારે મેં તારી બાબતમાં ઉમરની સાથે તકરાર કરી, ત્યારે તે પણ ઉમરના વતી વચ્ચમાં કૂદી પડયો હતો.

સેરિનાએ કહ્યુંઃ—“ઠીક કર્યું. જો બેચાર ફટકા ઉમરની પીઠપર પડયા હોત, તો તે બરાબર સીધો થઇ જાત, જિન્દગી સુધી આવી

ખાટી ખો ભૂલી જાત."

"ખરૂં છે.-પણ તે એથી એટલો બધો ગુસ્સે થઈ ગયો, કે એને જોઇને એ વખતે મારા બદનમાં કમકમાટી વછૂટી ગઇ હતી. તે ઉપરાંત તેણે મને એક બીજી સખ્ત ધમકી પણ આપી હતી." ઇબ્રાહીમે કહ્યું.

"શી ધમકી આપી હતી ?"

"મામૂલી ચારસો રૂપિયા તે મારી પાસેથી ફક્ત સુદ બાબતજ મેળવશે. તેણે મને ધમકાવ્યો છે કે, એ રૂપિયા વસુલ કરવા માટે તરતજ કાજીની પાસે દાવો કરવામાં આવશે. બધાની આગળ મારી આબરૂના કાંકરા કરી તે મારી પૂરતી ફજેતી કરવામાં પણ કાંઇ ખામી રહેવા દેશે નહિ." ઇબ્રાહીમે જવાબ આપ્યો.

"ખુદાપર ભરોસો રાખો, મારા માલિક! દુઃખના દહાડા આવ્યા છે, એમ ધારીને, આપના જેવા શાણા માણસોએ આમ છેક નિરાશ થવાતું હશે કે ? ફિકર ન કરો. તેનામાં શી તાકાત છે કે, તે શયતાન આપની ઇજ્જત–આબરૂને નાબૂદ કરી શકે ?" સેરિનાએ કહ્યું.

ઇબ્રાહીમે કહ્યું:–" હું ખાતાદાર છું અને એ લેણદાર છે. 'લેણાનો ધણી લાડકો' એ વાતને તું કેમ ભૂલી જાય છે ? અત્યારે મારી પાસે એક પૈસો પણ નથી, આવી હાલતમાં હું એકી સાથે ચારસો ચારસો રૂપિયા કયાંથી લાવીશ ? સેરિના ! દૌલતના અભાવે મારા જિગરમાં જબરો જખ્મ થાય છે, મારી ચારે મેર મને નિરાશાનું ઘોર અંધારૂં જણાય છે ! હાય ! હાથમાં આવેલા લાખો રૂપિયા બરબાદ કર્યાં, તેનુંજ આ પરીણામ ! જર જવાહિરના ખજાનાને ખાલી કરી નાખ્યો, તેનીજ આ બધી મુશીબત ! યા અલ્લાહ ! રહમ

કર! આ ગુન્હેગાર અદનાપર રહેમ કર!"

"આ સાંભળીને સેરિનાની છાતી ભરાઈ આવી. તેનું દિલ પીગળી ગયું. તે આંખોનાં આંસૂ લૂછતી લૂછતી બોલી:–" જે પાક પરવરદિગાર કે જેમણે છેક ગરીબમાં ગરીબના ગુજરાનનો ભાર પણ વ્હોરી લીધો છે, તેઓ આપના તરફ જરૂર મહેરબાનીની મીઠી નિગાહ કરશે. હવે ખાવા માટે ચાલો, એ બધી નજીવી બાબતોની ફિકરમાં મગજને ખરાબ ન કરો."

## પ્રકરણ ૨ જું.

### અજબ ઓરત.

દિવસ વીતી ગયો. આફતાબ મગરીબ આસ્માનમાં ચાલતો થયો. આફતાબની રોશનીથી ખીલી ઉઠેલી ખૂબસુરત દુનિયા, અંધારાથી ઢંકાઇ ગઇ. એક પછી એક સઘળા સિતારા આસ્માનના પટમાં આવી ખીલી ઉઠવા લાગ્યા. ખુશબોદાર હવા ઇબ્રાહીમના સૂવાના ઓરડાની બાજૂના બગીચામાંથી, મજેદાર ગુલોની ખૂશબો લાવીને તેના નાક આગળ હાજર કરતી હતી, તેમ છતાં પણ તેના દિલમાં ચેન પડતું નહોતું.

જે એક વખતે લાખોનો માલિક, હોય અને ત્યાર પછી તે રસ્તાનો રઝળતો ભીખારી બની જાય, તેના દુઃખનું બયાન હરગિજ થઇ શકે તેમ નથી. તે દુઃખ ફકત યાદગીરીના ઉંડા જખમ સિવાય

બીજું કાંઇ પણ નથી. મારૂં આ હતું, હું આ હતો, અને આખરે મારૂં આમ થયું, એવી એવી ખોટી ફિકરોજ માણસના મનને દીવાનું બનાવી દે છે, અરે એટલુંજ નહિ, પણ એ સઘળી માથામાં ચકરી ખવડાવનારી, લોહી ચૂસનારી, ફિકરોજ તેને રાતદહાડો ગભરામણીમાં નાખી બાળ્યા કરે છે. ઈબ્રાહીમની હાલત પણ તેવીજ થઇ પડી હતી. સળગતું લાકડું જેવી રીતે ચેમાં પડેલા મુડદાંને ધીરે ધીરે નાબૂદ કરે છે, તેવીજ રીતે રંજ અને અફસોસની આતિશ ઇબ્રાહીમના હાડપિંજરને રાત્રિ દિવસ પીડવા લાગી.

ઉમર શેખ એક નામજાદો ધીરધાર અને બ્યાજ–વટંતરનો વહેપારી હતો. તેની આદતો ઘણી ખરાબ હતો. તે નાગના જેવો જાલિમ અને વેરની વસુલાત લેવામાં એકકો હતો. તે વખતે એક જબરદસ્ત કાજી, અજમેર શહેરમાં રહેતો હતો. તેનું નામ ખુદાદાદ હતું. તે કાજી ખુદાદાદ પણ ઉમરનો ઓળખીતો હતો હતો. એથી ઉમર શેખ કોશિશ કરે તો તરતજ ઇબ્રાહીમને કાજીની અદાલતમાં હાજર કરી શકે તેમ હતો. દાવો માંડીને તેની બધી મિલ્કતને તે હજમ કરે, તો તેમાં પણ કાંઇ શક જેવું નહોતું. ઇબ્રાહીમપર ફકત એ ચારસો સોના મહોરોનુંજ કરજ નહોતું, તેણે પોતાની ઘણી કીમતી મિલ્કતનો મોટો ભાગ ઉમરની પાસે ગીરો મૂકી દીધો હતો. તે જે દિવસે ફજરમાં ઉમરનું જે અપમાન કરી આવ્યો હતો તેથી તે તેનાપર હદ બેહદ ગુસ્સે ભરાયો હતો. અને એ ગુસ્સાનું ફળ પણ ઘણુંજ ધાસ્તી ભરેલું હતું.

એ સઘળી દિલભેદી બુરી ફિકરથી, ઇબ્રાહીમ પથારીમાં સૂતો સૂતો તરફડીયાં મારી રહ્યો હતો. તેનું મગજ તપી ગયું હતું, જિગર

સળગી ઉઠ્યું હતું, તેની સેજપર જાણે કોઇ આગની ચિનગારીઓ બિછાવી ગયું હતું.

ઘણી મુશીબતે તેને જરા ઉંઘ આવી, પણ તે ઉંઘ પણ બિહામણા ખ્વાબોથી ભરેલી નિવડી. ઇબ્રાહીમે ખ્વાબમાં જોયું કે, ઉમર શેખે જાણે તેનાપર મુકર્દમો માંડયો છે, કાજીના પહેરેગીરોએ તેને જંઝીરથી જકડેલી હાલતમાં કાજીની સ્હામો લાવી ઉભો રાખ્યો છે. એ મામૂલી રૂપિયાને માટે કાજીએ જાણે તેના બદનપર સખ્ત ચાબૂકનો માર મારવાનું ફરમાન ફરમાવ્યું છે. ચાબૂક મારવાનું ફરમાન જાહેર થતાંની સાથેજ, મોતના દુત જેવા કાજીના ગુલામો, હાથમાં ચાબૂકો લઇને તેના તરફ દોડી આવ્યા. તેઓ તેને મારવાને તૈયાર થયા, એવામાં અચાનક એક બુરખાથી ઢંકાયલી ઔરત ત્યાં આવી હાજર થઇને બોલીઃ—" દોહાઇ કાજી સાહેબ! એના મુલાયમ બદનપર માર મારશો નહિ. એનું બધું કરજ હુંજ ચુકાવી આપું છું."

ઇબ્રાહીમ તે રહમ જેવી ઔરતનું મ્હોં જોઇ શકયો નહિ, કારણકે તે નકાબથી ઢંકાયલું હતું. પરંતુ તેના બદનના બાંધો જોઇને તે જાણી ગયો કે, તે ઔરત કોઇ ખાન્દાન કબીલાની છે. તેના શરીરના તમામ ભાગમાં જાણે સુંદરતા ખીલી ઉઠી છે.

પણ તે બેરહમ કાજીએ તેમ છતાં પણ તેનાપર રહમ કરી નહિ. તેણે રૂપિયા પણ વસુલ કર્યા અને ઇબ્રાહીમને ચાબૂક મારવાનો હુકમ પણ ફરમાવ્યો. તે ઇન્સાનના રૂપમાં રહેલા હયવાનનું દિલ બિલ્કુલ રહમ વિનાનું હતું. ઇબ્રાહીમ આ વખતે વેદનાથી ઘણોજ દુઃખી થઇને પોકાર કરવા લાગ્યો, જિગરને ભેદી નાખનારા બરાડા પાડવા લાગ્યો.

ઇબ્રાહીમ જ્યારે આ કલેજાને કંપાવનારૂં ખ્વાબ જોઇ રહ્યો હતો, ન સહી શકાય તેવી દારુણ વેદના ભોગવી રહ્યો હતો, તે સમયે એક ઔરત ધીરે ધીરે ધીમા પગલાં ભરતી ચૂપચાપ તેના ઓરડામાં દાખલ થઈ અને એક મોટી લાકડાની પેટીપર તે એક અશર્ફીથી ભરેલી નાની કોથળી મૂકીને, પાછી ધીમે ધીમે તે ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

વાંચક ! આ અંધારાથી ઢંકાયલી ઔરતને શું આપ ઓળખી શક્યા છો કે ? જો ન ઓળખી શકયા હો, તો અમો એની ઓળખાણ હમણાં અમારી કલમના મુખથી આપવાને રાજી નથી.

તે કોથળીની અશર્ફીઓને ઠેકાણાસર મૂકી ઇબ્રાહીમના માથા પાસે બેસી ઘણીજ મુલાયમ રીતે તેને પવન નાખવા લાગી વીંજણાથી ચાલતા પવનનો સ્પર્શ થવાથી, તેનું તપેલું મગજ તથા સળગતું બદન કાંઇક ઠંડું થયું. ઇબ્રાહીમ ઘોર ઉંઘમાં પડ્યો.

આવી રીતે ઘણીવાર સુધી બરદાસ્ત કરીને, તે ઔરતે એક ઉંડો નિઃસાસો મૂકયો. ત્યાર પછી ધીરે ધીરે દરવાજા પાસે ઉઠી આવીને તે સમજી ન શકાય તેવા અવાજથી બોલીઃ—" તમે ફરિસ્તાના પાક અને નેકી ભરેલ! દિલને લઇને આ દુનિયામાં આવ્યા છો. ખુદા તમારો બચાવ કરશે. હવે હું તમારા ઝાંખા મ્હોંને જોઇ શકીશ નહિ, હવે તમારા ઉંડા નિસાસાને પણ સહી શકીશ નહિ. તમારૂં જે મુખ હમેશાં હસમુખું રહેતું હતું, તે અત્યારે રંજ અને ગમથી છવાઇ ગયું છે. જે ચાંદની રાતના જેવું ચમકતું હતું, ખુશાલીથી ભરેલું હતું, તે અત્યારે વરસાદનાં વાદળાંથી છવાયલા આસ્માનતા જેવું બની ગયું છે. હમેશાં તમે સુખમાં ઝિન્દગી ગાળતા આવ્યા

છે. ખુદાના રાજમાં દિવસ અને રાત જેવી રીતે એક બીજાની પાછળ પાછળ આવ્યા કરે છે તેવીજ ફેરફાર સુખ અને દુઃખમાં પણ જરૂર થયા સિવાય રહેતો નથી. તમારા સુખના દહાડા ચાલ્યા ગયા છે, દુઃખના દિન આવ્યા છે ખરા પરંતુ અંધારાવાળી રાત્રિના વીતી જવા પછી તે દુઃખના દહાડા વીતી જઇને ફરીવાર સુખની ચમકતી રોશની, તમારા કંટાળેલા દિલને ખીલવી દેશે. ખુદા! તમારૂં ભલું કરો! તમને હજાર વરસની લાંબી જિન્દગી આપો. તે શયતાનની પાસે શરીરનું વેચાણ કરી–તેની તાબેદાર–ગુલામ બની જો હું તમારા મ્હોંપર ખુશાલી છવાયલી જોઇ શકીશ તો તેને પણ હું એક ઉમદા વાત માની લઇશ. ”

આ બધી વાતો ન સમજી શકાય તેવી રીતે ચૂપચાપ બોલીને, તે ઔરત તરતજ પગલાંનો અવાજ થવા દીધા સિવાય ઇબ્રાહીમના ઓરડામાંથી ચાલી ગઈ. ઇબ્રાહીમ ત્યારે ભર ઉંઘમાં પડયો હતો.

## પ્રકરણ ૩ જું.

### ઉમરની બેઅદબી.

રાત્રિ વીતી ગઇ, ફજર પણ પડી ગઇ. ફરીવાર સોનેરી સૂર્યનાં કિરણો આખી આલમમાં છવાઇ ગયાં. ઇબ્રાહીમ, ખુદાનું નામ લેતો લેતો પથારીમાંથી ઉઠયો. ઉંઘમાં પણ તેના દિલનો રંજ દૂર થયો નહોતો. ગઇ રાત્રે તેણે જે બિહામણું ખ્વાબ જોયું હતું, તેનો પડછાયો હજી સૂધી તેના દિલમાંથી દૂર થયો નહોતો.

તે દિવસની ફીકર તેને માટે ઘણીજ બુરી હતી. ઉમરે કહ્યું હતું કે, તે બીજે દિવસેજ તેના નામપર રૂપિયાને માટે ફરિયાદ કરશે. ઈબ્રાહીમ, એ ફિકરથીજ ગભરાઈને બારીમાંથી સરિયામ રસ્તા તરફ જોતો ઉભો રહ્યો: પરંતુ કાજીના નોકરોને ન જોવાથી, તેને જાણે સહજ દિલાસો મળ્યો.

એકાએક તેની નજર, તે નજદીકની પેટીપર પડી ઈબ્રાહીમે અજાયબીની સાથે જોયું કે, એક લાલ રંગની કોથળી, પેટીપર પડેલી છે. કોથળીને હાથમાં લઈને, તેણે તપાસી જોયું, તો તેને જણાયું કે, તે મોહોરોથી ભરેલી છે. કોથળીનું મ્હોં ખોલતાંની સાથેજ તેને સાફ દેખાઈ આવ્યું કે તેમાં સોના મોહોરોજ છે.

તે તાજુબ થઈને, તે મોહોરોને એક પછી એક ગણવા લાગ્યો ગણતરી કરી રહ્યા પછી તેને માલૂમ થયું કે, તેમાં સાડા ચારસો સોના મોહોરો છે. એકાએક એ કોથળીમાંથી એક કાગળ બહાર નીકળી પડયો. તે કાગળમાં લખ્યું હતું કે:—" જેઓ મઝહબમાં આસ્થા રાખનાર છે, જેઓ ખુદાના બંદા છે, તેઓ તેમની મેહરબાનીથી હરગિજ અલગ થતા નથી. આપ આને ખુદાની મોકલેલી ગેબી મદદ માનીને મંજૂર રાખશો. "

અજાયબી પર અજાયબી ! શું ખરેખર આ ખુદાની બક્ષિસ છે કે ખુદાના કોઈ દિલાવર ઇન્સાનની ખયરાત છે ? આ આપનાર કોણ છે ? મારો આવો અજાયબી ભરેલો, અજાણ્યો, રહમદિલીવાળો અને છુપો દોસ્ત કોણ છે ? આમ માગ્યા વિના મને આવા ખરી આફતના વખતે આ દાન કોણ આપી ગયું છે ? આવી મોટી મદદ મને કોણે આપી ?

ઇબ્રાહીમનું દિલ એ અજાણ્યા દોસ્ત તરફ, અહેશાનથી ભરાઇ આવ્યું. તેણે તે મોહોરોને એકઠી કરી, પહેલાંની પેઠે પાછી કોથળીમાં રાખી દીધી ત્યાર પછી તેને તે લાકડાંની પેટીમાં છુપાવીને મૂકી દઇ બેફિકર દિલથી આરામઘરમાં આવી બેઠો.

તોહજ્જુદની નમાઝ પઢી, ફજરનાં બીજાં કામોથી પરવારી, ઇબ્રાહીમે, ભક્તિવાળા હૃદયથી અને અહેશાનમંદ દિલથી તે આલમના બનાવનાર અલ્લાહતઆલાની ફરીવાર બંદગી કરી. એથી તેના સળગતા જિગરમાં સહજ શાંતિ આવી. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કે;—"આ અજાણ દાતાર કોણ હશે; કે જેણે મારી આ જાન જવાની અણીપર આવેલી આફતના વખતે, કાંઇપણ બદલાની આશા રાખ્યા સિવાય આવી ગેબી મદદ આપી ? ચોક્કસ આ બધું કામ સેરિનાનું જ હોવું જોઇએ ! સેરિના દેવી જેવી છે, સેરિના શાંતિ આપનારી છે. સેરિના રૂપ અને ગુણ બન્નેમાં ઘણી ચઢિયાતી છે. ચોક્કસ તેણે પોતાની પહેલાંની એકઠી કરી રાખેલી દોલતમાંથી આ બધું દયાનું કામ કર્યું છે. ઉમર શેખને માટે જેટલા રૂપિયાની જરૂર છે—તેટલાજ તે રાખી ગઇ છે, તેમ નથી, ખરચને માટે તે ઉપરાંત બીજી પણ પચાસ મોહોરો વધારે રાખી ગઈ છે. સેરિના ! સેરિના ! શી રીતે હું તારી આ દિલાવર બક્ષિસનો બદલો વાળી આપીશ ? મારી પાસે તો કશું પણ નથી, સેરિના !"

ઇબ્રાહીમ જ્યારે આ બધા વિચારોમાં ગુંથાયો હતો, ત્યારે સેરિનાએ એક પ્યાલામાં કાફી, અને બીજી રકાબીમાં કેટલાંક મીઠાં પિસ્તાં લાવીને તેની આગળ રજૂ કર્યો. ઇબ્રાહીમે સેરિનાને હસતા મ્હોંથી કહ્યું:—"આ પણ શું ખુદાની બક્ષિસ છે, સેરિના !"

સેરિના આ સાંભળીને મનમાને મનમાંજ જરા ચમકી ઉઠી. ત્યારપછી મનના વેગને દબાવી દઇને તે ખીલેલા ચહેરાથી બોલી:– "ખુદાની બક્ષિસ આ ખલ્કમાં કંઇ નથી, ખાવિંદ! તેની અનહદ મેહરબાનીની વાત તો સેંકડો મુખથી પણ કહી શકાય તેમ નથી. જે હવા જીવોની જિન્દગી જેવી છે, તે તેનીજ મહેરબાનીથી રાત દિવસ વહીને આપણી જિન્દગીના બચાવમાં મદદ કરે છે, પાણી ન હોય, તો આપણે એક પળ પણ જીવી શકીએ કે નહિ, એ બાબતમાં પણ મોટો શક છે. પરંતુ પરવરદિગારે નદીના વહેનમાં, પહાડની છુપી ગુફાઓમાં તથા જમીનના ઘણા ઉંડાણમાં પણ પ્યાસા જીવોની પ્યાસ બુઝાવવા માટે પાણી ભરી મૂકયું છે, આફતાબ, મહતાબ, તેમના હુકમથીજ આ છેડા વગરના જંગી આકાશમાં ઝળહળી ઉઠી અજબ રોશની કરે છે. તેનીજ કૃપાથી, ધન ધાન્યવાળી દુનિયા હમેશાં હસ મુખી રહે છે; અનાજ અને દૌલતથી ભરપૂર રહે છે. મારા માલેક! કહો જોઇએ કે, તેની આપેલી કઇ બક્ષિસ નથી?"

ઇબ્રાહીમે સેરિનાના મ્હોઢેથી આવી જ્ઞાનવાળી વાત આ પહેલાં કદી પણ સાંભળી નહોતી. સેરિના જે કાંઇ કહે છે, તેમાં જરાપણ ખોટું નથી. આમ ધારીને તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કે:–" આપણે ખુદાની શક્તિપર આસ્થા રાખનારા નથી, આપણે પોતાના જોરપરજ કૂદનારા પામર જીવો છીએ, તેથીજ આપણે અક્કલની તાણને લીધે તેમની કારીગીરી અને શક્તિપર અણવિશ્વાસ લાવીએ છીએ. પોતાની તાકાતપરજ વધારે આસ્થા રાખીએ છીએ. પોતાને સહુથી મોટા માની બેસીએ છીએ. અહા! આટલા બધા ભૂલેલા જીવો આપણે છીએ!"

આવો વિચાર કરી ઇબ્રાહીમે હસતા મુખથી સેરિનાને કહ્યું:- ' સેરિના ! તેં જે કાંઇ કહ્યું, તે અક્ષરે અક્ષર ખરૂં છે. હું પણ તારી માફક ખુદાની હદ બેહદ મેહરબાનીની પર આસ્થા રાખું છું. પણ સેરિના—પરવરદિગારે તેમના પેદા કરેલા જીવોના-ઇન્સાનના દિલમાં જે રહમદીલી મૂકી છે, તેનો તો મુકાબિલજ થઇ શકે તેમ નથી. માતાપિતાના હૃદયમાં અપાર સ્નેહ, પત્નીના હૃદયમાં પ્રેમ, સગાવહાલામાં મનમાં દિલસોજી, વગેરે સઘળું ખુદાનું આપેલું ઘણું ઉમદા દાન છે સેરિના ! એ સર્વ તેની અખૂટ મહેરબાનીની હદજ કરી બતાવે છે. દાખલા તરીકે, જોને, કે આજે જો તારા દિલમાં તે દયાળુ ખુદાતઆલાએ, પર દુનિયાની મેહરબાની અને હદ વગરની વફા-દારી ન લાવી ભરી હોત, તો આ કમનસીબની ઇજ્જતનો બચાવ થાત કે નહિ, એમાં પણ શકજ છે ”

સેરિનાએ કહ્યું:-“ આપ શું કહો છો, મારા શિરતાજ માલિક આપના કહેવાની મતલબ મારી સમજમાં આવી શકતી નથી. ”

ઇબ્રાહીમે કહ્યું “ તું કામ કરીને તેની બક્ષિસ માગતી નથી. નિષ્કામ રીતે પાક મઝહબ મૂજબ ચાલવામાંજ તું તારી જિન્દગીની સફળતા માને છે, ઘણીવાર ઘણા કામોમાં—મને તેની ઘણી ખાત્રી થઈ ચૂકી છે. હું શું સમજી શકતો નથી, સેરિના ! કે મારા આ દારુણ દુઃખના દહાડામાં ફરિસ્તાની પેઠે તું મારા આ દાઝતા દિલને શાંતિ આપવાની કોશિશ કરી રહી છે. આ છેલ્લા બે ત્રણ માસ થયાં તું મારા વાલીદની સ્થાપેલા મુસાફિરખાનાનો હમેશનો ખર્ચ ચલાવવા માટે, મારા મરહુમ પિતાની ઇજ્જત તથા નામને બચાવી રાખવા ખાતર હમેશની ઠરાવેલી મોહોરો આપી આવે છે, એ પણ

શું હું નથી જાણી શક્યો એમ તું માને છે? ઉમર શેખ ચારસો રૂપિયાને માટે ફરિયાદ માંડી મને કાજીની અદાલતમાં હાજર કરશે મારૂં અપમાન કરાવશે, એ વાત મેં તને ગઈ કાલેજ કહી છે, ત્યારે ફક્ત એ રાતમાંજ સાડા ચારસો સોના મોહોરોથી ભરેલી કોથળી મારી પેટીપર કોણ મૂકી ગયું, સેરિના! દેવદૂતી! તારા આ કરજનો બદલો વળી શકે તેમ નથી. તારી આ મેહરબાનીની કાંઇ બક્ષિસ પણ નથી."

એવામાં અચાનક બહાર ત્રણ ચાર જણના આવવાનાં પગલાં સંભળાયાં. ઇબ્રાહીમના વફાદાર નોકર મુબારકે આવીને ખબર આપી કે;—"શયતાન ઉમર શેખ કાજીના પ્યાદાઓને સાથે લઇને આવ્યો છે. માટે એકવાર બહાર ચાલો."

ઇબ્રાહીમ, કાફ્રના પ્યાલાને ખલાસ કરી, તરતજ બહારના ઓરડામાં આવ્યો. કાજીના પ્યાદાનું નામ સાંભળી તેનું કલેજું કંપી ઉઠયું. તેના વાલીદના અમલમાં, અનેક કાજી, મુફ્તિ, દોસ્તીની લાલચથી લલચાઇને અબુઅયુબની ખુશામદ કરવા આવતા હતા. હાય! આજે કેવી કિસ્મતની કરામત કે તેનાજ પુત્રને કાજીના પ્યાદાઓ ગિરફ્તાર કરવા આવ્યા છે!

ઉમર શેખ, ઇબ્રાહીમને જોતાંની સાથેજ મશ્કરી ભરેલા અવાજથી બોલ્યો:—"કાલે મારા ઘરમાં આવીને મારૂં અપમાન કરી ગયો છે. હું આજે એનો બદલો લેવા માટે આવ્યો છું. કાજી સાહેબની આ ચીઠી વાંચી જો અને ત્યારપછી મારા રૂપિયા ચૂકવી દે. રૂપિયા ન હોય તો જેલમાં ચાલ."

જુલ્મી ઉમરે હસતા મ્હોંએ એક લાલ રંગનો કાગળ ઇબ્રા-

હીમના હાથમાં આપ્યો. તેમાં લખ્યું હતું કેઃ–"મહોલ્લા ઝવેરીબજા-રના રહેવાસી, મરહુમ સોદાગર ઇબ્રાહીમ બીન અલીઅબુ અયુબ! અજમેર શહેરના નામજાદા ધર્માવતાર, કાજી, ખુદાદાદ ઇસાકઉદિન સાહેબ મજકુર હુકમ ફરમાવે છે કે, જે ધીરધારના ધંધાદાર–વહેપારી ઉમર શેખે, તેની પાસેના લહેણા, વ્યાજુ ચારસો રૂપિયા માટે–નાલિ-શબન્દી કરી છે અને તેની સાથે સાથે ઇબ્રાહીમના પોતાના હાથનો લખેલો મુચરકો પણ પેશ કર્યો છે. મહા પ્રતાપશાળી શહેનશાહના સૂબેદાર, કાજી સાહેબનું ફરમાન એવું છે કે, ઇબ્રાહીમે આ ફરમાન વાંચતાંની સાથેજ તેમના રૂપિયા ચૂકવી આપવા. જો ન ચૂકવી આપે તો, તેથી અદાલતના પ્યાદાઓએ તેને હલકો કરજદાર ગણીને, કેદ કરી, સરિયામ રસ્તાપરથી અદાલતમાં લાવી હાજર કરી દેવો."

કાજીનું ફરમાન વાંચીને, ઇબ્રાહીમનો ચહેરો લાલચોળ થઇ ગયો. ઇબ્રાહીમે કરડી નજરથી એકવાર ઉમર શેખના મ્હોં તરફ જોયું.

ઉમરે એ જોઇને તરતજ કહ્યું કેઃ–"આવી રીતે આંખો લાલ રાખવાના તમારા દહાડા હવે ચાલ્યા ગયા છે, ઇબ્રાહીમ! મને ખાતરી છે કે, તમારાથી કરજ ચૂકવી શકાય તેમ નથી. એટલા માટેજ આવો બંદોબસ્ત કરવાને મારે લાચાર થવું પડયું છે. તમારી આટલી બધી ટફોડી હાલત થઇ ગઇ છે, પરંતુ અજાયબીની વાત છે કે, તમારા આ તેજનો હજી પણ નાશ થયો નથી. હું ધારૂં છું કે, આ કરજને માટે કેટલીક મુદત સુધી સરકારી હાજતખાનામાં રહેવાથી, તમારો ચાલૂ ઉછાંછળો સ્વભાવ કાંઇ બદલાઇ જશે. મારા લેણા ચારસો રૂપિયા અને તેનું વ્યાજ હમણાંને હમણાજ ચૂકાવી દો."

એકાએક એક વીજળીની વેલી જેવી પ્રતિમા ત્યાં આગળ આવીને બોલીઃ–'તમને તમારા લેણા રૂપિયા લેવાનોજ હક છે. પણ

મારા માલિકની સાથે આવી જાતની હલકી વાતો કહેવાનો બિલકુલ હક્ક નથી. આ લ્યો, તમારા રૂપિયા. તમારા નાપાક નિઃશ્વાસથી અમારી આ પાક ઇમારતને કલંકિત ન કરો. જો તમારા દિલમાં જરાપણ દિલાવરી કે મોટાઇ હોત, ખુદાએ તમને ઇન્સાનના આકારમાં આએલુબ શયતાન ન બનાવ્યા હોત, તો કદાચ આવી રીતે તોછડાઇ ભરેલી વાતો કહેતાં તમારા મનમાં કાંઇક પણ દિલગીરી થાત. ધિક્કાર છે તમને! લાનત છે તમારા વ્યાજના જુલ્મી ધંધાને!"

ઉમર શેખ, આ રૂપવતી સેરિનાને જોઇને પોતાના દિલનું ભાન પણ ભૂલી ગયો. તે ઘણા દિવસ થયાં સોરનાના રૂપ પર ફીદા થયો હતો. તે રૂપની સ્મૃતિને હજી સૂધી પોતાના દિલમાંથી ભૂંસી શકયો નહોતો. હોલવાયલા અગ્નિમાં ઘીનો સંયોગ થવાથી તે જેવી રીતે વધારે સળગી ઉઠે છે, તેવીજ રીતે તેના દિલમાં સેરિનાના સંબંધમાં પણ એક સખ્ત આશાની આગ સળગી ઉઠી.

તેણે કહ્યું કેઃ—"સેરિના! સેરિના! તારાથી બની શકે, તેટલો મારો તિરસ્કાર કર. તારી નફરતમાં પણ મારી મોજ સમાયલી છે, હું એમાં મોટી ખુશાલી માનું છું, તું મને ભલામણ કરે તો હું તારા માલિકને અનાયાસે છોડી શકું તેમ છું."

સેરિનાએ કહ્યું;—"હું બાંદી હોવા છતાં પણ નીચ ઓલાદમાં જન્મેલી નથી. તને જો તલભાર પણ તારી ઇજ્જત—આબરૂનો ખયાલ હોત, તો તું હરગિજ આવા નપટાઇ ભરેલાં વચનો બોલવાની હિમ્મત કરી શકત નહિ. એકવાર તેં રસ્તામાં મારી સાથે આવીજ ચાલ ચલાવી હતી અને વળી પાછો તું આમ કહેવાને તૈયાર થયો છે? ખબરદાર! ફરીવાર તું આવી કોઇપણ વાત કરીશ, તો હું આજ

સાહેબની પાસે ખુદબખુદ હાજર થઇને મારી ઇજ્જતનો તારી વિરૂદ્ધ નાલિશ કરીશ. લે, આ તારા લેણા રૂપિયા! રૂપિયાંનો મુચરકો પાછો સોંપી, તું હમણુંને હમણુંજ અહીંથી ચાલ્યો જા."

ઉમર શેખ, સેરિનાના ગુસ્સાભરેલા ચહેરા તરફ જોઇને સહેજ ડરી ગયો. કાજીના નોકરોએ એ વખતે તેને કહ્યું કેઃ—"ઉમર સાહેબ ખરેખર તમે ગેરઇન્સાફ કર્યો છે. રૂપિયા વસુલ કરવા એજ તમારૂં કામ છે. એમની સાથે આવાં રૂક્ષ વચનો બોલવાનો તમને કશો અખત્યાર નથી. જો ખરેખર આ બીબી, કાજી સાહેબની પાસે નાલિશ દાખલ કરશે અને અમોને સાક્ષી તરીકે રજૂ કરશે, તો તેથી જબરદસ્ત સત્તાવાન કાજી સાહેબની પાસે અમારાથી જૂઠું બોલી શકાશે નહિ."

આ સાંભળીને, તે પાપી શયતાન ઉમર શેખ ઘણોજ ડરી ગયો. તે તરતજ ઇબ્રાહીમનો દસ્તાવેજ પાછો આપી, રૂપિયા ગણી લઇ તેને કોથળીમાં પધરાવી દીધા પછી બોલ્યો કેઃ—

"ઇબ્રાહીમ! હજી સૂધી તારા પાપનો ઘડો પૂરો થયો નથી. તું મારા ઘરમાં આવીને મારૂં અપમાન કરી ગયો છે, તેનો બદલો હજી વાળી શકાયો નથી; તારી માલ મિલ્કત જે મારી પાસે ગીરો છે, તેની કીમત બારસો સોના મોહોરો છે. હવે જોઉં છું કે, તારામાં કેટલી તાકાત છે, કે તે તું મારી પાસેથી પાછી કેવી રીતે છોડાવી શકે છે. અને સેરિના! તારા ગર્વના પણ જો હું ચૂરેચૂરા ન કરૂં તો, મારૂં નામ ઉમર શેખજ નહિ!"

"તારામાં તાકાત હોય, તો જા, તારાથી થાય તે કર. હમણાં ને હમણાંજ આ ઘરમથી ચાલ્યો જા. નહિ તો ડડાના સપાટાથી

હું તારૂં માથું પણ ફોડી નાખીશ. ” આમ કહીને મુબારક હાથમાં એક લાકડી લઇને ઉમર શેખના તરફ દોડી ગયો.

ઇબ્રાહીમ, તરતજ તેને અટકાવીને બોલ્યો.–“સબૂર કર મુબારક ! સબૂર કર. ખુદાતઆલાએ તેને સારા દહાડા દેખાડયા છે, માટે બે વાતો પણ કહેવા દે. આપણા બુરા દિવસો આવ્યા છે; માટે આપણે મુંગે મોઢે બધું સહી લેવું જોઇએ. કદી પણ જો સારા દિવસો આવશે ત્યારે આ અપમાનનો અને કલેજાંને ફોલી ખાનારાં વચનોનો બદલો વાળી શકશે.”

જો ઇબ્રાહીમે, તેના નોકરને ન અટકાવ્યો હોત, તો તરતજ એક ભયંકર ઝગડો જામી ગયો હોત. ગમે તેમ હો, પણ તે દિવસે તો આ રીતેજ સારા અને નરસા બન્ને બનાવોની વચ્ચે આ પડદો પડી ગયો.



# પ્રકરણ ૪ થું

## કપટીનું કારસ્થાન

અપમાનને પામેલો તથા સેરિનાનાં સખ્ત વચનોનાં બાણથી ઘવાયલો ઉમર શેખ, આખે રસ્તે ઇબ્રાહીમને ગાળો ભાંડતો ઘર ભણી પાછો ફર્યો. તેનો બીજો એક દોસ્ત હતો, તેનું નામ અસગર હતું. જેવો ઉમર–તેવોજ અસગર હતો. બન્ને શયતાનોને વિધાતાએ જાણે એકજ ચીજમાંથી બનાવ્યા હતા. ઉમરનો મુખ્ય ધંધો, વ્યાજ વટા-

વનો હતો. તેણે વ્યાજનું વ્યાજ અને તેનું વ્યાજ ગણીને ઘણા પૈસા જમા કર્યા હતા. અજમેર અને તેની આજુબાજુની તમામ જગાઓના ઘણા મોટા મોટા માણસો તેની પાસેથી કરજે રૂપિયા લેતા હતા. ઘર, બાગ કે ઘરેણાં ગીરો રાખ્યા વિના, વ્યાજખોર ઉમર કોઇને પણ કરજે રૂપિયા આપતો નહોતો. ઘણાંખરાં માણસો ઉમર શેખને મનમાં ને મનમાં ધિક્કારતા હતા, પણ તેમ છતાં પણ તેમને તેના વિના પાછું ચાલી શકતું નહોતું. આવી રીતે વ્યાજ અને ગીરો મૂકાવવાના કામમાં તેણે ઘણી દૌલત એકઠી કરી હતી.

તેના ઘરની હાલત જોતાં જણાઇ આવતું ન હતું કે, તે એક પૈસાદાર પુરુષ હશે. અજમેરના એક એકાંતવાળા અને ગંદા મહોલ્લામાં તે રહેતો હતો. તેનું મકાન બે માળવાળું અને ઘણુંજ પુરાણું હતું. દરેક જગાએ અને દરેક દેશમાં કંજુસ માણસની જે હાલત જોવામાં આવે છે, તેવીજ ઉમરની પણ હતી.

ઉમર શેખને સંસારિક સુખ તો બિલકુલ હતુંજ નહિ. અપ્રિય બોલનારી અને કજીયા કંકાસમાં મશગુલ રહેનારી ઓરતની સાથે તે પોતાના દહાડા વીતાડતો હતો. તેની સ્ત્રીનું નામ તાકિતુન્નિસા હતું, લોકો તેને તાકિત—બીબી કહીને બોલાવતા હતા. જેવું તેનું નામ હતું, તેવીજ તે ગુણ તથા રૂપમાં પણ હતી. મૌલવીઓ કહે છે કે, આ જિન્દગીનાં ઘણાં પાપોનું પ્રાયશ્ચિત, આદમીના જીવતાં સુધીમાંજ થઇ જાય છે. તેનો ખરેખરો અનુભવ આ દુષ્કર્મ કરનાર ઉમર શેખનો સંસારિક વહેવાર-જોઇને તરતજ થઈ આવતો હતો.

ઉમર જેવો વ્યાજખોર કંજુસ હતો, તેવુંજ તેના કબીલાનું ખર્ચ પણ ઘણુંજ ઓછું હતું. તાકિતબીબીનું રૂપ કાંઇ બહુ ઉમદા

નહોતું અને ગુણમાં પણ તે રાતદિવસ ઝગડા કરવાનું વધારે પસંદ કરતી હતી. તે ઝગડો આડોસી પાડોસીની સાથે કરતી નહોતી. ઘણે ભાગે પોતાના ગુણવાન લોભી માલિકની સાથેજ કરતી હતી. ઉમર જો કોઇ પણ બાબતમાં એ પૈસા ખરચ કરવાનું કહેતો, તો તાકિતબીબી તેને બદલે બે આના ખર્ચ કરતી હતી એટલા માટે ધણી ધણીયાણીની વચ્ચે હમેશાં એક ભયંકર ઝગડો જામ્યા વિના રહેતો નહોતો.

ઉમર શેખ જે પ્યાદાઓને સાથે લઇને, ઇબ્રાહીમને ત્યાં રૂપિયા વસુલ કરવા માટે ગયો હતો, એ વાત એ પહેલાંજ તાકિતબીબી જાણી ગઇ હતી. તાકિતના પિયરની હાલત ઘણીજ ગરીબ અને અફસોસ ભરેલી હતી. તેનો વાલીદ જઇફ અને બેકાર હતો. કુટુંબ કબીલામાં ફકત એ એટની એક દીકરી અને એક દીકરા સિવાય તેને બીજું કાંઇ પણ સંતાન નહોતું. તાકિત તક મેળવીને ઉમર જયારે ભર ઊંઘમાં પડયો હોય, ત્યારે તેની કમરપરથી ચાવી છોડી લેતી અને પેટીમાંથી બેચાર રૂપિયા કાઢી લઇને બહારનો ખર્ચ ચલાવતી. કોઇવાર ઘર ખર્ચના રૂપિયામાંથી ગમે તે રીતે બે ચાર રૂપિયા બચાવી લેતી, અને તે પોતાના વૃદ્ધવાલીદને મોકલી આપતી. પણ આ ઇલાજ કરતાં પહેલાં એકવાર તેણે પોતાના લોભી ખાવિંદ પાસેથી ફકત દસજ રૂપિયા માગ્યા હતા, પણ તે નામદાર કંજુસે એક પાઇ આપવાની વાત તો દૂર રહી, પણ ઉલટી તેને ખૂબ ધમકાવી હતી અને એક ફુટી બદામ પણ આપી નહોતી. તેણે તેને મુખ્ય બહાનું એ બતાવ્યું હતું કે, આજકાલ રૂપિયાની સખ્ત મારામારી ચાલે છે, એવી હાલતમાં હું તને કયાંથી રૂપિયા લાવી આપું ? ”

આથી તાકિત બીબીને લાચાર થઇને તેની આંખોમાં ધુળ નાખી

રૂપિયા ચોરવાની ફરજ પડી હતી. ખરી રીતે એમાં તાકિતનો કાંઇ પણ ગુન્હોજ નહોતો.

ઉમર શેખ ઇબ્રાહીમના મકાનપરથી રૂપિયા લઇને જેવો ઘરમાં દાખલ થયો છે, કે તરતજ દરવાજાની પાસેના દાલાનમાં તેની સાથે તાકીતબીબીનો ભેટો થઇ ગયો. તાકિતે કહ્યું કેઃ–" કેટલા રૂપિયા લઇ આવ્યા વારૂ ? "

ઉમર, એ વાત સાંભળીને ડરી ગયો, તે બોલ્યો–" દુઃખની વાત શા માટે કહી સંભળાવે છે ? જ્યાં રૂપિયાને માટે ગયો હતો, ત્યાંથી એક પૈસો પણ મળ્યો નથી. વળી બીજા એક માણસને ત્રણસો રૂપિયા વ્યાજે આપવાના છે, માટે શરાફ પાસેથી આ રૂપિયા મારે કરજે લાવવા પડયા છે. "

તાકિતે કહ્યુંઃ–" તમે તદન જૂઠું બોલો છો, જૂઠું બોલવું એતો તમારો હંમેશનો ધંધોજ થઇ પડયોછે. મને દસ રૂપિયા આપવા પડશે, એમ ધારીને તમે જૂઠું બોલો છો. અદાલતના પ્યાદાઓને જ્યારે સાથે લઇને ગયા હતા, ત્યારે તે રૂપિયા વસુલ કરી શકો નહિ, એ વાતપર મારી આસ્થા બેસતી નથી. તે ગમે તેમ કહો, પણ જ્યારે આ રૂપિયાના કરજે લાવ્યા છો, તો પછી પેલી પેટીમાંથી મને દસ રૂપિયા કાઢી આપો. રૂપિયા વિના હવે મારે ચાલી શકશે નહિ. આજેજ તે આજેજ તમારે મને રૂપિયા આપવા પડશે. "

તાકિતબીબીના આ સવાલનો ઉમર શેખ કાંઇ પણ જવાબ આપી શકયો નહિ. તે દશ રૂપિયા જરૂર આપવા પડશે એમ ધારીને સહજ ડરી ગયો. એક પૈસો પણ વગર વ્યાજે તે કોઇને આપતો નહોતો, એથી એકી સાથે દશ દશ રૂપિયા આપવાની વાત સાંભળીને

તેનો જીવ કંઠે આવી ગયો.

કંજુસમાં કંજુસ ઉમર સ્હામે એક મોટી આફત આવેલી જોઇને બોલ્યો કે:-"આવી ગજબની વાત ન કહે તાકિતજાન! એકી સાથે દશ દશ રૂપિયા માગે છે, તે તને જરા શરમ પણ નથી આવતી? વળી એ રૂપિયા તું કોને માટે માગે છે તેનો જરા ખયાલ તો કરી જો? તારા અધમુઆ બુઢ્ઢા બાપને તે રૂપિયાનો શો ખપ પડે છે? તેને કયા બજારમાં મોટી મોટી હુંડિઓ વટાવા જવું પડે છે કે એકી સાથે દશ રૂપિયા જેવી મોટી રકમ માગવાને તે તૈયાર થયો છે. હું મારી જાન જતાં લગી પણ તેને એક રાતી પાઇ નહિ આપું! તેની ઉમર લગભગ સીતેર વરસની થવા આવી છે, આ દુનિયામાં સીતેર વરસ સુધી તે બુઢ્ઢાએ માલ મલીદા ઉડાવ્યા છે, હવે તેને ખાવાની કે આ દુનિયામાં જીવવાની શી જરૂર છે? તે હવે દુનિયાને તલાક નામું આપે એમાંજ તેનું ખૂબ ભલું સમાયલું છે. તું મારૂં ભલું ચાહનારી દિલોજાન જોરૂ છે. મારા મરણ પછી જે કાંઇ હશે, તે બધું તારૂંજ થશે. અત્યારથીજ જો તું આવો ફુજુલ ખર્ચ કરવા માંડીશ, તો મારી ગેરહાજરીમાં તને ખોરાકની પણ તંગી પડશે, એ વાતને છેક કેમ ભૂલી જાય છે?"

આવી અજાયબી ભરેલી યુક્તિ સાંભળીને તાકિતબીબીએ પહેલ વહેલાં એકવાર રડી લીધા પછી ગાળાગાળી શરૂ કરી. તે બોલી:-"તમે આટલા બધા કંજુસ ક્યાંથી થયા? મારો બાપ ભૂખનો માર્યો મરી જાય, તો જહન્નમમાં જાય, એવી વાત તમારા પાપી મોઢા-માંથી શી રીતે બહાર નીકળી? તમારા મોઢાને તમે જરાપણ બંધ ન રાખી શકયા? ઠીક છે, હું કેવી ઔરત છું, તે તમને હવે બરા-બર સમજાવી દઇશ આજેજ તમને દેખાડી આપીશ કે ભૂખ્યા રહે-

વાથી કેવું દુઃખ થાય છે. કોણ એવું બે માથાવાળું છે કે, આજે મને રોટી પકાવાનું પણ કહી શકે ?"

ત્યારપછી થોડીવાર આવી વાતચીત ચાલી હોત તો કમનસીબ ઉમર શેખને છેવટે તેની પત્નીના હાથનો માર પણ ખાવો પડત. પણ તેનું કિસ્મત તેની મદદમાં હતું એથી બહારથી કોઈ એક માણસે આવીને તેને બોલાવ્યોઃ-"શેખજી ! ઘેર છો કે ?"

આ સાંભળીને ઉમરે તેની ઓરતને કહ્યુંઃ-"જા અહીંથી ચાલી જા, તાકિત ! અસગર મિંયા હમણાંજ અહીં આવશે. જા-જા, જલ્દી ચાલી જા."

લાચારીથી દિલગીર મનથી તાકિતબીબી ત્યાંથી ચાલી ગઈ. ઉમર ઉંચા અવાજથી બોલ્યોઃ-"અસગર મિંયા ! આવો, મારા બેઠકખાનામાં ચાલ્યા આવો, અહીં બીજું કોઈ નથી."

એ દરમ્યાન તે પોતાની પાસેના રૂપિયાને ગભરાટથી પેટીમાં મૂકી, તાળું વાસી, દરવાજા પાસે જઈ પહોંચ્યો. દરવાજા પાસેજ એક ચબૂતરો હતો, તે ચબૂતરાપર બેસીનેજ અસગર તથા ઉમર વાતચીત કરવા લાગ્યા.

તાકિત બીબી પાછળના ઓથમાં છુપાઈને તેમની વાતચીત સાંભળી શકે, એવી ધાસ્તીથી ઉમર શેખે અસગરને બહુજ મોટા અવાજથી કહ્યુંઃ-"અસગર ! આજની બાજી બગડી ગઈ ! ઈબ્રાહીમે કાજીના પ્યાદાને પણ લાંચ આપીને ફોડી નાખ્યા હશે, એથી તેણે પંદર દિવસ પછી રૂપિયા આપવાનો વાયદો કર્યો છે. આજકાલ મને રૂપિયાની એટલી બધી તંગી પડી છે કે મારે દશ રૂપિયા ઘરખર્ચમાં

જોઇએ છે, તે પણ મારી પાસે રહ્યા નથી. ઇબ્રાહીમ જેવો બદમાશ દેવાદાર તો મેં મારી આખી જિન્દગીમાં પણ જોયો નથી."

તાકિતબીબી ચબુતરાની પાછળ આવીને છુપાઇ ગઈ હતી, તેણે ઉમરની આ વાતને કાનો કાન સાંભળી લીધી, એ વાતને હવે ફરીવાર નવેસરની જણાવવાની કશી જરૂરજ નથી. ઉમરે પણ જોયું કે તાકિત ઉભી ઉભી તેમની વાતને સાંભળી રહી છે. આથી તેણે ઇશારાથી અસગરનું શરીર દબાવીને કહ્યું:-"મારા લેણા રૂપિયા જહાન્નમમાં ગયા પણ ભાઇ! તું મને પંદર દિવસને માટે દશ રૂપિયા ઉછીના નહિ આપે? ઘરમાં એ દશ રૂપિયાને માટે મારે હદ બેહદ શરમાવું પડે છે."

અસગર પણ ખૂબ ખેલાડી જવાન હતો. તે ઉમરનો શરીર દબાવવાનો ઇશારો જાણીને બોલ્યો-" હાય કિસ્મત! તું ખૂબ દાના લોકોને મુરબ્બી બનાવે છે એ ખરૂં! પણ મારા જેવા કમનસીબ પર તારી બિલ્કુલ મીઠી નિગાહ નથી! ભાઇ ઉમર! શું કહું! મારી પાસે અત્યારે એક ફુટી બદામ પણ નથી. હું ઉલટો તારી પાસેથીજ દશ રૂપિયા ઉછીના લેવા આવ્યો હતો, પણ તારી આવી તંગીની વાત સાંભળીને મને મારા કિસ્મતપર પણ સખ્ત નફરત આવે છે. ચાલો, આપણે બહાર બેસીને પૈસા કયાંથી પેદા કરવા, એ બાબતમાં કાંઇક વિચાર કરી જોઇએ."

ઉમરની પણ એવીજ ઇચ્છા હતી. તેણે તાકિત બીબીનું મ્હોં બંધ કરવાની ખાતરજ અસગરને અંદર ઘરમાં આવવાનું કહ્યું હતું; પરંતુ તેના મનની ખરી ઇચ્છા નહોતી કે અસગર તેના જનાનાના ઓરડાના ચબુતરાપર ઝાઝીવાર બેસી રહે. આથી તે તરતજ બોલી

કહ્યો કે " ચાલ, મને પણ એમજ ઠીક લાગે છે. તેમ છતાં પણ તું મારો દિલોજાન દોસ્ત છે, તારી પાસે સદર અંદરનો તફાવત રાખવાની મને કાંઇ જરૂર જણાતી નથી. "

આમ કહીને ઉમર શેખ, તેના દોસ્તને લઇને બહાર આવ્યો. બહાર બેસવા માટે એક બેઠકખાનું હતું. તે બેઠકખાનાનો ઓરડો સાધારણ રીતે શણગારવામાં આવ્યો હતો. ઘણાં મોટાં માણસો રૂપિયા વ્યાજે લેવા માટે, તેને ઘેર આવતા હતા, એથી બહારના બેઠકખાનાને તે એક રીતે સારૂં શણગારી રાખતો હતો.

એ વખતે એક નોકર હુક્કો ભરીને ત્યાં આવી લાગ્યો. ઉમરે તેને કહ્યું કે-" તું હમણાં ઘરનું કામકાજ કર, જરૂર પડશે તો અમે તને બોલાવીશું. "

નોકર, માલિકની ટેવને બહુ સારી રીતે જાણતો હતો. તે જાણતો હતો કે જ્યારે કોઇ પણ માણસનો કાંઇ પણ સત્યાનાશ વાળવાની મતલબ હોય, ત્યારેજ ઉમર તેના દોસ્ત અસગરખાંનને તલબ કરતો હતો. એ નોકરને આડો છુપાઇને તેમની વાત સાંભળવાનો રોગ લાગૂ પડી ગયો હતો, અને એ રોગ ઘણીવાર તેના હાથમાં રૂપિયા બે રૂપિયાનો માલ પણ અપાવતો હતો. માલિકની છૂપી સલાહ સાંભળીને તે ઘણીવાર ખાતાદારને છુપી રીતે જઇને ખબર આપી આવતો કેઃ-" અરે ઓ! ખબરદાર! મારો માલિક તારો આવી રીતે સર્વ નાશ કરવાં માગે છે. " અને પહેલેથી આ બધી ખાસ જરૂરની ખબર મળવાથી તેઓ આ ગરીબ ગુલામ જુલુસખાંને રૂપિયો બે રૂપિયા બક્ષિસ આપતાં પણ કોચવાતા નહોતા.

જુલુસખાંને આમ કરવાનાં કેટલાંક કારણો પણ હતાં. પહેલું

કારણ તો એ હતું કે, તે બિચારાને પેટ પૂરતું ખાવાનું પણ મળતું નહોતું. તે ઉપરાંત વળી તેના માલિકની ગાળોનો વરસાદ પણ રાત દિવસ તેનાપર વરસ્યા કરતો હતો. માલિકના કરતાં તેની ઔરત ગાળો દેવામાં બડી બાહોશ હતી. આથી જુલુસને કોઇ કોઇવાર તો એકી સાથે ધણી ધણીયાણી બેઉનાં ભજનીયાં સાંભળવાં પડતાં હતાં. બીજું કારણ એ હતું કે, આ ઘરમાંથી એક પૈસો પણ જુલુસને પગાર દાખલ મળતો નહોતો. તે કદાચ ક્યાંય પણ જો કાંઇ સોદો ખરીદવા જતો અને તેમાંથી એ પૈસા મેળવતો, તો તેને પોતાની પાસેજ રાખતો. ત્રીજું કારણ એ હતું કે, જુલુસ એક સીધો સાદો અને ભલો માણસ હતો. તેને ઝાઝી ખટપટ પસંદ નહોતી, તે પોતાના મનમાંને મનમાંજ વિચારતો હતો કે:—"મેં કોણ જાણે કેટલાં પાપો કર્યાં હશે કે, મારે આ કંજુસની ગુલામી ઉઠાવવી પડે છે! આ નરાધમ માલિકની ચાકરી કરવી પડે છે! આ દુનિયામાં આવીને આવી હાલતમાં મારાથી કોઇનું સારૂં તો કરી શકાય તેમ નથી. તેમ છતાં પણ આવી સાચી ખોટી ખબર આપવાથી એ પૈસાનો રોજગાર ચાલે અને તેની સાથે સાથે સહજ ધર્મનો સંચય થાય તો એમાં પણ મને શું નુકસાન થવાનું છે?"

અસગરઅલીને બોલાવવા માટે પણ તે જુલુસજ ગયો હતો. માલિકની જોરદાર તલબ જોતાંની સાથેજ તે જાણી ગયો હતો કે, આજે જરૂર કોઇને બરબાદ કરવાની બદ સલાહ કરવા માટેજ મિજલસ મળવાની હશે. આથી જ્યારે માલિકે તેને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું, ત્યારે તે બેઠકખાનાની બાજૂના એક અંધારા કમરામાં પેઠો. એ કમરામાંથી બાજૂના ઓરડાની બધી વાતો સાફ સાંભળી શકાતી હતી.

પહેલ વહેલાં અસગરઅલીએ હુક્કો પીતાં પીતાં કહ્યું:–"મામલો શો છે, દોસ્ત! ખરેખર શું તું ઇબ્રાહીમની પાસેથી રૂપિયા વસુલ કરી શક્યો નથી?"

ઉમરે કહ્યું:–"તું તે કાંઇ દીવાનો બની ગયો છે કે શું? જ્યારે કાજીના પ્યાદાઓને લઇને ગયો હતો, ત્યારે શું રૂપિયાવસુલ કરવામાં કાંઇ બાકી રહે ખરૂં કે?"

અસગરે કહ્યું:–" ત્યારે ઘરની અંદરના ચબૂતરાપર તેં એવી વાત શામાટે કરી હતી?"

ઉમરે કહ્યું:–"હા–તું ખરૂં કહે છે, પણ મારો એમ કરવામાં એક ખાસ હેતુ સમાયલો હતો. જો એ વખતે મેં તને રૂપિયા વસુલ થવાની વાત કહી હોત, તો મારી ઔરત મારૂં લોહીપીધા વિના રહેત ખરી કે?'

અસગરે કહ્યું:–"બહુ સારૂં ભાઇ! ચારે તરફથી આટલા બધા રૂપિયા કમાય છે અને લોકોમાં પણ એમ કહેવાય છે કે તારા જેવો દૌલતતમંદ બીજો કોઇ પણ નથી, તો પછી તું આટલી બધી કંજુસાઇ કેમ કરે છે? ઘરમાં ને ઘરમાં દશ રૂપિયા આપતાં તને શી ચૂંક આવે છે?"

ઉમરે કહ્યું:–' દોસ્ત! તું ઘણુંજ ખોટું સમજે છે. હું મારા ઘરમાં પૈસા નથી આપતો, ત્યારે બીજું કોણ આપે છે! પણ મારી ઔરતને પૈસા ઉડાવવાની બહુ ટેવ પડી ગઇ છે, એટલા માટેજ હું તેને ઝાઝા પૈસા આપતો નથી. મોટા પુરુષો કહી ગયા છે કે, ઔરતોને કદી પણ રૂપિયાનો સ્વાદ ચાખવા દેશો નહિ. વાઘ, લોહીનો સ્વાદ મળવાથી જેવી રીતે મરણીયો થઇ ઉઠે છે, તેવીજ રીતે ઔર-

તોને રૂપિયાની છુટ આપવાથી, તેઓ પણ નાગણી જેવી ડંસીલી થઇ ઉઠે છે. પણ હવે એ બધી વાતો જવા દે, આ બાબતમાં વખત મળશે, ત્યારે આપણે ઘણી વાતો કરીશું, માટે હાલ તરત આ બેકામી વાતોને આટલેથીજ અટકાવી દે. હમણાં આપણે બેઉને એક ખાસ જરૂરની સલાહ કરવાની છે. મારે એક કામમાં તારી ખાસ જરૂર પડી છે. ”

અસગરે કહ્યું:—“ હું તારો દિલોજાન દોસ્ત હોવા ઉપરાંત તાબે-દાર–ગુલામ છું. માટે તારે મને જે કાંઇ તારી ખ્વાહિશ હોય, તે ઘણીજ ખુશીથી ફરમાવ.”

ઇબ્રાહીમને ઘેર જે કાંઇ બન્યું હતું, તે બધું ઉમર શેખે પહેલ વહેલાંજ અસગર અલીને કહી સંભળાવ્યું.

એ સંભાળીને અસગરઅલીએ કહ્યું કે:—‘ બાંદીનું તેજ ખૂબ વધી ગયું હોય એમ જણાય છે. હું ધારૂં છું કે તેણેજ ગમે તે ઇલાજે રૂપિયા મેળવી આપ્યા હશે. ”

ઉમરે કહ્યું:—“ તે ગમે તેમ હો, એ જાણવાની આપણને કશી જરૂરજ નથી. રૂપિયા જ્યારથી પેટીમાં લાવીને મૂકયા છે ત્યારથી એ બધી બાબત ખતમજ થઇ ગઇ છે. હવે બાંદીને શી રીતે મેળવવી ? તેની હીલચાલ જોતાં માલૂમ પડી આવે છે કે, ઇબ્રાહીમ અને સેરિ-નાની વચ્ચે જાણે આશક માશૂકના જેવો જ બનાવ બન્યો છે. જો તેમ જ હશે, તો ઇબ્રાહીમ હરગિજ એ સેરિનાને છોડશે નહિ, અને એથી એ બાંદી આપણા હાથમાં આવશે નહિ. હવે શો ઇલાજ કરવાથી મારા મનની મુરાદ બર આવે, એ કહે જોઇએ વારૂ ! બાંદીને તો મારે ગમે એ રીતે મેળવવીજ જોઇએ.

એક તરફ મારી તમામ મિલ્કત મૂકું અને બીજી તરફ તે બાંદીને ઉભી રાખું, તો તે બાંદીનીજ કિમ્મત વધારે અંકાય તેમ છે. હું તેને માટે મારી બધી મિલ્કત ફના કરવાને તૈયાર છું. ”

અસગર આ વાત સાંભળીને ખૂબ દમ ભરી ભરીને હુક્કો ગગડાવવા લાગ્યો. થોડીવાર પછી તે બોલ્યોઃ—“ ઇબ્રાહીમની પાસે હવે તમારૂં શું લેણું બાકી રહે છે. ?”

ઉમરે કહ્યું:-હજી પણ બધી મળીને મારી ચાર હજારને પાંચ અશરફી લેણી નીકળે છે.

અસગરે કહ્યુંઃ—“ ત્યારે હવે શી ફિકર છે ! ફરીવાર કાજી પાસે જઇને એના નામપર નાલિશ કર. ”

ઉમરે કહ્યુંઃ—“કાજી હવે બેકાયદાનું કામ કરશે કે નહિ એનો મારા મનમાં પૂરતો શક રહે છે.

“ તું કાયદેસર દાવો માંડી પૈસા વસુલ કર, એમાં વળી આફ્રાન કે કાયદાને શું ઇજા આવવાની હતી ? ”

ઉમરે કહ્યુંઃ—“ના અસગર ! એમ ધારવામાં તું ભૂલે છે. ઇબ્રાહીમે મારી પાસેથી જે કરારથી નાણાં લીધાં છે, તે મુદત પૂરી થવામાં હજી બે માસ ખૂટે છે. એથી એ બે માસ સૂધી કાયદાસર આપણાથી તેનાપર ફરિયાદ કરી શકાય તેમ નથી.”

અસગરે કહ્યું:—“તે ગમે તેમ હો, પણ તું હમણાંને હમણાંજ કાજીની પાસે જઇને દરખાસ્ત રજૂ કર તથા તેમને જણાવ કે, હવે મારાથી સબૂર કરી શકાય તેમ નથી, આજકાલ હું સખ્ત તંગીમાં આવી પડયો છું, માટે મને પૈસાની ખાસ જરૂર છે.”

"પણ કદાચ કાજી મારી એ દરખાસ્તને મંજૂર ન રાખે, તો પછી મોટી પચાત થઇ પડે, બે માસ સુધી વાટ જોવા જતાં કદાચ ઇબ્રાહીમ બાંદીને બીજા કોઇની પાસે વેચી નાખે તો, પછી મારી ખ્વાહિશ શી રીતે પાર પડે? જો તેમજ થાય, તો મારી સઘળી મેહનત બરબાદ થઇ જાય, માટીમાંજ મળી જાય." ઉમરે કહ્યું.

અસગરે પૂછ્યું:–"ઠીક, તું ખરૂં કહે જોઇએ કે, તારી મરજી પૈસા વસૂલ કરવાની છે કે, સેરિના બાંદીને મેળવવાની?"

"પૈસામાં શું ધુળ નાખંવી છે? હું તો સેરિના બાંદીનેજ ચાહું છું. ક્યાં પરસ્તાનની પરી સેરિના અને ક્યાં મામૂલી ચાર હજાર સોના મોહોરો! જમીન આસ્માનનો બન્નેમાં તફાવત છે. બેરકુફોનાં ગળાં રેંસી રૂપિયા તો ઘણા કમાયો છું. મને રૂપિયાની હવે પરવા પણ નથી. ઇબ્રાહીમ જો રાજી ખુશીથી મને સેરિના સોંપી દેતો હોય, તો હું મારા બધા લેણા રૂપિયા છોડી દેવાને તૈયાર છું."

"આટલો બધો સેરિનાપર ફીદા થઇ ગયો છે?"

"અરે યાર! શું કહું? તેં તેનુ રૂપ દેખ્યું નથી, તેથીજ આમ કહી રહ્યો છે, કોણ કહે છેકે, એ બાંદી છે! એતો શાહજાદીના કરતાં પણ વધારે ખૂબસૂરત છે."

"ત્યારે હવે એક કામ કર."

"શું કામ?"

"થોડાક રૂપિયા બગાડવા પડશે?"

"કેટલાક રૂપિયા?"

"વધારે નહિ, ફક્ત હજારેક રૂપિયા."

"એટલા બધા રૂપિયાની શી જરૂર પડશે વારૂ?"

અસગરે કહ્યું:-"કાજી બેટો પૂરો રિશ્વતખોર છે, એવી વાત મેં સાંભળી છે. વળી તપાસ કરતાં મને એમ પણ જણાયું છે કે, એવાં કેટલાંક માણસો પણ છે કે જેમના મારફત એ રૂપિયા તેની પાસે પહોંચાડવા પડે છે. તારી અરજી અને લાંચના રૂપિયા એક સાથેજ તેની પાસે પહોંચી જશે. રૂપિયા મળતાંની સાથેજ કાજી નાલિશનો હુકમ કાઢી આપશે. એકવાર તેને પાંચ રૂપિયા ખવડાવવાથી, તે તારો ગુલામજ બની જશે, તું જ્યારે જે હુકમ માગીશ તે મેળવી શકીશ. તું જો ઇબ્રાહીમને વધારે બેઇજ્જત કરવા માગતો હઇશ તો તે પણ કરી શકીશ."

કેમરે કહ્યું:-"હ-જા-ર રૂપિયા! બહુ વધારે છે! હજાર રૂપિયાનું વ્યાજ એક માસે અઢીસો રૂપિયા આવે એ વાતને કેમ ભૂલી જાય છે? ચાર માસ હજાર રૂપિયા વ્યાજે મુકવાથી સહેજમાં બીજા હજાર પેદા થઇ જાય છે! માટે એવડી મોટી રકમ શી રીતે અપાય?"

અસગરે કહ્યું:-"પરી જેવી બાંદી મેળવવી હોય અને હજાર રૂપિયા પણ બચાવી રાખવા હોય, તો તે બન્ને કામો એકી સાથે થઇ શકશે નહિ. એ સિવાય હું તો બીજો કશો પણ ઇલાજ જોતો નથી. કાયદા-એ કાયદાનો વિચાર કેમ નથી કરતો? બધી રૂપિયાની બાજી છે! રૂપિયાની પાસે કાયદો ગુલામ છે! એ કાજી પણ કંઇ કાચો પોચો નથી પૈસા વિના એક પગલું પણ ભરે તેવો નથી. તેની પાસે આવો ઠરાવ લઇને જવાની હિમ્મત કોઇનાથી પણ થઇ શકે તેમ નથી, હું પણ જે જવા માગું છું, તે ફકત એક બારી જવા-

અદારીને શિરપર વ્હોરીનેજ! તેમ છતાં પણ તારા માટે હું મારો જાન આપવાને તૈયાર છું."

ઉમરે મનમાંને મનમાંજ કાંઇક વિચાર્યું. એવામાં અચાનક તેની આંખો પર, ખૂબસૂરત સેરિનાની ખૂબસૂરતીની ચળકતી રેખા ખીલી ઉઠી. અહા કેવા સુંદર ગુલાબી ગાલ! કેવાં મજાદાર ચશ્મ! અહા! શા સુંદર સેરિનાના વાળ? બન્ને હોઠ તો જાણે ખીલેલી ગુલાબની કળી જેવાજ છટાદાર! તેનો સુરીલો અવાજ પણ કેવો લ્હેજતદાર?"

આવા ઘણા ઘણા વિચારો કર્યા પછી ઉમરે પાછું પોતાના મનમાંને મનમાંજ વિચારવા માંડ્યું કે:—"તાહિત બીબી મારા હાડેહાડ બાળ્યા કરે છે. મારી દૌલતની મુરાદ બર આવી છે ખરી, પણ ઘરના ખરા સુખનો મને જરાપણ અનુભવ થયો નથી. આઠ વરસ થયા એ તાહિતને ઘરમાં આણી છે, પણ એ દરમ્યાન કદીપણ તેના મ્હોંમાથી એક પણ મીઠું વચન સાંભળ્યું નથી. એ તાહિત, ખૂબસૂરતીમાં સેરિના બાંદીના પગ સરખી પણ નથી. જો કોઇપણ ઇલાજે, હું એ સેરિનાને કબ્જે કરી શકું, તો તેથી મારા મનની છેલ્લી મુરાદ જરૂર ને જરૂર બર આવ્યા વિના ન રહે. સેરિનાને લાવવાથી તાહિતના ગર્વના ચૂરા થશે અને મારી જિન્દગીની મોટામાં મોટી ખ્વાહિશ પૂરી થશે."

ઉમરને ફિકરમાં પડેલો જોઇને, અસગરે કહ્યું:—"આવા લુખ્ખા વિચારો કરવાથી એ કામ થઇ શકશે નહિ. મરણીયા થઇને કદી પડવું પડશે. આ એક હજાર રૂપિયાનું ખરચ કરીશ, તે કાંઇ છેક પાણીમાં જશે નહિ. તું જે રૂપિયા કમાયો છે, તેનું વ્યાજ કેટલું બધું આવે છે? જો સેરિનાને મેળવવાથી તારી જિન્દગીની ખ્વાહિશ

પૂરી થતી હોય, તો પછી તું આમ પાછો શા માટે પડે છે? એ કામને એકદમ ખતમ કરી નાખ. હું તારા માટે જાન કુરબાન કરવાને તૈયાર છું, એ પણ તું ખસુસ યાદ રાખ.”

ઉમરે કહ્યું:–“જ્યારે ડૂબ્યો છું, ત્યારે બરાબર તરીને વિચારવું પડશે. તું જે કહે છે, તેજ મુનાસિબ છે. એ સેરિના, હવે મારી જિન્દગીનું સાચું સુખ થઇ ચૂકી છે. એ સુખના સ્વપ્નને સફળ કરવુંજ પડશે. પણ ત્યારે હવે મારે શો ઇલાજ કરવો જોઇએ વારૂ?”

અસગરે કહ્યું:–“સહુથી પહેલું કામ કાજીનો હુકમ મેળવવાનું છે. જો તેમ થશે, તો તું તારી મુદ્દત કરતાં વહેલાં નાણાં વસુલ કરી શકીશ અથવા વસુલ કરવાની માગણી કરી શકીશ! એને માટે હું જવાબદાર થાઉં છું.”

ઉમરે કહ્યું:–“હવે રૂપિયા માટે તારે અહીં આવવાની જરૂર નથી. હમણાં રૂપિયા આપવા લેવાથી તાકિતબીબી એક મોટું ધાંધલ મચાવી મૂકશે. હું તારે ઘેર આવીનેજ આવતી કાલે રૂપિયા આપી જઇશ.”

અસગરે કહ્યું:–“એ ઘણીજ મજાની યુક્તિ છે!”

ઉમરે કહ્યું:–“બીજું એક કામ પણ કરવું પડશે કે નહિ? મને ખાત્રી છે કે, એમ કરવાથી, ઇબ્રાહીમ બેટો બરાબર જબ્બ થઇ જશે. તેણે જેવી રીતે મને બધાની આગળ બેઇજ્જત કર્યો છે, તેનો બરાબર બદલો પણ વાળી શકાશે.’

અસગરે પૂછ્યું:–“કયું કામ?”

ઉમરે જવાબ આપ્યો:–“બઝારમાં તેના ઘણા છૂટક લેણદારો છે. તેમને બધાને એવી ધારતી પેસાડી દેવી કે, “સખત તકાદા કર્યા

સિવાય તમારા કોઇનાં પણ નાણાં વસુલ થશે નહિ. હું કાજીનાં માણસોને લઈ જવા છતાં પણ તેની પાસેથી પૈસા વસુલ કરી શકયો નહોતો." આમ કરવાથી તેમાંના ઘણા ખરા ઇબ્રાહીમને બીજું કાંઈ નહિ, તો એચાર ગાળો સંભળાવ્યા વિના પણ રહેશે નહિ."

અસગરે કહ્યું:-બદલો લેવાની બાબતમાં આ ઇલાજ કાંઇ છેક નકામો નિવડશે નહિ. તે જેવી રીતે તારા ઘરમાં બેસીને તને બે આબરૂ બનાવી ગયો છે, તેનો બરાબર જવાબ આપવોજ જોઇશે. તારી યુક્તિ બડી ઉમદા છે. તેમ કરવાથી તેની બેઇજ્જતનો કાંઇ શુમારજ રહેશે નહિ. પણ હવે રૂપિયા આપવાનું ભૂલતો નહિ."

કમરે કહ્યું:-"જયારે આપવાનું કહ્યું છે, ત્યારે જરૂર આપીશ. અસગર! કોણ કહે છે કે, એ સેરિના બાંદી છે? તે તો બેહિસ્તની હૂર છે! હું તેનેજ ચાહું છું. ગમે તે ઇલાજે, હું તેનેજ માંગું છું. તેને માટે મારી બધી દોલત કુરબાન કરવી પડે તો તેમ કરવાને પણ તૈયાર છું. એક તરફ સેરિના, અને બીજી તરફ મારી સઘળી મિલ્કત, બન્ને મારી નજરમાં સરખીજ છે."

આ બધી વાતચીત થયા પછી, અસગર મિંયા રવાના થયા. અસગર મનમાં ને મનમાંજ બોલ્યોઃ-"આ વખતે મારૂં નસીબ ફરી ગયું છે! કાજી બેશે પાંચસો રૂપિયા મળવાથીજ, કામ હાંસિલ કરી દેશે. અને બાકી પાંચસો રૂપિયા રહેશે, તે મારા ખીસામાં પડશે. તેમ છતાં પણ જયાં સૂધી એ શયતાનના હાથમાંથી મારા હાથમાં રૂપિયા આવ્યા નથી, ત્યાં સૂધી મને ભરોસો પડતો નથી. હું અસગર મિયા છું. મારી અક્કલમાં કોણ દાખલ થઇ શકે તેમ છે?"

# પ્રકરણ ૫ મું

## અપમાનનો અવધિ

અમો આ પહેલાંના પ્રકરણની શરૂઆતમાં, જે જુલુસખાની ઓળખાણ આપી ચૂક્યા છીએ, તે હવે શું કરે છે, એ એકવાર આપણે જોઇ આવીએ.

ચાલાક જુલુસખાંએ બાજૂના ઓરડામાં છૂપાઇને ઉમર તથા અસગરની વચ્ચે જે કાંઇ વાતચીત થઇ, તે બધી શરૂઆતથી છેલ્લે સૂધી સાંભળી લીધી. ત્યારપછી તે છુપી જગામાંથી બહાર નીકળીને તેણે જોયું કે, અસગરના ચાલ્યા જવા પછી ઉમર શેખ પણ સદર દરવાજામાંથી મકાનની બહાર ચાલ્યો ગયો છે.

જુલુસખાં ઘરમાંથી નીકળતાંની સાથેજ મેરિનાની પાસે જઇને એ ખબર આપી આવ્યો, એ વાત જણાવવાની હવે કશી જરૂરજ રહેતી નથી.

જે બેગુનાહ અને દિલાવર ઇબ્રાહીમની વિરૂદ્ધમાં આવાં ભયંકર કારસ્થાન ચાલી રહ્યાં છે, તેના એકાંતઓરડામાં આપણે અત્યારે દાખલ થવું પડશે.

એ ઓરડાનો બધો સાજ સરંજામ, ગરીબાઇ અને પૈસાની તંગીને લીધે લાચારીથી વેચાઇ ગયો હતો. પહેલાં જે ઓરડો હદ બેહદ દીવાની હારોથી શોભી રહેતો હતો, લોબાનના સુગંધની તથા ફુલની માળાઓની ખુશબોથી જે રાત દિવસ મ્હેકી રહ્યો હતો, તેજ ઓરડામાં અત્યારે ફક્ત એક ઝાંખો દીવો ઝાંખા તેજથી સળગી રહ્યો

હતો. એ એકાંતવાળા ઓરડામાં બે માણસો બેઠાં હતાં. વાંચક! એ બન્ને જણાંમાંનો એક આપણો ભલો ઇબ્રાહીમ અને બીજી તેની બાંદી સેરિના હતી.

ઇબ્રાહીમ ઘણીવાર સુધી સેરિનાને ચૂપચાપ બેઠેલી જોઇને બોલ્યોઃ—"શું વિચાર કરે છે સેરિના ?"

સેરિનાએ એક ઉંડો નિઃસાસો મૂકીને કહ્યુંઃ—"એક વાત સાંભળીને મારૂં મન બહુજ ચંચળ થઇ ગયું છે ?"

"કઇ વાત ?"

"એ સાંભળીને તમારા મનને ઘણું લાગી આવશે ?"

"તો પછી મને એ વાત કહેવાને તું શામાટે આવી છે ?"

"તમને એ વાત ન જણાવવાથી આપણાપર આફતનું આસમાન તૂટી પડે તેમ છે."

"એવી શી વાત છે સેરિના !"

"તમે આજકાલ ઘરમાંથી બહાર નીકળશો નહિ."

"કેમ, સેરિના ! હું કાંઇ ચોર નથી, ખુની નથી, દગાબાજ નથી, તો પછી મને શી ધાસ્તી છે ? પણ હા—એક રીતે જો મને ઉડાઉ ગણવામાં આવે તો ગણી શકાય તેમ છે."

"માલિક ! મને માફ કરો. મરહુમ અબુ—અયુબના પુત્ર, કાંઇ એવા હલકા માણસ નથી. દિલ્હીના દરબારમાં બાદશાહની બાજૂમાં જેની મસનદ પડતી, તેના લાયક પુત્ર સોદાગર ઇબ્રાહીમ સાહેબનું હાલતાં ચાલતાં, વાટે ઘાટે, જેના તેના મ્હોંએથી અપમાન થશે, એ મારાથી જોઇ શકાશે નહિ."

"કેમ—આવી વાત કેમ કહે છે—સેરના ?"

"મેં ભરોસાદાર આદમીના મોઢેથી સાંભળ્યું છે"

"શું સાંભળ્યું છે ?"

"શયતાન ઉમર શેખ તમારા લેણદારોને લાંચ આપીને, તમારી વિરૂદ્ધમાં ઉશ્કેરવાની કોશિશ કરી રહ્યો છે."

"કોની પાસેથી આ વાત તેં સાંભળી છે ?"

"જુલુસખાંની પાસેથી. જુલુસ એ શયતાન ઉમરનો ચાકર છે. તેને પેટ પૂરતું ખાવાનું મળતું નથી, તે ઉપરાંત રાત દહાડો માલિકની કરડી નજર તેનાપર રહ્યા કરે છે. એથીજ એ બિચારો, આવી એ ચાર છુપી બાતમીઓ લોકોને કહી દે છે અને એના બદલામાં કાંઇક બક્ષિસની પણ આશા ધરાવે છે. એ પોતેજ આપણા મકાન પર આવીને, મને આ બધી હકીકત કહી ગયો છે."

ઇબ્રાહીમ આ ભયંકર વાત સાંભળીને, મનમાંને મનમાં ઘણોજ ફિક્રમંદ બની ગયો. જે સઘળા લોકો તેના મ્હોં સ્હામા આવીને વાત કહેવાની પણ હિમ્મત કરી શકતા નહોતા, પહેરેગીરોની બીકથી, જેઓ તેના મકાનમાં પણ દાખલ થઇ શકતા નહોતા, તેઓ શું આજે સરિયામ રસ્તાપર તેની બેઇજ્જતી કરશે ?

ઇબ્રાહીમે કહ્યું:—"સેરિના ! તું મારી હમેશનું ભલું ચાહનારી છે. તારા જેવી દોસ્ત મારે બીજું કોઇ પણ નથી. તારા પોતાના સુખોની તેં મારા માટે કુરબાની આપી છે, એ તારી દિલાવરીને પણ હું જાણી ગયો છું. પણ સેરિના ! મારે આજે અને હમણાંજ એક વાર મકાનમાંથી બહાર નીકળવું પડશે."

"કેમ ?"

"ખાસ જરૂર છે!"

"તે જરૂર મુબારકની મારફત પાર પડે તેમ નથી?"

"ના."

"રૂપિયાની વાત છે?"

"હા-એક ભલા વહેપારીએ મારા આ ઘરબારને ગીરો રાખ્યા સિવાય વ્યાજે પાંચ હજાર અશરફી ધીરવાનું કહ્યું છે. એ રૂપિયા જો મને મળશે. તો તેથી શયતાન ઉમરના દેવાનો ભાર ઘણો હળવો થઈ જશે. હું પણ મારૂં બધું કરજ ચૂકવીને બીજે ચાલ્યો જઇશ. અમીર હતો, એમાંથી હવે ફકીર થઇશ, તો તેથી પણ મને કશું દુઃખ થશે નહિ. દુનિયાનો રિવાજજ એવો છે કે, હમેશાં કોઇના બધા દહાડા એક સરખા જતા નથી. સેરિના! સેરિના! કરજ એ ઘણીજ ભયંકર વસ્તુ છે! નીચ દિલના વહેપારીઓ મોતના કરતાં પણ વધારે જાલિમ છે! હાય! આ કરજ પતાવીને મારે રસ્તે રસ્તે ભીખ માગતા ફરવું પડે, એ પણ મને આના કરતાં હજારોવાર સારૂં લાગે તેમ છે."

સેરિનાએ કહ્યુંઃ-"ત્યારે હવે તમે જરા પણ ઢીલ ન કરો. એક વાર કોશિશ કરી આવો. તે, તે દિવસે અહીંથી ખૂબ અપમાનિત થઇને ગયો છે. માટે તક મળતાંની સાથેજ તેનો બદલો લીધા વિના કદાપિ રહેશે નહિ"

ફજરનું અજવાળું ઝળહળી ઉઠયું હતું. આખી આલમ આફતાબની રોશનીથી ચમકી ઉઠી હતી. સુંદર કુદરતના પટપર ચળકતાં

સૂર્યનાં કિરણો, જાણે સોનાની રેખાની પેઠે ચકચકી રહ્યાં હતાં. આસમાની આસ્માનમાં આમ તેમ ફરતાં વાદળાં તે સોના જેવી ચળકતી રોશની સાથે મળીને પવનના ઝપાટાથી દોડાદોડી કરી રહ્યાં હતાં. આ વખતે ઇબ્રાહીમ રૂપિયાની તજવીજમાં બહાર નીકળી પડયો.

તેને ઘણે દૂર જવું પડે તેમ હતું. તેનો એક બચપણનો દોસ્ત હતો, કે જેનું નામ ઇસહાક હતું. એ ઇસહાક જવાહિરનો વહેપારી હતો. ઇસહાકનું રહેઠાણ ફતેહપૂરમાં હતું. ફતેહપૂર ઇબ્રાહીમના મકાનથી પાંચ છ ગાઉ દૂર થતું હતું. ઇસહાક સારી સ્થિતિવાળો માણસ હતો. ઝવેરીનું કામ કરીને, તે સારી રીતે બે પૈસા જમા કરી શકયો હતો, તેણે પોતાનાં ઘરબાર પણ ઉમદા બંધાવ્યાં હતાં.

ઇબ્રાહીમના વાલીદની સાથે ઇસહાકના વાલીદની સારી દોસ્તી હતી. ઇસહાક આ પહેલાં ઘણીવાર ઇબ્રાહીમના મકાનપર આવ્યો હતો. ત્યારે ઇબ્રાહીમના ઉડાઉપણાથી તેનાપર તે ઘણોજ નારાજ થયો હતો. ઘણીવાર તેણે પોતાના દોસ્તનો આવો અણઘટતો ખર્ચ કરવા માટે તિરસ્કાર કર્યો હતો; પરંતુ તેનું કાંઇપણ ફળ ન આવેલું જોવાથી તેણે છેવટે તેને ત્યાં આવવાનું પણ બંધ કરી દીધું હતું. ઇસહાક, ઇબ્રાહીમને સગા ભાઇની માફક ચાહતો હતો. પણ પોતાની શીખામણનો કાંઇપણ અમલ ન થવાથી, તેણે નિરાશ થઇને આખરે ઇબ્રાહીમને કહી દીધું કેઃ—“ભાઇ! તારા અને મારા પિતાની વચ્ચે જે એક સગા ભાઇના કરતાં પણ વધારે દોસ્તીનો હક હતો, તે હવે આપણા બન્નેમાં ઓલાદના રિવાજ મુજબ ઉતરી આવ્યો છે. હું મારા સ્વાર્થ તથા મારા ભલાને જેવી રીતે જોતો આવું છું, તેવીજ રીતે હમેશાં તારૂં પણ ભલુંજ ચાહું છું. તારા મરહુમ વાલીદ, આ

અજમેરમાં એક જાણીતા આબરૂદાર ધનવાન અથવા દોલતમંદ પુરૂષ હતા. મારા પિતાના મુખથી મેં સાંભળ્યું છે કે, તેમના જેવા અયેશ આરામ, દિલ્હી, આગ્રા અને અજમેરના બીજા કોઇ પણ માણસને નહોતો. પણ તેઓ એવી છુપી રીતે પોતાનું કામકાજ ચલાવ્યા કરતા હતા, કે જેથી કોઇ પણ જાણી શકતું નહોતું કે, તેમની પાસે કેટલી દોલત છે? ઇબ્રાહીમ! ભાઇ! તું તેનો પુત્ર હોઇને આજે પોતાના દોષથી રસ્તાનો ભીખારી બની ગયો છે. મારી પાસે જે કાંઇ છે, તેનો અર્ધો ભાગ હું તને આપી દઉં છું. તું મારા ભાઇ જેવો છે. આ રૂપિયાથી તારૂં દેવું પતાવીને તું મારી સાથે ભાગીદાર તરીકે કારભાર શરૂ કર. એથી ફરીવાર તારા કિસ્મતના સિતારા રોશન થશે. વળી જો કોઇપણ વેળાયે સાધારણ દ્રવ્યને માટે આફતમાં આવી પડે તો મને યાદ કરજે."

ઇબ્રાહીમ ધનવાનનો પુત્ર હતો. જિન્દગી સૂધી સુખની ગોદમાં ઉછર્યો હતો. તેને પૈસાની તાણ કદી પણ પડી નહોતી. તે ઉપરાંત તે ઘણોજ અભિમાની હતો. પોતાની ઇજ્જતને કેમ સાચવવી એ એક તેનામાં મોટો ગુણ હતો. ઇબ્રાહીમ ઘણીવાર આફતમાં આવવાથી મનમાંને મનમાંજ વિચારતો કેઃ—' મારો ભાઇ જેવો ઇસહાક શું મને પાંચ છ હજાર અશર્ફીઓ કરજે આપી શકશે નહિ? તે ધારે તો તરતજ આપી શકે તેમ છે. પરંતુ હું શી રીતે એક ગરીબ રાંકની પેઠે તેની પાસે પૈસા માગવા માટે તેના દરવાજા પર હાજર થઈ શકીશ? એના કરતાં બીજી કોઇ પણ બદનામી આ દુનિયામાં હયાતી ધરાવતી નથી. નાન્હા દોસ્તની પાસેથી તો કદી પણ કરજે નાણાં લઇ શકીશ નહિ. એ દોલતજ દુનિયામાં દુશ્મનીનું મૂળ ગણાય

છે. છેવટે શું મામૂલી રૂપિયાને માટે, મારા એ ખરા દિલોજાન દોસ્તના મનમાં એક જાતનો ખોટો ખ્યાલ પેદા કરાવાને જિન્દગી લગીની બોલ્લા ચાલીને પણ હું બંધ કરૂં ? ”

આવા અભિમાનેજ ઇબ્રાહીમને બરબાદ કર્યો હતો. એને લીધેજ તે ગઇ આફતમાં પડીને, શયતાન ઉમર શેખના જેવા ચંડાળની પાસેથી મોઢે માગ્યું વ્યાજ આપીને રૂપિયા કરજે લેવાને લાચાર થયો હતો. કોઇવાર ઇસહાકને મોઢે આ બાબતમાં કશી પણ વાતચીત અગર કાગળ પત્રનો વહેવાર ન કરતાં તે બારોબાર ઉમર શેખ જેવા શયતાનના દરવાજાપર ભીખારી તરીકે ઉભો રહ્યો હતો. અને તેનો અંજામ આખરે કેવો બિહામણો આવ્યો હતો, એતો વાંચક ભાઇ-ઓના જાણવામાંજ છે.

પણ આજે આટલા દિવસ પછી પત્થર પીગળી ગયો. તંગીની પીડાથી, ઇબ્રાહીમ, ઇસહાકની પાસે કરજે નાણાં લેવાની પ્રાર્થના કરવા માટે ઘરમાંથી બહાર નીકળ્યો. ઇબ્રાહીમે મનમાંને મનમાંજ વિચાર્યું કે, જે ઇજ્જત અને આબરૂના ખયાલે આજ લગી મને ઇસહાકના દરવાજાપર જવા દીધો નહોતો, તે ખયાલ આજે નાબૂદ થયો છે. પણ હું માત્ર પોતાના માટે આટલી બધી દહેશત રાખતો નથી. ઉમર શેખ, સેરિનાને મેળવવા માટે તલપાપડ થઇ રહ્યો છે અને તે સાથે ગંજાવર તૈયારીઓ પણ કરી રહ્યો છે. તે આ કર-જનો જવાબદાર ગણી મને જેલમાં મોકલશે, તો પછી સેરિના બિલકુલ નિરાધાર થઇ પડશે. તેનો બચાવ કરે તેવું કોઇ પણ રહેશે નહિ. તે વખતે તે જાલિમ તેનાપર મરજી મુજબ જુલ્મ ગુજારી શકશે હું ભીખારી બનીને રસ્તે રસ્તે ભટકી શકીશ, જેલખાનામાં

ભૂખ્યો-પ્યાસો મરી શકીશ, પણ સેરિનાને કોઇ પણ રીતે છોડી શકીશ નહિ. સેરિના, આ આલમમાં ખુદાની આપેલી કિમતી બક્ષિસ છે. સેરિનાને બચાવવા માટે મેં મારી આખી જિન્દગીમાં જે કર્યું નથી, તે આજે કરીશ. આજે દૌલતની આશાથી ભીખારીની પેઠે, ઇસહાકના દરવાજાપર જવું પડશે. દિલોજાન દોસ્ત તે મારો છે; તે મારા સગાભાઈ જેવો શુભ ચાહનારો છે. તેની પાસે જવામાં હવે મને કશી શરમજ આવે તેમ નથી. સેરિનાને પહેલાં બચાવવી પડશે. ત્યાર પછી એ શયતાનનું બધું દેવું પતાવીને હું આ દેશ છોડી ગમે ત્યાં ચાલ્યો જઇશ. મારી સાથે ફક્ત એ સેરિના એકજ રહી શકશે. હું સુંદરી સેરિનાને લઇને દુનિયાના એક ખૂણામાં ઝૂંપડી બાંધી સોનાનો સંસાર બનાવીશ."

પણ આટલા બધા લાંબા રસ્તે ચાલવાની ઇબ્રાહીમને ટેવ નહોતી. એથી તેની પાસે જે કાંઇ થોડા ઘણા રૂપિયા બચ્યા હતા, તેની મદદથી તેણે એક ગાડીવાળાને ઇશારો કરીને પોતાની પાસે બોલાવ્યો. તેની સાથે ભાડું ઠરાવી, તે ગાડીમાં બેસવા જતો હતો, એવામાં એ વહેપારીઓએ આવીને તેને ઘેરી લીધો.

તેમાંના એકે મશ્કરી કરીને ઇબ્રાહીમને કહ્યું:-"અલિ સાહેબ! મેં સાંભળ્યું છે, આજકાલ તમે બે વખત ખાવાનું પણ બંધ કર્યું છે. અને તમને અનાજનાં સાંસાં પડવા માંડયાં છે, તેમ છતાં પણ હજી નવાબી છોડી શકતા નથી? પેટમાં અનાજ મળતું નથી અને ગાડીમાં બેસવાનું સૂઝે છે! વાહ! વાહ! તમને પણ શાબાશીજ ઘટે છે!"

જે માણસે આવી રીતે ઇબ્રાહીમને ગાડીવાળાની સ્હામે બે-ઇજ્જત કર્યો, તે એક ગંધિયાણાનો વહેપારી હતો. ઇબ્રાહીમ-તેની

પાસે અત્યાર સુધી પૈસા ધીરાવતો આવ્યો હતો; પણ એ દરમ્યાન તે હમેશાં ઈબ્રાહીમની પાસેથી ઇજ્જત સાથે ઉઘરાણી કરતો, તકાદા કરતો હતો, પણ આજે તેનું દિલ આટલું બધું શાથી પલટાઇ ગયું ?

શાથી ? એ વાતની મતલબ જાણતાં ઇબ્રાહીમને ઝાઝી વાર લાગી નહિ. તે જાણી ગયો કે, એ બધું શયતાન ઉમર શેખનાં કારસ્થાનોનુંજ પરિણામ છે. તે આવી રીતે તેના લેણદારોને ઉસ્કેરીને પોતાની કરેલી બેઇજ્જતીનો બદલો વાળી રહ્યો છે.

બીજો માણસ-કાપડનો વહેપારી હતો. ઇબ્રાહીમના સુખને વખતે તે કદી પણ મ્હોંમાંથી ચૂંકારો પણ કરી શકયો નહોતો. પણ જ્યારે બુરા દિવસો આવે છે, ત્યારે ત્રણ ત્રાંબીઆનો ગુલામ પણ મરજીમાં આવે તેમ બકી જાય છે. અત્યારે એ ઇબ્રાહીમ કાંઇ પહેલાંના જેવો ધનવાન પણ રહ્યો નહોતો. એક તો તેની હાલત બદલાઇ ગઇ હતી અને એ ઉપરાંત ઉમર શેખની શયતાની ચાલવા માંડી હતી. એથીજ આ સઘળા નીચ લોકો આશ્રય મેળવીને, તેને રસ્તામાં બેઇજ્જત કે ફજેત કરવા આવ્યા હતા.

એ કાપડના વહેપારીએ લાગ જોઇને ઇબ્રાહીમને તાણો માર્યો:- "સાહેબ ! આગળ પાછળનો ખ્યાલ કરીને બધાં કામ કરવાં જોઇએ. મારા હજી સાત આઠ રૂપિયા લેણા નીકળે છે. મારાં કપડાંએ, એક વખતે તમારી ઇજ્જતને બચાવી છે. તેમ છતાં પણ તે રૂપિયાને આજ સુધી બાકી રાખી મૂકયા છે, તો તમને જરા શરમ પણ નથી આવતી ? એ બધાં કપડામાંનું શું એક પણ કપડું ફાટી તૂટી હાલતમાં હયાત રહ્યું નથી ? જો હોય, તો તેની મદદથી ગળે ફાંસો ખાઇ મરી જાઓ ! અમને દગો દેવાનેજ તમે તૈયાર થયા છો. પણ યાદ

રાખજો કે, અમે લોકો તમને સહજમાં છોડવાના નથી. ઉમર શેખની પેઠે અમો પણ તમને કાજીના દરબારમાં ઘસડી જઇશું."

આ સઘળી અપમાનની વાતો સાંભળીને ઇબ્રાહીમના જિગરમાં ભયંકર આગ સળગી ઉઠી. તે આગે ઘણા વેગથી ગાજીને તેના દિલમાં ન સહી શકાય તેવી જ્વાળા ઉપજાવી દીધી. તેની આંખમાંથી ધધકતી આગની ચિનગારીઓ બ્હાર નીકળવા માંડી. બન્ને હાથની મુઠીઓ વળી ગઇ. પણ ધોરી રસ્તાપર કાંઇ ઝગડો થઇ જશે, તો મોટી બેઇજ્જતી થશે અને તે સાથે અત્યારે જે મામલો ફક્ત એ ત્રણ જણનાજ જાણવામાં આવ્યો છે તે આખરે આખા ગામમાં ફેલાઇ જશે. એમ ધારીને ઇબ્રાહીમ ચૂપ રહ્યો.

સહનશીલતા એ ઇબ્રાહીમનો મોટામાં મોટો ગુણ હતો. એથી તેણે આ બધા અપમાનને ચૂપચાપ સહી લીધું. તેણે મ્હોં ઉંચું કરીને જોયું કે, જેમણે તેના દિલમાં એ આગ સળગાવી છે, તેઓ ચાલ્યા ગયા છે, ફક્ત જિગરને બાળી ખાક કરનારી આગજ બાકી રહી છે.

ઇબ્રાહીમને આ બનાવથી ઘણો ખેદ થયો. તે જે ઇરાદાથી, ઘરમાંથી બહાર નીકળ્યો હતો, તેને હવે તે અમલમાં મૂકી શક્યો નહિ. તેની બન્ને આંખમાંથી ગુસ્સાના માર્યો, આંસુનો દરિયો ઉછળી રહ્યો હતો.

ઇબ્રાહીમે જોયું કે, તેની તે બેકાર હાલત જોઇને રસ્તાનાં કુતરાં પણ તેને કરડવાને આગળ ધસી રહ્યાં છે. એક દિવસે જે સઘળા લોકો, તેની મુલાકાત કરવાની ઉમેદથી હાથ જોડીને તેના દરવાજાપર બેસી રહેતા હતા, તેઓ આજે તેનું ખુલ્લા રસ્તાપર હદ બેહદ

અપમાન કરી રહ્યા છે. યા ખુદા! અબુ—અયુબનો પુત્ર, જે છૂટા હાથે લાખો કરોડો રૂપિયા ખરચ કરતો હતો, આજે તેની આવી દિલગીરી ભરેલી હાલત!"

એ અપમાનથી ઇબ્રાહીમ ઘણોજ દિલગીર થયો. આખી આલમ, તેની આંખો આગળ ફરતી જણાવા માંડી. તેને જણાવા લાગ્યું કે જાણે આસમાનના સિતારા પોતાની જગાએથી તૂટીને ખલકપર આવી પડ્યા છે! આખી દુનિયામાં કયામતનો કેર વર્તી રહ્યો છે?

ઇબ્રાહીમ મનમાં ને મનમાંજ બોલ્યો:—" હાય! શા માટે મેં સેરિનાની વાત સાંભળી નહિ? બુરી બુદ્ધિનો ગુલામ બનીને હું શા સારૂ ઇસહાકની પાસે મદદ માગવા ઘરમાંથી બહાર નીકળ્યો? રસ્તા પરની આ બેઇજ્જતીની યાદગીરીને હું હરગિજ ભૂલી શકીશ નહિ."

ઇસહાકની પાસે હવે તેનાથી જઇ શકાયું નહિ. ભાંગ્યા તૂટ્યા મનથી, થાકયા પાક્યા શરીરથી ઇબ્રાહીમ પોતાના ઘર તરફ પાછો ફર્યો. તેનો ચહેરો ફીકો પડી ગયો. આંખો લાલચોળ થઇ ઉઠી.

તે ઓરડામાં દાખલ થતો હતો, એવામાં સેરિના ત્યાં આગળ આવી પહોંચી. માલિકના મનની હાલત જોઇને તે જાણી ગઇ કે, જરૂર ને જરૂર કાંઇક ભયંકર બનાવ બન્યો છે. આથી બીકનું માર્યું તેનું દિલ કંપી ઉઠ્યું. તેનાથી કશું પણ બોલી શકાયું નહિ.

સેરિનાના કાંઇપણ પૂછતાં પહેલાજ ઇબ્રાહીમ કંપતા અવાજથી બોલ્યો:—

" સેરિના! તારી વાત ન સાંભળતાં હું ઘરમાંથી બહાર નીકળ્યો હતો, તેનું બરાબર ફળ મને આજે મળી ચૂકયું છે. તારી ખબ-

ફકીરીનાં વચનો અક્ષરે અક્ષર ખરાં નિવડયાં છે. જે શયતાની ટોળાના લોકો મારા જુતા સાફ કરવાને લાયક નથી, તેઓ આજે મારી ખુલ્લા રસ્તાપર બેદનામી કરી ગયા છે. એ બદનામી કરી ગયા છે. એ બદનામીની વેદના આગના જેવી જવાળાવાળી લાગે છે. સેરિના! અપમાનથી, ક્રોધથી અને ખેદથી મારી છાતી ફાટી જાય છે. એ ભયંકર અપમાનનો બદલો વાળ્યા સિવાય હું ઘર તરફ પાછો ફર્યો છું. એથી મારૂં કલેજું કમકમી ઉઠે છે. સેરિના! સેરિના!! શું થશે? સેરિના! આ દારુણ વેદનાની દવા શું છે, સેરિના?"

માલિકના મ્હોંએથી આ બધી વાતો સાંભળીને સેરિનાની આંખોમાં આંસૂ આવી ગયાં. તેણે મનમાં ને મનમાં તે શયતાન ઉમર શેખને સેંકડો હજારો શાપ આપ્યા. ત્યાર પછી ભારી અવાજથી તે બોલી "આ દુનિયાનો મુખ્ય રિવાજ પરિવર્તનજ છે. દરેકે દરેક ચીજ હમેશાં બદલાયા કરે છે. કોઇના બધા દહાડા એક સરખા વીતતા નથી. મારા માલિક! દિવસ પછી રાત્રિ આવે છે, અંધારા પછી અજવાળું આવે છે, એજ કુદરતનો સાધારણ કાયદો છે. એજ પ્રમાણે સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ પણ હમેશાં બદલાયા કરે છે. અપમાન પછી સન્માન, ચડતી પછી પડતી, એજ આ માણસની જિન્દગીના હમેશના ફેરફારો છે. સારા દિવસોમાં, સહનશીલતા અને ધારજની બહુ જરૂર પડતી નથી, પણ બુરા દિવસોમાં તેની ખાસ જરૂર પડે છે, તેના વિના જરા પણ ચાલી શકતું નથી.

આપ મહા વિદ્વાન અને જ્ઞાની પુરુષ છો હું તો ફકત આપની એક મામૂલી બાંદી છું. આપને કાંઇ પણ શીખામણ આપવાની મારામાં કશી લાયકાતજ નથી. ખુદાને એક મનથી યાદ કરો, ધીર-

જનો આશરો લો, એથીજ આ સઘળાં મોટાં દુઃખો કમ થઇ જશે. ”

સેરિનાની આવી શીખામણભરેલી વાતથી, ઇબ્રાહીમના જિગરની આગ ઘણી ખરી હોલવાઇ જવા આવી. સેરિના તેને માટે ખાવાની તૈયારી કરવા માટે ચાલી ગઇ. તે ઓરડાનો દરવાજો બંધ કરી, પથારીપર બેસી ભવિષ્યની ચિંતામાં ગુંથાઇ ગયો.



## પ્રકરણ ૬ ઠું

### જુલુસખાંની ચાતુરી

જુલુસખાં, સેરિનાને એ ખબર આપી મનમાંને-મનમાંજ ઘણો ખુશી થતો થતો એકદમ ઉતાવળો ઉતાવળો પાછો પોતાના માલિકના મકાનપર આવી પહોંચ્યો તેણે મનમાંને મનમાં વિચાર્યું કે:—“ આજના આ ભેદી બનાવથી ઘણીજ મજા કરી શકાશે. મારા માલિકની ઔરતને સેરિનાની બાબતમાં બધી બીના જણાવી દેવાથી તેની પાસેથી પણ બે પૈસા પેદા કરી શકાશે. વળી બન્નેમાં ઝગડો જાગવાથી જોવાની પણ ખુબ મજા આવશે. દસ પંદર દિવસ સૂધી એ ઝગડાનો અંત આવશે નહિ. મારો મુજી માલિક જેવી રીતે વાત વાતમાં મને ગાળો ભાંડયા કરે છે, ધમકી દઇને મારવા ધસી આવે છે, તેવી રીતે હું પણ હવે મારાથી બનશે તેટલો તેને હેરાન કર્યા સિવાય છોડીશ નહિ ગમે તેમ થાય, પણ હું આજે તો ખૂબ રંગ જમાવીને મારા વૈરની વસુલ્લાત કર્યા વિના રહીશ નહિ. ”

જુલુસ, ઘરમાં દાખલ થયો કે, તરતજ તેને પોતાના માલિકની

ઓ સાથે મુલાકાત થઇ. તાકિતબીબી, આ પહેલાંજ કાંઇક કામને માટે તેને બૂમો મારી રહી હતી, પણ તેના તરફથી કશો જવાબ ન મળવાથી તે ઘણીજ ચીડાઇ ગઇ હતી. એથી જુલુસને જોતાંની સાથેજ તે ગાજી ઉઠી;–" તું આખો દિવસ કયાં ભટકયા કરે છે? ગુલામના બચ્ચા! ખાલી ખાઇપીને મજબૂત થવાનું બહુ પસંદ પડે છે ખરૂં ને વારૂ? કામને વખતે પણ તારો કાંઇ પતોજ મળે નહિ. તું કેવો બેવકૂફ છે હરામજાદા?"

જુલુસે કહ્યું:–" અમ્માજાન! ગુસ્સે ન થાવ હું મારા માલિકના એક મોટા જબરા કામે ગયો હતો."

" જેવો શયતાન માલિક, તેવોજ હરામી ચાકર, એઉની ચંડાળ ચોકડી કોણ જાણે શું કરવા માગે છે! કેમ, તારો માલિક વળી કોનું નખ્ખોદ વાળવાને તૈયાર થયો છે, જુલુસ?

" ખરૂં કહો છો, અમ્મા! પણ બીજાની સાથે સાથે તમારૂં પણ નખ્ખોદ વળવા બેઠું છે."

" આ શું બોલે છે, બંદા? મામલો શો છે?"

" મને માફ કરો. હું જે કાંઇ જાણું છું, તે તમને જણાવી શકીશ નહિ. કેમકે, હું મારા માલિકનું નમક ખાઉં છું."

" અને હું જાણે તારી માલિકજ નથી?"

" ક્યાં બંદો એ ના કબૂલ કરે છે, અમ્માજાન! પણ એ વાત સાંભળી તમારા મનમાં ઘણી નાખુશી પેદા થયા વિના રહેશે નહિ. વળી હું કદાચ તમને એ વાત કહી સંભળાવું, તો મારો માલિક મારો જાન લીધા વિના મને જીવતો છોડે નહિ, તમે તેના

મિજાજને ક્યાં નથી જાણતાં ? જો તે જાણી જાય કે, મારો મારફત આ કામ થયું છે, તો પછી મારી પીઠનું ચામડું પણ ફાટી જાય અને તે સાથે મારો કાયમનો રોટલો પણ તૂટી જાય ! ”

“તું જો મને એ બધી હકીકત જણાવીશ, તો હું મારી જાન જતાં લગી પણ એ બીજા કોઇને જણાવીશ નહિ. તારી વાતના ભણકારા સાંભળીને મારૂં તો કલેજું પણ કાંપી ઉઠે છે. મામલો શો બન્યો છે, કહે જોઇએ જીલુસ ?”

“મામલો ઘણો ભેદી છે. એથી તમારૂંજ નખ્ખોદ વળી જાય તેમ છે. મારા માલિક, પેલી બાંદીને મેળવવા માટે દીવાના બની ગયા છે. ”

“કયી બાંદી ?”

“ઇબ્રાહીમ સાહેબની ખૂબસૂરત બાંદી–સેરિના ?”

“ તે વખતે મેં આ વાત સાંભળીને તેની ઇજ્જતનું લીલામ કર્યું હતું, તેમ છતાં પણ હજી તેને અક્કલ ન આવી ? તે એક એ બદામનો ગુલામડીને એગમ બનાવશે અને મને તેની બાંદીનું કામ સોંપશે ? ઠીક છે, આવવા દે એ શયતાનને ઘરમાં. જોઉં છું કે, તે મારા કરતાં શયતાનિયતમાં કેવોક ચઢી જાય છે ? વારૂ જીલુસ ! આજે બનાવ શો બન્યો છે, તે જરા કહી સંભળાવ જોઇએ.”

“બનાવ બીજો તો શું હોય ? ઇબ્રાહીમનો સમૂળગો નાશ કર્યા વિના તો સેરિના બાંદી તેના હાથમાં આવી શકે તેમ નથી. પણ ક્યારની મારા માલિકની ઇબ્રાહીમ સાહેબની પાસે પાંચ હજાર અશર્ફી લેણી નીકળે છે, એનાપર તેની બધી દોડ ધામ છે. આજે

માલક વ્યાજના જે રૂપિયા લાગ્યા છે, તે તેમની પાસેથી વ્યાજ પેટેજ લાવ્યા છે."

"ત્યારે શું ચારસો રૂપિયા આજે લાવ્યો છે? ઓહ! કેવો જૂઠ્ઠા બોલો શયતાન! તે મને કહેતો હતો કે રૂપિયા મળ્યા નથી, તેથી ત્રણસો રૂપિયા ઉછીના લાવ્યો છું. મેં તેની પાસે ફક્ત દસ રૂપિયા માગ્યા હતા, તે પણ તે મને આપી શક્યો નથી! હાય! મારી સાથે પણ આવી દગાબાજી? આવી શયતાની! એ કંજુસના પૈસા ચોર-ડાકાતોજ ખાશે, એના કરમમાં કોડિયાંજ રહેશે. જોઇ લે, જુલુસ, તું પણ જોઇ લે કે દુનિયામાં કેવા દીવાના પડયા છે?"

આમ કહીને તાકિતબીબીએ ધીમે ધીમે રડવાનું શરૂ કર્યું. તે રડવાનો અવાજ આ મૂજબ હતો:-"ઓ બાપરે, તેં આવા મુજી, કંજૂસ, શયતાનની સાથે મારૂં પાનું કયાંથી પાડયું? હાય-હાયરે! મને તો અનાજ વગર મારી નાખીરે!"

આ જોઇને જુલુસે કહ્યું:-"અમ્માજાન! આ રોવાનો વખત નથી. આ પછી રોવાની ઘણી ફુરસદ મળશે. પહેલાં હું કહું તે બરાબર સાંભળી લો. અસગરની સાથે મારા માલિકની સલાહ નક્કી થઇ ચૂકી છે કે, ગમે તેટલા રૂપિયા ખરચીને પણ એ બાંદીને લાવ્યા સિવાય છોડવી નહિ. બાંદીને માટે મારા માલિક ખરેખર દીવાના જેવા બની ગયા છે. પણ ઇબ્રાહીમ કાંઇ સહેજમાંજ પોતાની પ્યારી બાંદીને છોડે તેવો નથી. એથી ઇબ્રાહીમને ગમે તે કબરસ્થાનમાં સપડાવીને સેરિના બાંદીને જોર જુલમથી છીનવી લાવવાની તેઓ બન્ને દોસ્તો તજવીજ કરી રહ્યા છે. હવે શયતાન અસગરની આ બાબતમાં શી મતલબ સમાયલી છે. એ એકવાર સાંભળી લો. ઇબ્રાહીમ સાહે-

બના એ બગીચાઓ મારા માલિકના કબ્જામાં ગીરો છે. પણ એ દેવું પતાવી ન શકવાથી હજી સુધી પોતાના બગીચાને છોડાવી શક્યો નથી. એટલા માટે અસગરે એવી સલાહ આપી છે કે, "જો એક હજાર રૂપિયા કાજીને લાંચ આપશો, તો ઇબ્રાહીમને તમે જે મુદત ઠરાવી છે, તે મુદત પહેલાંજ તમારા રૂપિયા વસુલ કરવાનો હુકમ મેળવી શકશો. અને એ નાલિશને લીધે ઇબ્રાહીમ પોતાની બધી માલ મિલ્કત છોડીને સેરિનાને તરતજ તમારા તાબામાં સોંપી દેશે." હવે એ એક હજાર રૂપિયામાંથી પાંચસો રૂપિયા પોતાને માટેજ અસગરે વેતરી રાખ્યા છે, એ પણ તમારા જાણવામાં આવી ગયું હશે."

તાકિત આ બધી ભેદ ભરેલી બીના સાંભળીને દંગ થઇ ગઇ. તેણે વિચાર્યું કે, "સેરિના જેવી ખૂબસૂરત બાંદી મારા ઘરમાં આવશે, તો મારૂં ખાવાપીવાનું પણ ટળી જશે. અનેક ઇજ્જતદાર મુસલમાનો, મઝહબ મૂજબ બાંદીઓની સાથે પણ શાદી કરી શકે છે. એવીજ રીતે મારા માલિકની બાબતમાં પણ એવુંજ બનશે, તો મારા તો બારજ વાગી જશે. વળી સેરિના જેવી ખૂબસૂરત બાંદીના પ્યારમાં તે પડી જશે, તો પછી મારો કાંઇ ભાવ પણ પૂછાશે નહિ."

તાકિતનો ગુસ્સો અત્યારે ધાસ્તીના રૂપમાં બદલાઇ ગયો. તેનું મ્હોં ઝાંખું પડી ગયું. ચાલાક જુલુસ તરતજ તે જાણી ગયો અને બોલી ઉઠયોઃ–"મા! તમે જે કાંઇ વિચારી રહ્યાં છો, તેને હું સારી રીતે જાણી ગયો છું."

"શું વિચારી રહી છું, કહે જોઇએ?"

"તમે વિચારી રહ્યાં છો કે, જો તે બાંદીને મારા માલિક સાથ કરી શકશે, તો આ દુનિયામાંથી તમારા બધા હક ચાલ્યા જશે અને

ઉલટું તમારે પણ તેનું બાંદીપણું ઉઠાવવું પડશે."

"ખરેખર એમજ છે."

"મેં આટલા દિવસ તમારૂં લૂણ ખાધું છે. એ નિમકનું માન હું જરૂર જાળવીશ. માલિકના મ્હોંએથી કદી પણ બે મીઠી વાતો હું સાંભળી શકયો નથી, પણ તેની ગાળો સાંભળીને જ્યારે હું બહુ દિલગીર થયો હોઉં, ત્યારે તમે મને બહુજ ધીરજ આપી છે. તમે બે ફિકર રહો. હું એ બાંદીને બહુ સારી રીતે ઓળખું છું. તે સેરિના બાંદી–દેવદૂતી જેવી પાક છે. તે બાદશાહી ખૂબસૂરતી લઇને જન્મી છે, તેમ છતાં કમનસીબે બાંદી થઇ છે. ઈબ્રાહીમ તેને ખુબ ચાહે છે. તમે જરાપણ ગભરાશો નહિ. તે ઘણીજ ભલી છે. મારા માલિકની મુરાદને તે હરગિ.જ બર આવવા દે તેવી નથી. તમે જો મારા માલિકની સાથે આ બાબતમાં હમેશાં તકરાર કર્યા કરશો, તો તે જરૂર સેરિનાને છોડી દેશે. અલ્લાના કસમ! તમે મારી પાસે પ્રતિજ્ઞા કરો, કે આ વાત મેં કહી છે, એમ તમે કોઇને જણાવશો નહિ. જો તમે જરાપણ ગફલત કરશો તો હું ગરીબ માર્યો જઇશ, મારો હમેશનો રોટલો તૂટી જશે."

તાકિતબીબી કજીયાળી હોવા છતાં અક્કલમંદ હતી. તે મનમાં ને મનમાં ઘણીવાર સૂધી જુલુસની વાતનો વિચાર કરીને બોલી:–"બે ફિક્ર રહે જુલુસ! તું બેફિક્ર રહે! તેં મને જે કાંઇ કહ્યું છે, તે બરાબરજ છે. મારા ધણીને હું સારી રીતે ઓળખું છું. તું ચોક્કસ જાણજે કે, હવેથી હું તારા કહેવા મુજબજ ચાલીશ. હું આજ સૂધી તને દુઃખ આપતી આવી છું, પણ આજથી તને મારા દીકરાની પેઠે ચાહીશ. તારા માલિકના દેખતાં હું પહેલાંની પેઠે તારો તિરસ્કાર

કરીશ ખરી, પણ તેથી હું જરા પણુ મારું લગાડીશ નહિ. એમ ન કરવાથી કદાચ તારા માલિકના મનમાં શક પેદા થશે અને આપણી બધી બાજી તેના જાણવામાં આવી જશે. તેમ છતાં પણ આજથી તને ખાવાપીવાની કશી તકલીફ પડશે નહિ. આજે તારી આ બહાદુરીના બદલામાં હું તને આ બે રૂપિયા બક્ષિસ આપું છું. તું થોડી વાર સબુર કર, હમણાંજ હું પાછી આવી પહોંચું છું. ”

આમ કહીને તાકિતબીબી તેના ઓરડામાં દાખલ થઇ. તેના જવા પછી જુલુસે મનમાંને મનમાંજ વિચાર્યું કે:—“ આજે મારા માટે સોનાનો દહાડો ઉગ્યો છે. આજે કોનું મ્હોં જોઇને ઉઠયો હતો કે જેથી મારાપર મારી માલેકની ઔરતની આટલી બધી મેહરબાની થઇ ગઇ ? જે મારી સાથે કદી પણ મીઠું વચન બોલી નહોતી, તે આજે આટલી બધી ખુશ થઇ ગઈ ! વાહ ! કિસ્મત ! તારી પણ બલિહારી છે ! પણ મારા માલિકને હેરાન કરવાની મારી મરજી નથી. તેઓ બીજાનું નખ્ખોદ વાળવાને તૈયાર થયા છે, એથી તેમને તેમ કરતા અટકાવવા માટેજ મારે કોશિશ કરવી પડી છે. એથી હું ધર્મની નજરે ગુન્હેગાર ગણાઇશ નહિ. ”

જુલુસ જ્યારે આવા વિચારમાં ડુબી ગયો હતો, એવામાં તાકિત બીબી બે રૂપિયા લાવી તેના હાથમાં આપી બોલી:—“ લે આ તારી બક્ષિસ, હવેથી તું મારૂં બુરૂં ન થાય તેની બરાબર કાળજી રાખજે. ”

જુલુસે કહ્યું:—“ ના, અમ્માજાન ! એ બાબતમાં તમે બેફિકર રહો. હવે આવી વાતને વધારે ન લંબાવો. માલિકને ઘેર આવવાનો વખત થઇ ગયો છે. હું ધારૂં છું કે, તેઓ ઘેરથી રૂપિયા લઇને અસગરને આપવા માટેજ ગયા છે. હું હવે મારા કામે જાઉં છું.

પણ અમ્મા ! તમે ખૂબ ખબરદાર રહેજો ! તમે જો ઝગડો કરી બેસશો, તો બધી બાજી બગડી જશે. ”

તાકિતબીબીએ કહ્યુંઃ—“ ના, જુલુસ ! તારે એ બાબતમાં જરા પણ દહેશત રાખવી નહિ. હું તેની સાથે બિલકુલ ઝગડો કરીશ નહિ. તું બેફિકર રહે. ”

ત્યાર પછી જુલુસ મકાનમાંથી બહાર ચાલ્યો ગયો અને પછી તે બહારના કામકાજમાં ગુંથાઇ ગયો.

બરાબર એજ વખતે ઉમર શેખ ઘેર આવ્યો. તેણે જોયું કે, જુલુસખાં પોતાની ધુનમાં ને ધુનમાં બહારનું કામકાજ કરી રહ્યો છે, એથી તે એની સાથે કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય મકાનની અંદર ચાલ્યો ગયો.

## પ્રકરણ ૭ મું

### સેરિનાની સંવેદના

આટલા દિવસોમાં અનેક આફતો ઇબ્રાહીમના શિરપર આવી પડી હતી, પણ તેમ છતાં પણ તે બિલકુલ હિમ્મત હાર્યો નહોતો. પણ ઉમર શેખ પોતે પોતાના હાથથી તથા બીજાઓના હાથથી તેને હેરાન કરવાની કોશિશ કરવા માંડ્યો તથા પોતાની બાંદી સેરિનાને ખાસ કરીને મેળવવાનાં કારસ્થાનો કરવા લાગ્યો, ત્યારે ઇબ્રાહીમના મનમાં ઘણુંજ દુઃખ પેદા થવા લાગ્યું તથા જાતજાતની ફિકરોએ આવીને એને ઘેરી લીધો.

એકાંતવાળા શાન્ત ઓરડામાં સૂતો સુતો ઇબ્રાહીમ પોતાના મનમાંજ વિચારી રહ્યો હતો કે:–" એ સેરિના કોણ છે કે, જેને વિખૂટી પડવાનું નામ સાંભળીને મારૂં કલેજું કંપી ઉઠે છે ? જો મારા મનના ધબકારા સાંભળીને કહું તો, એ સેરિનાજ મારૂં સર્વસ્વ છે ! એ સેરિનાને જોવાથી મારાં બધાં દુ:ખો દૂર થાય છે. હું આટલી બધી જવાળાને જિગરમાં ધારણ કરી રહ્યો છું. પરંતુ સેરિનાની સોબ્બતથી એ બધી જવાળા હોલવાઇ જાય છે. એ સેરિનાજ મારા દિલની દેવી છે ! એ સેરિનાને માટે મેં કશું પણ કર્યું નથી. "

" સેરિના કોઈ ખાન્દાન કુળમાં જન્મેલી છે, એમાં તો કશો શકજ નથી. તેની ખૂબસૂરતી મને વારંવાર યાદ કરાવી દે કે, તે કોઇ બાદશાહી ખાન્દાનમાં અવતરેલી છે. પણ એનો કશો પણ પત્તો મળી શકે તેમ નથી. મારા પિતાના મ્હોંએથી મેં એકવાર સાંભળ્યું હતું કે, તેઓ તે સેરિનાને એક ગુલામના કાશ્મીરી વહેપારી પાસેથી ખરીદી લાવ્યા હતા. ત્યારે તે નાની બાળક હતી. પણ તેની ખરી તવારીખ કાંઇ પણ મળતી નથી. સેરિના ગમે તે ભલેને હોય, પણ તે મારા મનની માલિક છે, જિન્દગીનો આધાર છે તે મારી અંધારાવાળી જિન્દગીની રોશની છે, મારા દર્દની દવા છે, બરદાસ્ત ઉઠાવવામાં બાંદી છે, રંજ અને ગમગીનીમાં ધીરજ આપનારી છે, દુ:ખમાં ખરી દોસ્ત છે. જો કોઇને પણ કદી પત્ની તરીકે કબૂલ રાખીશ, તો તે સેરિનાનેજ મારી શિરતાજ, જિગરનો આરામ બનાવીશ. "

" ખુદાએ ફકત તેને ખૂબસૂરતીનો ખજાનો આપીનેજ મશહુર બનાવી છે, એટલુંજ નહિ, પણ દિલની દિલાવરીમાં, ગુણોમાં અને દરેક બાબતમાં એ ચઢિયાતી છે. મારા વાલીદ મરતી વેળાએ તેને એ

હજાર સોના મોહોરો બક્ષિસ આપતા ગયા હતા. મેં પણ એકવાર છુપી રીતે તેને પાંચસો મોહોરો આપી હતી. તે ઉપરાંત તે પંદર વરસની લાંબી મુદ્દત સુધી તેણે મારા ઘરની નોકરી કરી છે. તે દર મહિને પિતાની પાસેથી જે પગાર મેળવતી હતી, તે પણ તેણે ચોક્કસ એકઠો કરી રાખ્યો હશે. જો તેમ ન હોય, તો તે અત્યારે મારા એક કોડી વિનાના કુટુંબનું આવી બુરી હાલતમાં મારૂં ગુજરાન પણ શી રીતે ચલાવી શકે? આ છેલ્લા કેટલાક માસ થયાં હું તો તેને ઘર ખરચ બાબત એક પૈસો પણ આપી શકયો નથી."

"આવી ખરાબ હાલતમાં પણ સેરિના કાંઈ ખામી આવવા દેતી નથી. સુખના દિવસોમાં જેવો ખોરાક મળતો હતો, તેવોજ ખોરાક સેરિના અત્યારે બિલ્કુલ બુરી હાલતમાં પણ મને ખવડાવે છે. હું મારા મનમાં બધું જાણું છું, પણ મ્હોં ખોલીને તેને પૂછવાની હિમ્મત કરી શકતો નથી. તેને મારાથી મના પણ કરી શકાતી નથી, કેમકે, તેમ કરવાથી કદાચ તેના મનમાં દુઃખ થવાની દહેશત રહે છે. તેમ છતાં પણ મારા મનનો નિશ્ચય એવો છે કે, સેરિનાના આપેલા આ બધા રૂપિયાને દાન તરીકે કબૂલ રાખીશ નહિ, કરજ તરીકેજ ગ્રહણ કરીશ. જો ખુદાતઆલા કોઈ દિવસ પણ મને સારા દહાડા દેખાડશે, તો હું તેની આ રહેમનો બદલો જરૂર વાળી આપીશ."

"વળી—તે દિવસનો અજબ બનાવ મારી નજરે તર્યા કરે છે! સેરિનાએ જો તે દિવસે મને આવી રીતે મદદ ન કરી હોત, તો શયતાન ઉમર શેખ કાજીના માણસો મારફત મને જરૂર બેઇજ્જત કર્યા વિના રહેત નહિ. સેરિનાના દિલની મહત્તાની તુલના આ દુનિયાના કોઇપણ જીવની સાથે થઇ શકે તેમ નથી."

"હું જેવી રીતે સેરિનાને માટે દુઃખી છું, હું જેવી રીતે તેને ખરા જિગરથી ચાહું છું, તેવી રીતે શું તે પણ મને ચાહે છે! મેં ઘણીવાર આ બાબતમાં ઘણા સવાલો પૂછ્યા છે, પણ તેણે હજીસુધી કાંઇ ખરો જવાબ આપ્યો નથી. તે ફક્ત એટલુંજ કહે છે કેઃ—"આપની બરદાસ્તમાંજ મને ખરૂં સુખ મળે છે. આપની ખુશાલીમાંજ મારી ખુશાલી રહેલી છે. આપના સુંદર મુખને હસતું જોઇનેજ મને સુખ થાય છે! આ બાબતમાં મને કાંઇ સવાલ પૂછશો નાહ, કેમકે એથી મને ઘણી શર્મ આવે છે." પણ તેના હાવભાવ, બોલવાની છટા અને કામ કરવાની પદ્ધાત જોતાં મને જણાઇ આવે છે કે, તે મને ચોક્કસ ચાહે છે. જો કદી મારા સારા દિવસ આવશે, તો હું જરૂર તેનો બદલો વાળી આપીશ. પણ હાય! ખુદા શું મને ફરીવાર સારા દિવસો દેખાડશે?"

"તે ઉપરાંત સેરિનાએ કાલે મને જે વાત કહી છે, તેથી મારા જિગરનું ખૂન પણ સૂકાઇ જાય છે. મારા બે બગીચા પાંચ હજાર અશર્ફીમાંજ તે શયતાન ઉમરના કબ્જામાં ગીરો મૂકેલા છે, એ બાબતમાં સેરિનાએ જુલુસ પાસેથી સાંભળ્યું છે કે, કરજ પતાવવામાં જો કે હજી મારી બે માસની મુદત બાકી છે, તેમ છતાં પણ મને ફરીવાર બેઇજ્જત અને બેઆબરૂ કરીને એ મિલ્કતને કબ્જામાં લેવા માટે ઉમર કાજીને લાંચ આપી પોતાના પૈસા વસુલ કરવા ધારે છે. એટલા બધા રૂપિયા અત્યારે આવી હાલતમાં મારાથી ચૂકવી શકાશે નહિ એ બહાને એ મારી ખરીદેલી દાસીને પણ કબ્જે કરવા માગે છે. મારા પિતા મરતી વેળાયે સેરિનાને બાંદીપણામાંથી છૂટી કરતા ગયા છે. તેના સાક્ષી હું અને ફક્ત સેરિનાજ છીએ. એ બાબતમાં બીજી કાંઇ દલીલ કે દસ્તાવેજ પણ નથી. આવી હાલતમાં સેરિનાને

છૂટી કરવાની વાત કાજીના માનવામાં શી રીતે આવશે ?"

"રૂપિયાને માટે બધા વહેપારીઓ જબરદસ્તીથી તકાદા કરવા મંડયા છે. પણ આ જાલિમ ખલ્કમાં કોઇની પાસેથી એક કોડી મદદ મેળવાને ઇલાજ નથી. તે દિવસે ઇસહાકની ખબર લીધી હતી. પણ મારી બદનસીબીથી તે હમણાં દક્ષિણમાં–અહમ્મદાબાદ ( અમદાવાદ ) માં છે. તેની પાસે હવે પૈસાની ભીખ માગવા પણ શી રીતે જવાશે ? શું તે મને આ જબરદસ્ત આફતમાં મદદ કરશે ખરો ?"

"દેવું કે કરજ ઇન્સાનને હેવાન બનાવે છે. અરેરે ! એ કરજને લીધે મારે જેલમાં જવું પડશે ? અબુઅયુબના એકના એક પુત્ર ઇબ્રાહીમને જેલના ટાઢા ટુકડા ખાઇને પેટ ભરવું પડશે ? કેટલાક માસ પહેલાં લોકો મને માથું નમાવીને માન આપતા હતા અને આજે મારી સાથે મુલાકાત થતાં નફરતની સાથે તેઓ મારૂં મ્હોં પણ ન જોતાં પોતાનું મ્હોં ફેરવી લે છે ! હાય ! દુનિયા ! દૌલતની દુનિયા ! જે સઘળા સુખના કૂતરાઓ રાત દિવસ મને ચારે બાજુએથી ઘેરી લેતા હતા તથા 'જનાબ' 'મેહરબાન' 'જહાંપનાહ' વગેરે ઇલ્કાબો આપી મારી ઇજ્જતને વધારો કરતા હતા, આજે તેઓ બધાએ મને તરછોડી દીધો ? હાય ! રંગભૂમિની ચમકતી રોશની હોલવાઇ ગઇ છે. અત્યારે મારી ચારે બાજૂએ ઘોર અંધકાર છવાઇ ગયો છે. હવે મારા માટે મૌતજ બહેતર છે."

"ઠીક યાદ આવી ગયું છે ! મારા વાલીદે મને એક દિવસ કહ્યું હતું કેઃ–"બેટા ! દૌલત અને સુખના દહાડા હમેશાં ટકતા નથી. હું તારા માટે જે કુબેરના જેવો મોટો ખજાનો રાખી જાઉં છું, તેનો તું તારી ઇજ્જત મૂજબ ખર્ચ કરીશ, તો તને કદાપિ તંગી

પડશે નહિ. તેમ છતાં પણ ફુજુલ ખર્ચની વાત બિલ્કુલ અલગ છે. જો કદાપિ એવી હાલત આવી પડે, જો તું રસ્તાનો ભીખારી થઇ, જાય તો આપણા બગીચામાં જે આંબાનું ઝાડ છે, તેની સહુથી ઝાડી ડાળી સાથે દોરડું બાંધી ગળાફાંસો ખાઇને તારી જિન્દગીને ખલાસ કરજે."

હું હવે પિતાના આ ફરમાનનુંજ પાલન કરીશ. પણ આવી રીતે આપઘાત કરવાનો વખત હજી આવ્યો નથી. જો કોઇવાર એવો વખત આવી લાગશે, તો આવી રીતેજ આપઘાત કરી મારા દિલની વેદનાને દૂર કરીશ. બસ, આ એક ઇલાજજ મારા માટે બહેતર છે."

ઘોર અંધારી રાત્રિ હતી. ચારે તરફ અંધારૂં છવાઇ ગયું હતું. ઇબ્રાહીમ પથારીમાં તરફડીયાં ખાતો ઉછળતા દિલથી ચિંતા કરી રહ્યો હતો. આ બધી જિગરને બાળનારી ચિંતાઓથી મુલાયમ પથારી પણ તેને કાંટાની પેઠે ખૂંચતી હતી. તેને જણાતું હતું કે, જાણે પથારીપર કોઇ આગની ચિનગારીઓ બિછાવી ગયું છે.

ઇબ્રાહીમ પથારી પરથી ઉઠી બારી પાસે આવી ઉભો રહ્યો. પાસેના એક મંદિરમાંથી ટણું ટણું શબ્દના બાર ટકોરા સંભળાયા, એથી તેને જણાયું કે રાત્રિના બે પહોર વીતી ગયા છે.

ઇબ્રાહીમના ઓરડામાં દીવો સળગતો હતો. દીવાનો પ્રકાશ બારીમાંથી આવતી ધીમી હવાના ઝપાટાથી ઘણો ચંચળ થઇ ઉડયો હતો. ઇબ્રાહીમે ઘણીજ દીન આંખોથી એકવાર પથારી તરફ નજર કરી, પણ તેનાપર સૂવાનું તેનાથી તે વખતે સાહસ થઇ શક્યું નહિ.

એ વખતે ઇબ્રાહીમનો વફાદાર નોકર મુબારક એ ઓરડામાં દાખલ થયો. તેણે આવતાંની સાથેજ દિલગીરી ભરેલા અવાજથી

પોતાના માલિકને પૂછ્યું કેઃ–" હજીસુધી આપ સૂતા નથી, સાહેબ!"

ઇબ્રાહીમે કહ્યું:–"ચિંતાથી જેના દિલમાં દારુણ અશાંતિ છવાઇ ગઇ હોય, તેને ઉંઘ ક્યાંથી આવે મુબારક ?"

મુબારકઃ–" જનાબ ! મારી બેઅદબી માફ કરશો. ચિંતાને દબાવવાની તથા દિલને ખુશ રાખવાની કોશિશ કરો. ચિંતા, ચિતા જેવી બાળનારી છે. તેને વધવા દેવાથી, પાછી દબાવી શકાતી નથી."

ઇબ્રાહીમઃ–"પણ મુબારક ! મારી આ ફિકર ચારે બાજૂની છે. માણસને સુખનો થોડો ઘણો પણ આધાર હોય છે, આશાની વસ્તુ હોય છે, પણ મારા માટે તો એમાંનું કશું પણ રહ્યું નથી, મુબારક ! તું આટલી રાત્રે મારૂં એક કામ કરી આપીશ કે ?"

"પવન નાખવાનું ગુલામને ફરમાવો છો, જનાબ ?"

"ના–મને થોડીક સારી શિરાજી કયાંકથી લાવી આપીશ? નશાદાર શિરાજી વિના જિગરની આ આગ કમી થશે નહિ. પથારીની ગરમી મટશે નહિ. જે ઉંઘે જાલિમ બનીને મને છોડી દીધો છે. તે આજે હવે મારી બરદાસ્ત કરવા આવશે નહિ.'

"આ શું જનાબ ! વળી પાછા શિરાજી પીશો ? એ શિરાજીએજ આજે આપની આવી કફોડી હાલત કરાવી છે !"

"આજે મારૂં એ બાબતમાં છેલ્લું પાપ છે ! મુબારક ! હમેશના તાબેદાર બંદા ! મારા આવા દુઃખના વખતે તું તારા માલિકના ફરમાનનું અપમાન કરીશ નહિ. ગમે ત્યાંથી, છેવટે ભીખ માગીને પણ મને થોડીક શિરાજી લાવી આપ."

"ભીખ માગવા શા માટે જાઉં, મારા માલિક ! આપ હમેશાં

વાપરવા માટે જે કીમતી અને ઉમદા શિરાજી લાવીને મને આપતા હતા, તેમાંથી મેં ઘણી શિરાજી રાખી મૂકી છે.'

આમ કહીને મુબારક એકદમ નીચે ચાલ્યો ગયો. ઇબ્રાહીમ મનમાંને મનમાંજ વિચારવા લાગ્યો:—"ખરી રીતે હજી પણ હું નસીબદાર છું. પિતા નથી, માતા નથી, પત્ની નથી, પુત્ર કે કન્યા નથી, તેમ છતાં પણ આ બન્ને વફાદાર બન્દો અને બાંદી વિનાસ્વાર્થે મારી બરદાસ્ત ઉઠાવે છે. એનો બદલો શું હું આ જિન્દગીમાં વાળી શકીશ ? આ સ્વાર્થમય દુનિયામાં આવા નિઃસ્વાર્થ સોબતી મેળવવા એ શું ખુદાની ઉમદા બક્ષિસ નથી ?

મુબારક શિરાજીનો ગ્લાસ લઈ આવી પહોંચ્યો. ઇબ્રાહીમે ઘણા દિવસ પછી તે રક્તામ્બુદ જેવી અમૃતધારાવાળી સુરાના પાત્રને હાથમાં લઇ આનંદની સાથે કહ્યું:— " આવ જીવનતોષિણી! આવ જિગરને આનંદ આપનારી! ચિન્તાનું નિવારણ કરનારી આવ! મારા શોકથી સળગી ઉઠેલા દિલને શાંતિ આપવાની તાકાત ફકત તારામાંજ છે! "

આમ કહીને ઇબ્રાહીમ શિરાજીના ગ્લાસને ખાલી કરી ઓરડામાં ટહેલવા લાગ્યો. થોડીવારમાં તેના થાકેલા દિલમાં એક જાતની ખુશાલી દેખાવા માંડી. મુબારક ત્યારે ઓરડામાંથી દરવાજો વાસી બહાર ચાલ્યો ગયો હતો.

હવે ઇબ્રાહીમનું દિલખુશ થયું. આંખો આગળ જણાતો અંધકાર દૂર થયો. તેના બદનમાં નવી તાકાત આવી. થોડીવાર પહેલાંજ જે તેની નજરે અરુચિકર થઇ પડયું હતું, તે હવે ખુબ સુંદર જણાવા લાગ્યું.

એવામાં સેરિનાની સુંદર ખૂબસૂરતી વધારે ખુબસૂરત થઇને તેની નજર આગળ આવી ઉભી રહી. દિલમાં ઉપજેલી ખુશાલીથી ઇબ્રાહીમે જોયું કે, સેરિના જાણે પરિસ્તાનની હુરના પેઠે તેની સ્હામે ઉભેલી છે. તેનાં કાન સુધી ફેલાયલા ચશ્મમાં જાણે મીઠી નિગાહ છુપાયલી છે. તે ચશ્મ જાણે વાચાળ થઇને બોલી રહ્યા છે કેઃ—" તમને કોની બીક છે! હું તમારી રક્ષા કરીશ. " તેના લાલ હોઠ જાણે જીવતા થઇને કહી રહ્યા છે કેઃ—" કાંઇ પણ ધાસ્તી રાખશો નહિ. ફક્ત ધીરજ ધરજો. ખુદાપર પૂરતી આસ્થા રાખજો. તેઓજ તમારો બચાવ કરશે."

ત્યાર પછી ઇબ્રાહીમ પથારીપર આવી સૂતો. ત્યારે તેના પગ કંપતા હતા, શિરાજીનો નશો ચઢવા માંડયો હતો. જે નિદ્રાએ અત્યાર સૂધી તેને જુલ્મીની પેઠે તરછોડી દીધો હતો, તે જાણે રહમ લાવીને તેની સેવામાં ગુંથાઇ ગઇ. ઇબ્રાહીમ સુખના ખ્વાબમાં તલ્લીન થઇને, થાકયા પાકયા શરીરથી ઉંઘી ગયો.

પણ ઉંઘમાં પણ તેનો છૂટકો થયો નહિ. ઇબ્રાહીમે ખ્વાબમાં જોયું કે, તે જાણે એક રોશનીવાળા ઘાસના ખેતરમાં જઇ પહોંચ્યો છે. ચારે તરફ રૂપેરી ચાંદની છવાઇ ગઇ છે. ચારે તરફથી ખુશ્બોદાર હવા આવી રહી છે. તે ચાંદની જાણે ખૂબ ચમકતી છે. તેવી ચમકતી ચાંદની તેણે જાણે પોતાની જિન્દગીમાં કદી પણ જોઇજ નથી.

ઇબ્રાહીમે એ ચાંદનીથી છવાયલા મેદાનમાં થોડીવાર વીતાડયા પછી જોયું કે, નજીકમાં એક સફેદ સંગેમરમરના ચબૂતરાપર કોઇ એક માણસ સૂઇ રહ્યું છે, સહજ આગળ ચાલ્યા પછી તેણે જોયું

ભેદી શાહજાદી
પૃષ્ઠ ૮૧.

અમરસિંહજી પ્રેસ
અમદાવાદ.



સેરિના! સેરિના! કાળો નાગ તને ડંસવાને તૈયાર થયો છે......

કે, તે બીજું કોઇ નહિ, પણ સેરિનાજ છે. સેરિનાનો વેશ ઘણોજ સફેદ છે. તેનાપર ચાંદનીની સફેદ રોશની પડી રહી છે. પણ એત્રામાં અચાનક તેના જોવામાં આવ્યું કે, એક કાળો નાગ તે સંગેમરમરના ચબૂતરાપર ચઢીને સેરિનાની છાતીપર ડંસવાને તૈયાર થયો છે. એ ભયંકર દેખાવ જોઇને, ઇબ્રાહીમ ખ્વાબના ઘેનમાંજ બૂમ પાડી બોલી ઉઠયો:–"સેરિના! સેરિના! કાળો નાગ તને ડંસવાને તૈયાર થયો છે. કેવો ગજબ! હું શી રીતે મારી ઝિન્દગીથી પણ વ્હાલી સેરિનાને બચાવી શકીશ."

તેની આ બૂમ સાંભળીને તે સર્પ ભયનો માર્યો બીજી બાજૂએ દોડી ગયો. ઇબ્રાહીમે, ખીલેલા મનથી, સેરિનાનો હાથ ઝાલીને તે ચાંદનીની રોશનીથી ચમકતા સંગે મરમરના ચબૂતરાપરથી તેને પોતાની ગોદમાં ઉચકી લીધી અને ત્યાર પછી હસતા મુખથી તે મેદાનમાંથી તેઓ બન્ને ચાલ્યાં ગયાં.

સ્વપ્ન જોઇને ઇબ્રાહીમની ઉંઘ ઉડી ગઈ. બારીમાંથી નજર નાખીને તેણે જોયું કે, રાત્રિ પહેલાંની માફક અંધારાથી ઘેરાઇ ગઇ છે તે પોતાની પથારીમાં સૂતેલો છે. તે સેરિના કયાં ગઇ? તે ખુલ્લા મેદાનમાં આવેલો સંગેમરમરનો ચબૂતરો કયાં અદ્રશ્ય થયો? તે રોશનીવાળી ચાંદની કયાં છટકી ગઈ? એ કાળો નાગ કયાં ગાયબ થયો?" ઇબ્રાહીમ આવા આવા અનેક વિચારો કરવા લાગ્યો.

તેના મનમાં ખ્વાબનોજ ખ્યાલજ ભમવા લાગ્યો. ઇબ્રાહીમ કાંઇક સ્વસ્થ થઇને પાછો ખુદાનું નામ લેતો લેતો નિદ્રાવશ થયો.



# પ્રકરણ ૮ મું



## અજબ ઉદ્ધાર

"આવી ઘોર અંધારી રાત્રે તું ક્યાં જાય છે?"

"તું નથી જાણતો મુબારક કે આજે જુમ્મેરાત છે. આજે બંદગી કરવાની ઘણીજ ઉમદા રાત છે."

"હા, એ જાણું છું, પણ આટલી રાત્રે એકલાં જવું મુનાસિબ નથી."

"આટલી રાત્રે મને શી હરકત આવે તેમ છે?"

"રૂપ અને ખૂબસૂરતીના ઘણા છુપા દુશ્મનો તને હેરાન કરે તેમ છે, સેરિના!"

"પણ ખુદાતઆલા મને મદદગાર છે."

"હાથે કરીને તું આફતના મ્હોંમાં જઇ પડે, તો પછી ખુદા તને શી રીતે બચાવે? ખુદાએ માણસને બુદ્ધિ અને વિવેક બન્ને આપ્યાં છે."

"તારા આ ભયનું કાંઇ કારણજ નથી, મુબારક! શાહ સૂફીનો આશ્રમ—(મઢી) કાંઇ વધારે દૂર નથી!"

"ત્યારે હું પણ તારી સાથે આવીશ."

"માલિક ત્યારે શું એકલા રહેશે! એક તો તેમના મનની હાલત આવી બગડેલી છે, એવી હાલતમાં કોઇપણ રીતે તેમને એકલા રહેવા દેવા એ વ્યાજબી કામ નથી."

મુબારકે આ વાત સાંભળીને મનમાંને મનમાંજ થોડીવાર સુધી કાંઇક વિચાર્યું.

ત્યારપછી તેણે કહ્યું કેઃ–"તું જે કહે છે, તે બરાબર છે. સારૂં, હું ઘેરજ રહું છું. પણ તું જેમ બને તેમ જલ્દી પાછી ચાલી આવજે. થોડીવાર પહેલાં ઘડિયાળમાં બાર વાગી ગયા છે. હજી મને માલિકની પાસેથી અહીં આવ્યાંને જેટલી વાર થઇ, તેટલીજ વાર થઇ છે. ઘણું કરીને બહુ તો સાડા બાર વાગ્યા હશે. હું રાત્રિના દોઢ વાગ્યા સુધી તારી વાટ જોઇશ. જો એ દરમ્યાન તું પાછી નહિ આવે, તો મારે લાચારીથી તારી તપાસમાં ઘર રેઢું મૂકીને બહાર નીકળવું પડશે."

"તારે બહાર નીકળવાની તકલીફ વેઠવી પડશે નહિ. હું એ એક કલાકમાંજ પાછી આવીશ."

આમ કહીને સેરિના અંધારી રાત્રે એક બુરખાથી બદન ઢાંકીને ઘરમાંથી બહોર નીકળી પડી.

મુબારક અને સેરિનાની વચ્ચે ઉપર લખેલી વાતચીત થઇ રહી હતી, એ હવે વાંચકને જણાવવાની અમો કાંઇ ખાસ જરૂર હોય, એમ ધારતા નથી. સેરિના દર જુમ્મેરાતે તેના માલિકની અજાણતામાં, બંદગી કરવા જતી હતી. એ દરગાહ દૌલતગંજમાં આવેલી હતી. ઇબ્રાહીમનું ઘર અજમેરના ઝવેરી મહોલ્લામાં આવેલું હતું. એ ઝવેરી મહોલ્લાથી દૌલતગંજના આસ્તાનાનો રસ્તો લગભગ વીસેક મિનિટનો હતો. જરા ઉતાવળા ચાલવાથી પા કલાકમાં પણ ત્યાં પહોંચી શકાતું હતું.

સેરિના મુબારકની મનાને ન ગણકારતાં મકાનમાંથી બહાર નીકળી ખરી, પણ થોડેક દૂર આવ્યા પછી, તેનું કલેજું જાણે ધીમે ધીમે કંપવા માંડ્યું. તે એ માર્ગે ઘણીવાર આવી હતી, અને ઘણે ભાગે આવી ઘોર અંધારી રાત્રેજ. શાહ સુરી એક સિદ્ધ ફકીર હતા. તેઓ હમેશાં તે આસ્તાનામાંજ રહેતા હતા. તેમ છતાં પણ તે આસ્તાના તેમના નામ મુજબ સ્થાપિત થયું હતું. ખુદ શાહ સુરી, ક્યારે કયે ઠેકાણે રહે છે, એ કોઇ જાણતું નહોતું. જેમનાં નસીબ તેજ હોય, તેઓજ તેમને જોઇ શકતાં હતાં.

તેમ છતાં પણ શાહ સુરીની મઢીમાં એક જઇફ મૌલાના વસતા હતા. તેમના વાળ તદ્દન સફેદ થઇ ગયા હતા અને ઉમ્મરમાં પણ તેઓ લગભગ એંસી વરસ ઉપરાંતના હતા. છતાં તેમની ઉમ્મર કેટલી હશે, એ કોઇનાથી કહી શકાતું નહોતું. લોકો કહેતા હતા કે તેઓ ત્રણે કાળનું ભવિષ્ય જાણનાર નજુમી છે. જેમનાપર તેમની મેહરબાની થતી, તેમનેજ તેઓ તેના નશીબની બધી હકીકત કહી દેતા હતા.

સેરિના, એ અંધારાને ભેદીને, ઘણીજ ઉતાવળી ઉતાવળી ચાલી જતી હતી. તે રસ્તો તેનો જાણીતો હતો. તેમ છતાં પણ જે ઠેકાણે મઢી હતી, તેની જોડેની જગા કાંઇક એકાંતવાળી અને બિહામણી હતી.

સેરિના મનમાં ને મનમાંજ કહેતી હતી કે:—"તેઓ મારે શું થાય ? એ સવાલનો જવાબ મારા મનમાં શોધવાથી કોઇ મને કહે છે કે:—"તેઓ મારી જિન્દગીના માલિક છે, મારા પીર-પયગંબર છે, મારૂં સર્વસ્વ છે. તેમનાથી એક પળ પણ વિખૂટી રહેવાનું મને ગોઠતું નથી. ઘણીવાર તેમણે મને રવાના થવાનું કહ્યું છે, પણ કોઇ પણ

રીતે તેમને છોડીને જવાનું મને મન થતું નથી. મારાં માબાપ કોણ છે, મારાં ઘરબાર ક્યાં છે, એની તો મને કશી ખબર પણ નથી. જ્યારે મારા વંશનોજ કાંઇ પત્તો નથી, ત્યારે પછી મારે આવી ખોટી આશા શા માટે રાખવી જોઇએ ? ઇબ્રાહીમ સાહેબ શું મને પોતાની પત્ની તરીકે કબૂલ રાખશે ? ના–ના એ મારા માટે ગુંચવણ ભરેલો સવાલ લઇ પડશે. પણ જ્યારે આ જિગર તેમના હાથમાં સોંપ્યું છે ત્યારે આ મોટી આલમમાં તેઓજ મારા પોતાના છે, તેઓજ જિન્દગીના સાર છે. તેમને ચાહવામાંજ મારૂં સુખ સમાયલું છે. તેમની બરદાસ્ત ઉઠાવવામાંજ મને આનંદ મળે તેમ છે. હું કશી આશા રાખ્યાવિના તેમની બરદાસ્ત કરીશ એથી મારા નસીબમાં ગમે તે થશે, તેને હું સહન કરીશ. ”

ચિંતાએ ઘણા લાંબા રસ્તાને કમ કરી દીધો. સેરિના, એ ચિંતામાં ગુંથાઇને રસ્તાની લંબાઇને ભૂલી ગઇ. તેણે જોયું કે, તે તે આસ્તાનાના દરવાજા પાસે આવી પહોંચી છે.

દરવાજો ઓળંગીને સેરિના જુમ્માપીરના કબ્રસ્તાનમાં ગઇ. એ કબ્રસ્તાન કોણ જાણે ક્યારે બંધાયું હશે, એ બાબતમાં કોઇનાથી કાંઇ કહી શકાતું નહોતું.

તે પોતાના મનમાં એક દિલથી, પીરની બંદગી કરી રહી છે, એવામાં બીજા બે માણસો અચાનક તે આશ્રમમાં આવી પહોંચ્યા. એમાંનો એક અસગર અને બીજો ઉમર શેખ હતો,

ઉમર શેખ અદ્ભુત સંજોગથી તે દિવસે તે મઢીમાં ગયો હતો. તેના પોતાના નશીબની બાબતમાં કેટલીક બીના જાણવાના ઇરાદાથીજ તે આવ્યો હતો. પણ તે દિવસે વૃદ્ધ મોલાનાને ફુરસદ ન હોવાથી,

તેનો તે ઇરાદો પાર પડયો નહોતો.

એકાએક બંદગીમાં ગુંથાયલી સેરિનાને સ્હામે બેઠેલી જોઇને, ઉમરનું મન ચળી ગયું. તેણે અસગરને કહ્યું:—"ચાલ, આપણે પેલા ઘરમાંજ જઇએ. ત્યાંથી બધું જોઈ શકાશે."

તે આસ્તાના પાસે એક મોટી મસ્જિદ હતી, ત્યાં ઓરડાનો તોટો નહોતો. એથી બન્નેજણા નજીકના એક ઓરડામાં પેઠા.

ત્યાર પછી ઉમર બોલ્યો:—"જોયું ને? ત્યાં કોણ બેઠું છે?"

"ના, હું તો ઓળખી શકતો નથી."

ઉમરે કહ્યું:—"એજ મારી ધ્યાન-ધારણાની વસ્તુ છે. એજ તે ખૂબસૂરત સેરિના છે. અહા! એકવાર એના રૂપની છટા તો જો! ખુદા ઘણોજ મહેરબાન છે! ચાલ, અસગર! સેરિનાના ઉઠતાં પહેલાં આપણે અહીંથી સરી જઇએ. આ અંધારી રાત્રે આપણી મુરાદ સહેલાઇથી બર આવશે. મસ્જિદમાંથીજ તેને ઉપાડી જઇએ તો કેમ? નજીકમાંજ મારો બગીચો છે, એટલે ત્યાં ગયા પછી કશી હરકત આવશે નહિ.

"અરે નાપાક! ખુદાનો તો જરા ખોફ રાખ! આ પાક જગામાં એક ઔરતપર જુલ્મ ગુજારવાની વાત કહેતાં તને જરા શર્મ પણ નથી આવતી? મારાથી એને આ પીરની પાક જગામાંથી હરગિજ ઉપાડી જવાશે નહિ." અસગરે કહ્યું.

"બહુ સારૂં, ત્યારે અહીંથી બહાર નીકળ્યા પછીજ આપણે આપણો ઇલાજ અજમાવીશું."

આમ કહી ઉમર અસગરનો હાથ ઝાલી જોરથી તેને તાણીને

લઇ ગયો. આસ્તાનાની બહાર કેટલાંક મોટાં મોટાં પીપળાનાં ઝાડો હતાં. તે ઝાડની નીચે ઘોર અંધારૂં છવાયલું હતું. શયતાન ઉમર એ ઝાડ તળેની એક અંધારાવાળી જગાએ આવી ઉભો રહ્યો.

ઉમરે ત્યાર પછી અસગરને કહ્યું:—"ઢીલ કરવાથી બાજી બગડી જશે. વળી આ કામ કાંઇ વધારે આફતવાળું નથી તે જેવી બહાર નીકળે કે તરતજ આપણે પકડી લેવી જોઇશે. મારા બદનમાં હજી જોઇએ તેવી તાકાત છે. હું તેને પકડી રાખીશ અને તું તેનું મ્હોં બાંધી લેજે."

બન્ને જણા જ્યારે આવી બદમસલત કરી રહ્યા હતા, એવામાં એક કદાવર આદમી મસ્જિદના દરવાજાપર આવી પહોંચ્યો.

મસ્જિદના દરવાજાપર આખી રાત એક દીવો સળગ્યા કરતો હતો. આવનાર માણસ એકવાર ચારે તરફ નજર કરી, છેવટે આંગણામાં આવી ઉભો રહ્યો.

શયતાન ઉમર એ માણસને ઓળખી જવાથી મૂઢની માફક ઉભો રહ્યો. તેની આટલી બધી હિમ્મત, બદમાશી અને શયતાનીયતપણ, વગેરે બધું જાણે એ આદમીને જોતાંની સાથેજ કપૂરની પેઠે ઉડી ગયું. તે બ્હીકનો માર્યો થરથર કંપવા લાગ્યો.

અસગરે મુંઝાયલા અવાજથી કહ્યું:—"કેમ મિયાં, શો મામલો પેદા થયો છે ?"

"શું કહું ! જો ને, પેલો આદમી કોણ છે ? સાલાના શરીરમાં જાણે હાથીના જેવી તાકાત છે. આ એકાંત જગામાં પણ જો તે આપણને જોઇ જશે, તો શકપરથી હમણાં ને હમણાંજ આપણાં માથાં

રંગી નાખશે. અહાહા ! કેવો અફસોસ ! કિમતી ગોહરને હાથમાં મેળ-વીને છોડી દેવું પડે છે ! ”

દિલમાં ધારતીથી બ્હીનેલો ઉમર શેખ, ચોરની પેઠે તે અંધારા વાળા ઝાડતળે શ્વાસ બંધ કરીને ગુપચૂપ ઉભો રહ્યો. અસગર પણ એ બધો બનાવ જોઇને ચૂપ થઇ ગયો. તેમ છતાં પણ તેના મનમાં ત્યારે ખૂબ આનંદ થવા લાગ્યો. તે આદમી બદમાશ હોવા છતાં પણ આ મામલામાં પડી હાથે કરી ફાયદામાં ફસાવાને ઘણોજ હતો.

તેણે મનમાં ને મનમાંજ કહ્યું:—“ આબાદ રહે મુબારક મિયાં આ શયતાનનો બચ્ચો એક ભયંકર મામલામાં મને ફસાવવા આવ્યો હતો, તારા આવવાથીજ હું તેમાંથી બચી ગયો છું. ”

થોડીવાર પછી મુબારક સેરિનાને સાથે લઇને, તે મસ્જિદમાંથી બહાર નીકળી ગયો. તેના હાથમાં એક લાંબી લાકડી હતી. લાકડી જોઇને ઉમર શેખનું સોનેરી ખ્વાબ, કાતિલ ઝેર જેવું બની ગયું.

આજના બનાવોની અદ્‌ભુત સરખામણી એવી થઇ ગઈ કે, બરાબર એજ વખતે ઇબ્રાહીમ ઊંઘમાંથી, તે ખુલ્લા હરિયાળા મેદા-નનું, તે સુંદર ચાંદનીનું તથા સેરિનાને ડંસતા કાળા નાગનું બિહામણું ખ્વાબ જોઇને, ભયનો માર્યો ચીસ પાડી ઉઠયો હતો.

અહીં એમ કહેવાની જરૂર નથી કે, મુબારક સેરિનાના આવ-વામાં સહજ ઢીલ થવાથી તેના પર કાંઇ આફત આવી પડી હશે, એમ ધારીને, ફક્ત અર્ધા કલાક પછીજ ઘરમાંથી બહાર નીકળી પડયો હતો. સેરિના ખુદાની રહમની ચૂસ્ત ભરોસાદાર હતી. તેજ ખુદાતા-આલાએ મુબારકને મોકલીને તેનાપર આફત આવતાં પહેલાંજ તેને મસ્જિદમાં પહોંચાડી દીધો હતો. મુબારક જાણી શક્યો નહોતો કે,

ઉમરશેખ ત્યાં હાજર હતો. જો તેના જાણવામાં તેની અદ્દાનતની વાત આવી ગઇ હોત, તો તે જરૂર પોતાની લાંબી લાકડીના ઝપાટાથી તેનું ખૂન કરતાં પણ પાછો હઠત નહિ.

મુબારકના ઘણે દૂર ચાલ્યા જવા પછી ઉમરશેખે કહ્યું કે:—"હવે અહીં નકામી ઢીલ શા માટે કરે છે. ચાલ, વેળાસર ઘરભેળા થઇ જઇએ. આજે આપણાં માથાં ઓખરાં થતાં બચી ગયાં, એ પણ આપણાં નસીબ તેજ છે, એમજ બતાવી આપે છે."

અસગર આ વખતે બરાબર તક મળેલી ને બોલ્યો:—"તું એકદમ બ્હીકનો માર્યો દબાઇ ગયો. પણ જો જંગ જામ્યો હોત, તો હું બતાવી આપત કે, એ બિચારા મામૂલી મુબારકમાં કેટલીક તાકાત છે! આજકાલ જો કે હું કાંઇક દૂબળો પડી ગયો છું, તોપણ એટલું તો ચોક્કસ જાણજે કે, એવા એકાદ બે આદમીઓના કરતાં હું ખૂબ મજબૂત છું."

અસગરનાં આ ખોટાં બણગાં તરફ ઉમરશેખે જરાપણ ધ્યાન આપ્યું નહિ. તે તે વખતે પોતાની ફિકરમાંજ ગુંથાઇ ગયો હતો. ઘણી મેહનતે એ લાંબો રસ્તો કાપીને આખરે તેઓ બન્ને પોતાના મકાનમાં આવી પહોંચ્યા.

## પ્રકરણ ૯ મું

### ખુદાઈ બચાવ

આ તરફ જે એક મોટો બનાવ બની ગયો, તેને સોરિના અને તેનો સોબતી મુબારક કાંઇ પણ જાણી શક્યાં નહિ. ઉમરશેખ

મુબારકને ઘણીજ નફરત ભરેલી નજરથી જોતો હતો. વળી ખાસ કરીને વફાદાર મુબારક જ્યારે જાણી શક્યો કે, પોતાના માલિકની ચાલૂ આફત તથા અપમાનનું મૂખ્ય કારણ, એ ઉમર શેખજ છે, ત્યારે તે તેના તરફ ઘણોજ ગુસ્સે થયો અને તેનું વેર વાળવાનો લાગ શોધવા લાગ્યો. તે હમેશાં મનમાં ને મનમાંજ એવો ઇરાદો કરવા લાગ્યો કે, જો કોઇપણ વખતે એ શયતાનને એકલો એકાંતમાં મળી જઇશ, તો તેના માથાના ચૂરા કરી નાખીશ, અથવા તેના પગ જ ભાંગી નાખીશ કે જેથી લંગડો થઇને જરાપણ હાલી ચાલી શકશે નહિ.

વળી તે દિવસે તેનું કિસ્મત તેનાપર પૂરતું મહેરબાન હતું, કારણ કે તે મુબારકની નજરે પડયો નહોતો. જો તેની નજર તેમના પર પડી હોત, તો તેના તથા અસગરનાપર મોટી આફત આવી પડત. તે અંધારા અને એકાંતવાળા મેદાનમાં જો તેમનાં ખૂન કરી નાખ્યાં હોત, તો પણ તેનો કશો પત્તો મળત નહિ.

મુબારક અને સેરિના બન્ને ઉતાવળાં ચાલ્યાં જતાં હતાં. સેરિનાનું મન ત્યારે બિલકુલ બેધડક હતું. કેમકે, મુબારક તેનીસાથે હતો.

સેરિનાએ મુબારકને કહ્યું:–"મુબારક ! આટલી રાત્રે તું પાછો તકલીફ વેઠીને મારી પાછળ શામાટે આવ્યો ?"

મુબારકે જવાબ આપ્યો:–"શા માટે આવ્યો, એ તને શી રીતે કહું સેરિના ! કોઇએ જાણે મારા દિલમાંથીજ મને કહી દીધું કે:– "જા, તું જલ્દી જા. કદાચ રસ્તામાં સેરિનાપર કાંઇ આફત આવી પડશે." સેરિના ! એટલા માટેજ હું તારી પાછળ આવ્યો હતો."

સેરિના:–" એ તારી ખોટી દહેશત ન હતી ! હું એ લોકોને

બંદગી કરતી વખતે જોઇ ગઇ હતી. તું મારાપર પૂરતો સ્નેહ રાખે છે, તેથીજ તારા મનમાં એવી દહેશત લાગી હશે. તું આટલી રાત્રે આવી તકલીફ વેઠીને આવ્યો, એથી કરીનેજ હું આફતના મુખમાંથી બચી શકી છું. ઉમર તથા અસગર એ વખતે એ મસ્જિદની અંધારી જગામાં છૂપાઇને મને ઉપાડી જવાની બદસલાહ કરી રહ્યા હતા, પણ કોઇને કાંઇ ઇજા ન થાય અથવા મારામારીનો મામલો ન જામી જાય. એટલા માટેજ મેં એ વાત છૂપાવી રાખી હતી. આજે તું ન આવી પહોંચ્યો હોત તો ગજબ થાત."

મુબારકઃ—"એ ખરૂં છે. પણ આફત કયારે અને કયી ઘડીએ આવી પડશે, એ શું કોઇનાથી કહી શકાય ખરૂં કે ! આ ઘનઘોર અંધારી રાત્રે, આ એકાંતવાળી જગાએ, તું એકલી હોય અને તારા પર આફત આવી પડે તો તું તારો બચાવ શી રીતે કરી શકે ?"

હાય ! કમનસીબ સેરિના જાણતી હતી કે, એક જુલ્મી સ્વભાવનો બાજ તેનાપર જુલ્મ ગુજારવા માટે મસ્જિદની બહારના ભાગમાં છૂપાઇને ઉભો હતો, તેમ છતાં પણ દયા અથવા રહમદિલીની ખાતર તેણે મુબારકને એ વાત કરી નહોતી. જો તેણે એ વાત મુબારકને જણાવી હોત, તો તેના સો વર્ષ પૂરાં થઇ જાત. ખુદા જેને બચાવનાર છે, તેને કોઇ પણ નાબુદ કરી શકતું નથી. ઉમર શેખે જે ઇરાદો રાખ્યો હતો, તે જો અમલમાં મૂકવાનો વખત તેને મળત, તો તેજ રાત્રે ઇબ્રાહીમની સાથેનો સેરિનાનો સર્વ સંબંધ આખી જિન્દગીને માટે તૂટી જાત.

મુબારક પાછળ અને સેરિના આગળ આગળ ચાલી જતી

હતી. હજી તેમને ઘેર પહોંચવામાં થોડોક રસ્તો બાકી હતો. એ વખતે સેરિનાએ મુબારકને કહ્યું:—"એક વાત સાંભળ્યા પછી, મારૂં મન કાંઇક ચંચળ થઇ ઉઠયું હતું. એટલા માટે માલિકના ભલાની ખ્વાહિશથી પીરની પાસે માનત કરવા માટે આવી હતી. મનમાં ધાર્યું હતું કે, એ વાત તને સંભળાવીશ નહિ, તને દિલગીરીમાં નાખીશ નહિ. પણ સુખ-દુઃખમાં તુંજ મારો એક ફક્ત ભલું ચાહનાર અને સલાહકાર છે. તને તે વાત જણાવ્યા સિવાય મારા મનને ચેન પડશે નહિ"

મુબારક, સેરિનાનું ઉપર જણાવેલું લાંબું બયાન સાંભળીને મનમાંને મનમાં ઘણોજ ડરી ગયો. તે તાજ્જુબીની સાથે બોલી ઉઠયો:—"એવી શી વાત છે સેરિના, કે જેણે તને આટલી બધી ગભરાવી દીધી છે? જો તે કહેવાની મરજી હોય, તો હમણાંજ કહે. આ એકાંતવાળી જગા છે, અહીં સહુ ઉંઘી ગયાં છે, માટે બેધડક કહી દે. પણ, એ પહેલાં હું જાણવા માગું છું કે, એ વાત તારા સંબંધમાં છે, કે મારા માલિકના સંબંધમાં?"

"આપણા માલિકના સંબંધમાં; પણ વાત ઘણીજ ભયંકર અને ધાસ્તી ભરેલી છે."

"હવે મને નકામી અજાયબીમાં ન નાખ. જે કહેવું હોય તે જલ્દી કહે."

"મારા પોતાના તથા મારા માલિકના શિરપર મોટી આફત આવી પડી છે!"

"કેમ"

"શયતાન ઉમર શેખે મને મેળવવા માટે એક ઘણીજ નીચ ચાલાકી ચલાવી છે."

"બનાવ શો બન્યો છે, જલ્દી ખોલીને કહી નાખ."

"તું જાણે છે કે, એ બગીચા ગીરો રાખીને ઉમર શેખે ઇબ્રાહીમ સાહેબને પાંચ હજાર સોના મોહોરો કરજે આપી છે."

"હા, એ હું જાણું છું. વળી એમ પણ જાણું છું કે એ કરજ પતાવવામાં હજી બે ત્રણ માસની મુદ્દત બાકી છે."

"સાહેબને એટલી મુદ્દત મળશે નહિ."

"કેમ"

"ઉમરશેખે કાજીને હાથ કરી એ બે માસના કરાર કહેલાં રૂપીઆ વસુલ કરવાની વેતરણ કરી રાખી છે. આપણા માલિકના હાથમાં એક કોડી પણ નથી. એવામાં એની એ પાંચ હજાર અશર્ફીઓ પતાવી શકાય એવી કાંઇ વકીજ નથી. કરજના રૂપિયા ન આપી શકવાથી ઉમર શેખ આપણી માલમિલ્કતને કબજે કરશે. વળી એવી વાત પણ ઘણું કરીને સાંભળી છે કે, બંદા બાંદીઓને પણ એક જંગમ મિલ્કત તરીકે તે જપ્ત કરશે. આ રાજ્યના કાયદાના અંતરથી, બીજી બધા જંગમ મિલ્કતનીપેઠે, બંદા બાંદીને પણ લેણા પેટે કબજે કરી શકાય છે."

"પણ સાંભળ્યું છે કે, આપણા મરહુમ માલિક અબુ–અયુબ તો તને બાંદીપણામાથી છૂટી કરતા ગયા છે."

"તેની તો કાંઇ લેખિત દલીલ કે સાબીતી નથી. એ વાતને ફક્ત આપણે ત્રણ જણુંજ જાણીએ છીએ. અથવા હું, તું અને ઇબ્રાહીમ સાહેબ સિવાય બીજું કોઇ પણ જાણતું નથી. આપણી

મ્હોંની વાત તો કચેરીમાં દલીલ તરીકે મંજૂર થશે નહિ. લેખિત મત કે દલિલ વિના એ બાબતમાં કાંઇ વાંધો ઉઠાવી શકાશે નહિ, એમ ધારીનેજ એ શયતાન ઉમરે એવી મતલબ સાધી છે.”

મુબારક આ વાત સાંભળીને બિલ્કુલ મુંજાઇ ગયો, પોતાનું ભાન પણ ભૂલી ગયો. તેણે ધાર્યું કે, ખરેખર એક પાછી ન વાળી શકાય તેવી નવી આફત, તેના પ્યારા માલીકને હેરાનપરેશાન કરવાને આવી રહી છે. સેરિના જે કહે છે, તે બરાબર છે. એ એ શયતાન કદાચ તેમનાં ઘરબાર અને બીજી જે કાંઇ મિલ્કત છે, તે કબ્જે કરશે અને સેરિનાને દગાથી પોતાના કાબૂમાં લઇ લેશે.

એ વાતને મુબારક મનમાં ને મનમાં જેમ જેમ વિચારવા લાગ્યો, તેમ તેમ તે ઉસ્કેરાવા માંડ્યો. તેની બન્ને આંખો લાલચોળ થઇ ગઇ, હાથની મુઠ્ઠીઓ વળી ગઇ.

તે ઉંચા અવાજથી બોલી ઉઠ્યો—“યા ખુદા મેહરબાન! અમારો શો સત્યાનાશ વાળ્યો.”

સેરિનાએ મુબારકની પીઠ થાબડીને કહ્યું:—“મુબારક! આફતમાં ધીરજ હારીશ નહિ. ધીરજ ગુમાવવાથી પાકી અક્કલનો લોપ થાય છે. આવી આફતના વખતે બુદ્ધિનો લોપ થવાથી આપણે બચવાનો કાંઇપણ ઇલાજ કરી શકીશું નહિ.”

મુબારક એકવાર આકાશ તરફ જોઇ મનમાં ને મનમાંજ કાંઇક બોલ્યો. ત્યાર પછી તેણે સેરિનાને કહ્યું કે:—“સેરિના! માલિકને બચાવવાનો ફક્ત એકજ ઇલાજ બાકી છે.”

“શો ઇલાજ છે?”

મુબારકે કહ્યું:—" ઉમર શેખનું છૂપી રીતે ખૂન કરવું ! ઉમર શેખ કાજીના પ્યાદાઓને લઇને આપણા દરવાજાપર ન ચઢી શકે, તેવું ગમે તે ઇલાજે કરવું પડશે. મનની દારુણ ઉશ્કેરણીને લીધે હું તને એક વાત પૂછવાનું ભૂલી ગયો હતો. ઉમર આપણા માલિકનો નાશ કરવાની જે મતલબ ધરાવે છે એ બાબતમાં તને કોણે ખબર આપી વારૂ ? "

સેરિનાએ જવાબ આપ્યો:-'જુલુસખાં મને કહી ગયો છે. તે સાંઝ પહેલાં આપણે ઘેર આવ્યો હતો. તું ત્યારે બઝારમાં ગયો હતો. મેં તેના હાથમાં બે રૂપિયા પકડાવી દેવાથી તેણે એ બધા ખબર વેચી નાખી છે! એ તો તું જાણેજ છે કે, જુલુસ જે ખબર આપી જાય છે, તે બિલકુલ ખોટી હોતીજ નથી. એનો પરિચય પણ આપણને ઘણીવાર મળી ગયો છે."

મુબારકે કહ્યું:-"જુલુસની વાતપર જરૂર હું ખૂબ ભરોસો રાખું છું, પણ માલિકને બચાવવા માટે મેં હમણાં જે ઇલાજ કહ્યો, તેના સિવાય બીજો કોઈપણ સહેલો ઈલાજ મારી નજરમાં આવતો નથી. જરા વિચારી જો કે, તેમના હાથમાં અત્યારે એક ફૂટી બદામ પણ નથી, એવી હાલતમાં તેઓ શી રીતે દેવું પતાવી શકશે ? તું ચોક્કસ જાણજે સેરિના ! રૂપિયા ન આપી શકવાથી, તેમની બાકીની મિલ્કત હજમ થશે. મનમાં એવો ખ્યાલ પણ ન લાવતી કે, શય-તાન ઉમર શેખ બદમાશી કરીને એ મિલ્કતને છેક પચાવ્યા સિવાય બેસી રહેશે. એ પાપીની નજર મુખ્યત્વે તારાપરજ છે, એથી તને કદાપિ તે છોડશે નહિ. સેરિના ! આ બધી ભયંકર વાતોનો વિચાર આવતાં હું બિલ્કુલ દીવાનો બની જાઉં છું. મારા જેવા સદાના

દુઃખી બંદાની જિન્દગી કુરબાન કરવાથી પણ જો મારા માલિકનું ભલું થતું હશે, તો તેમ કરવામાં હું જરાપણ પાછો પડીશ નહિ. તું ખાત્રી પૂર્વક જાણજે સેરિના! કે, તે નાપાક ઉમર શેખ પોતાના ઇરાદાને હરગિજ અમલમા મૂકી શકશે નહિ. તેનું ખૂન કરવાથી જો મારા માલિક હમેશને માટે સુખી થશે, તો તેમ કરવામાં હું તલમાર પણ પાછો હઠીશ નહિ. ઉમર શેખના મરવાથી હદ બેહદ અધમુઆં માણસો મારાપર રહેમતની દુઆનો વરસાદ વરસાવશે."

સેરિના મુબારકના તે વખતના મ્હોંના હાવભાવ તથા ઉશ્કેરણી જોઇને ઘણીજ ડરી ગઇ. તે ભારી અવાજથી બોલી:—"મુબારક! ઠંડો થા. ધીરજને હારી ન જા. એકાએક અધીરો થઇને કોઇ સાહસી કામમાં પડીશ નહિ. ખુદાતઆલા ઘણોજ મેહરબાન છે! તેના પર આસ્થા રાખ. ઇમાનના સાચા ઇન્સાનને કશી ઇજા આવશે નહિ. આપણા માલિક બીજી બાબતોમાં ઉછાંછળા હોવા છતાં, ખુદાની ખુદાઇમાં તેમની પૂરતી આસ્થા છે. માનીતું માન સહજમાં નાશ પામતું નથી. તે દિવસે તેઓ જેવી રીતે એક નાની આફતમાંથી બચી ગયા હતા, તેવીજ રીતે તે વિષયમાં પણ જરૂર બચી જશે! હવે આ વાતને છોડી દે. આજની રાત વીતવા દે. કાલે એ રહમદિલ ખુદાતઆલા આપણને કોઇને કોઇ રસ્તો બતાવી આપશે. પણ ખબરદાર! ઇબ્રાહીમ સાહેબની પાસે આ બાબતમાં તું કશી વાત છેડીશ નહિ. કેમકે, એથી તેમનું દિલ તૂટી જશે અને કદાચ દુઃખ તથા આફતના માર્યા તેઓ આપઘાત પણ કરી બેસશે."

મુબારકે કહ્યું:—"હું એટલો બધો બેવકુફ નથી સેરિના! જે આ બધી વાતો તેમને કહી સંભળાવું. તેમ છતાં પણ તારા મ્હોંની કોઇ

પણ વાતને હું ન માની શકું તેમ નથી. તું જ્યારે કહે છે, ત્યારે તે કરુણામય ખુદાના ઉપર આધાર રાખી, હું કાલનો દિવસ સબૂર કરવાને બંધાઉં છું. જો આખા દિવસની અંદર બીજો કાંઇ પણ ઇલાજ મારા મનમાં નહિ આવે તો, ચોક્કસ જાણજે કે, મારા હાથથી ઉમર શેખનું દિલગીરી ભરેલું મોત નિપજ્યા વિના રહેશે નહિ.

મુબારક બહાર નીકળતી વખતે દરવાજાપર તાળું વાસતો ગયો હતો. ઇબ્રાહીમને સૂતેલો જોઇનેજ, મુબારક ત્યાંથી બહાર નીકળ્યો હતો. સદર દરવાજાને ફરીવાર સાંકળ વાસી બંધ કરી, તે ધીમા પગલાં ભરતો ચૂપચાપ ઉપર ચઢયો. મુબારકે ઇબ્રાહીમના સૂવાના ઓરડામાં જઇને જોયું, કે તેનો માલિક ભર ઉંઘમાં સૂતો હતો. ત્યારે તે ખુશ દિલથી પોતાના સૂવાના ઓરડા તરફ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૦ મું

### પત્થર પણ પીગળ્યો !

ત્યારે રાત્રિનો ત્રીજો પહોર થઇ જવા આવ્યો. મુબારક પથારીમાં સૂવા છતાં પણ ઉંઘી શકયો નહિ. તેની પથારીમાં જાણે કોઇએ કાંટા બિછાવી રાખ્યા હોય. એમ તેને માલૂમ થવા લાગ્યું. રાત્રિના છેવટના ભાગને તેણે ઘોર ચિંતા અને આવેશમાં આવી પડી. ઉંઘ વિનાની આંખોથીજ વીતાડયો, બડી ફજરમાં પથારી પરથી ઉઠીને તેણે ઘરના કામકાજમાં પોતાનું દિલ પરોવ્યું.

સેરિનાને સૂવા માટે પણ એક અલાયદો ઓરડો મળ્યો હતો. સેરિનાએ પથારીપર સૂઇને આંખો મીંચી રહી ખરી, પણ ઉંઘી શકી નહિ. દિલભેદક દારુણ ચિંતાઓથી જેનું દિલ વીંધાઇ ગયું હોય, તેનો ઉંઘ પણ બહુજ કમનસીબ ધારીને ત્યાગ કરે છે—છોડી દે છે.

તે રાતની અંદર જે જે બનાવો બની ગયા, તેમાંના એક પણ બનાવને સુખની નિદ્રામાં સૂતેલો ઇબ્રાહીમ જાણી શકયો નહિ. ઇબ્રાહીમને એ હાલતમાંજ રહેવા દઇને, એકવાર આ સવારના પહોરમાં આપણે ઉમર શેખના ઘરમાં દાખલ થવું પડશે.

પહેલાં જણાવેલા બેઠકખાનામાં બેસીને ઉમર શેખ એક મનથી હુક્કો ગગડાવી રહ્યો હતો,: એવામાં કાજીના એક પ્યાદાએ આવી તેને સલામ કરી, તેના હાથમાં એક કાગળ આપ્યો.

ઉમર શેખ, હુક્કો પીવાનું બંધ કરી, તે કાગળપરના લિફાફાફાડી તેમાંથી એક કાગળ બહાર કાઢી વાંચવા લાગ્યો. તે કાગળ વાંચતી વેળાયે તેના મ્હોંપર હાસ્યની રેખા ઝળકી ઉઠી. તેણે કાજીના અનુચરને કહ્યું:—"તું જે જપ્તીનો પરવાનો લઇ આવ્યો છે, તે બદલ તને કાંઇ બક્ષિસ આપવી જોઇએ. પહેલા આ મામલાને પતી જવા દે, પછીથી હું તને પૂરતી બક્ષિસ આપીશ. બીજી એક વાત પણ સાંભળતો જા."

"આ મામલામાં અદાલતમાંથી ચાર પ્યાદાઓને આવવાનો હુકમ થયો છે; પણ તમે લોકો બીજા બે જણાઓને પણ સાથે લેતા આવશો, તો ઠીક પડશે. કારણ કે ઇબ્રાહીમના મકાન પર મુબારક નામનો એક ગુલામ છે, તે ઘણોજ બદમાશ અને લોફર આદમી છે. તે જો તમારી સ્હામો થશે, તો તમારા ચાર જણાઓથી તેને કોઇપણ રીતે પકડી શકશો નહિ."

પ્યાદાએ કહ્યું:–" હુજૂર! એ બાબતમાં આપ તલભાર પણ ફિકર કરશો નહિ. અમો મહા પ્રતાપશાળી નામદાર કાજી સાહેબના માણસો છીએ. કોની તાકાત છે, કે કોઇ અમારા બદનને અડકી પણ શકે ? જે અમારી સ્હામો થશે, તેને અમો તરતજ ગિરફતાર કરીશું. પણ કાલે અમે કયે વખતે આવીએ વારૂ ?"

ઉમર શેખે હસતા મ્હોંએ કહ્યું:–" દસ વાગ્યા પછી આવશો, તો ઠીક પડશે."

આમ કહીને ઉમર શેખે ખીસામાંથી ઘણી મુશીબતે એક આ- ટ્આની બહાર કાઢીને, કાજીના પ્યાદાને બક્ષિસ આપી. પ્યાદા સાહેબે એક આખા રૂપિયાની આશા રાખી હતી, પણ તેની તે આશા પૂરી ન થયેલી જોવાથી, તે સહજ ફીકા અને વીલા મોઢે ત્યાંથી રવાના થયો. ઉમર શેખની દિલાવરી (!) તેનાથી અજાણી નહેતી. ભ- વિષ્યમાં એ મામલો ખતમ થયા પછી, કાંઇક વધારે મળવાની આશાથી તે ચૂપચાપ ત્યાંથી નવ બે અગિયારાં ગણી ગયો.

ખરેખર એ કાગળ કાજીની જપ્તીનો પરવાનો હતો. એ પરવાનો મેળવવા માટે એ કંજુસના સરદારને એક હજાર સોના મોહોરો પર પાણી ફેરવવું પડયું હતું. આથી આશાને ફળેલી જોઇને એ મનમાંને મનમાં ફૂલાવા લાગ્યો.

વચ્ચે હવે ફક્ત એકજ દિવસ બાકી રહ્યો હતો! રાત વાત- તાંજ સેરિના બાંદી તેની થાય તેમ હતી. તેની અંધારા ગબારાવાળી ઝિન્દગીમાં એક નવું નૂર ઝળહળી ઉઠવાની એ આશાઓ રાખતો હતો. આવી આવી અનેક ચિંતાઓથી દિલને ડોલાવતો ઉમર મનમાંને મનમાંજ બબડી હતો:–" હા–અસગર એક મારો ખરો દિલોજાન દોસ્ત

છે. તેના જેવા ભેજાવાળા, મતલબ બાજ લોકો ખૂબ કમજ હોય છે. તેણે મને આવી મસલત ન આપી હોત, તો મારી અક્કલ કદી પણ ખુલત નહિ; મારા દિલની મુગદ બર આવત નહિ."

કહેવત છે કે-ચોરનો ભાઇ ઘંટી ચોર અને શેરને માથે સવાશેર એમાં જરાપણ ખોટું નથી. ઉમર શેખ જેવો શયતાન હતો, તેનો દોસ્ત અસગર પણ તેના પર સાતવાર પછાડવામાં આવે, તો પણ ગાંજ્યો જાય તેવો નહોતો. કારણકે અસગરે પણ આ મામુલામાં પાંચ પાચસો મોહોરો પોતાના ખાલી ખજાનામાં મૂકી હતી.

ઉમર મનમાંને મનમાં બોલ્યોઃ-" અસગર મિંયા, અત્યારે જો હોત તો બડી મજા આવત. મારી આ ખુશાલીનો થોડોક ભાગ તેને પણ આપી શકત."

ઉમર મનમાંને મનમાં અસગરના આવાં વખાણ કરી રહ્યો હતો, એવામાં બનવા જોગે અસગર મિંયા સાહેબની અચાનક ત્યાં પધરામણી થઈ.

ઉમર તેને જોઇને હસતા મ્હોંએ બોલ્યોઃ-" આવ, દિલોજાન, પ્યારા દોસ્ત આવ! શાબાશ છે તારી કપટકળાને! શાબાશ છે તારી ચાલાકીને! આમ જો-કાજી સાહેબનો પરવાનો આવી ગયો છે."

જણાવેલો પરવાનો ઉમરના હાથમાં આવી ગયો છે, એ વાત રસ્તામાંજ અસગરના જાણવામાં આવી ગઇ હતી. કારણ કે, આવતી વખતે રસ્તામાં તેની સાથે તે કાજીના પ્યાદાની મુલાકાત થઇ હતી. તેની પાસેથી તેણે બધી બીના જાણી લીધી હતી. પણ એ બાબતમાં કાંઇક બહાદુરી મેળવવાના ઇરાદાથી તે બોલ્યોઃ-" અરે મિયાં! શું કહો છો! આટલું બધું જલ્દી કામ ફતેહ થશે, એવી મને આશા

પણ નહોતી. બડો ગમાર અને ભયંકર આદમી છે, એ ખુદાદાદ કાજી! રૂપિયા શું એ સહજમાંજ લેવા માગે છે! તેના દોસ્તની શિફારસ કરી, મહા મુશીબતે, તેના હાથમાં તે એક હજાર કરકરીયાં વાળી સોના મોહોરો મેં ગણી આપી છે. ખયેર! તારૂં આ કામ હાંસિલ થયું છે, એથી હું ઘણો ખુશી થાઉં છું."

ઉમરે કહ્યું:–"ભાઇ! જો ખુદા કદાચ સારા દિવસો દેખાડશે, તો તારા આ અહેશાનનો બદલો વાળવાની કોશિશ કરીશ. આટલા દિવસ પછી મારી સમજમાં આવ્યું છે કે, ખરા સુખનો રસ્તો કઇ બાજૂએ છે. દૌલત હોવાથીજ માણસ સુખી થાય છે, તેમ નથી, તે દૌલતને ભોગવવી જોઇએ. તેમ છતાં પણ ભોગ અને ફુજુલ ખર્ચ એ બન્નેમાં ઘણો તફાવત છે. હું જો ખાસ સાવચેતીથી માગ સુખને માટે કાંઇ ખર્ચ કરીશ, તો તે કાંઇ ફોકટ જશે નહિ, પાણીમાં પડશે નહિ. આદમી શાદી કરે છે, તે ફક્ત અયેશને માટેજ. પણ મારૂં ઘર માંડવું ફોકટ થયું છે. તાકિતનાં વચનોની વેદના હવે મારાથી સહી શકાતી નથી. મેં મનમાંને મનમાં નક્કી કર્યું છે કે, જો હું એ સુંદર બાંદી સેરિનાને મેળવી શકીશ, તો તેને લઇને અલાયદા મકાનમાં રહીશ. હું નથી સમજી શકતો કે, આજકાલ તાકિત બીબી કોણ જાણે શા સબબથી દંડીગાર બની ગઇ છે! જણાય છે કે, તેનું કારણ બીજું કશું નથી, હું ઘણા કામોમાં ભટકતો ફરૂં છું, તેને મારી પાસે વધારે વાર રહેવાની તક મળતી નથી, એથીજ તે મારી સાથે ઝગડો કરી શકતી નથી.! હું તને એક સવાલ પૂછું છું કે એ બાગે બેહિસ્તની હુર જેવી સુંદર સેરિના મારી થશે કે નહિ વારૂ? ધાર કે, હું તેને મેળવી શક્યો, તો પછી તેને શું મારા કાબૂમાં રાખી શકીશ કે નહિ? મારી સઘળી મિલ્કત એક તરફ અને બીજી તરફ

એ સેરિના! એ બન્ને મારી નજરમાં સમાન છે."

અસગર ઉમર શેખની આ બધી વાતો સાંભળીને મનમાંને મનમાં હસવા લાગ્યો. મહા કંજુસ ઉમર શેખે કદાપિ ધર્મના રસ્તે એક એક રાતી પાઇ પણ ખર્ચી નહોતી. તેના દરવાજાપર ભીખારી આવી ચઢશે, એમ ધારીને તે હમેશા દરવાજો પણ બંધ રાખતો હતો. પોતે અરધું પેટ ભરી, રાંકાની પેઠે પોતાના દિવસો ગુજારતો હતો. એ મુજીનો સરદારજ આજે એક ઔરતની ખૂબસૂરતી બદલ પોતાની તમામ મિલ્કતને ફના કરવાને તૈયાર થયો છે, એ પણ ખુદાની મનુષ્ય સૃષ્ટિની વિચિત્રતાજ છે! એજ તેમના બનાવેલા જીવોનું અદભુત ફેરફાર છે!

અસગરે કહ્યું:-" ઉમર! હવે આટલો બધો આશાનો માર્યો ખીલીશ નહિ. મારાથી બને તેટલી તપાસ કરતાં મારા જાણવામાં આવ્યું છે કે એ સુંદરી સેરિના બાંદી, ઇબ્રાહીમની ખાસ ચાહનારી છે. વળી એની મુહબ્બત એક બાજૂથી પેદા થવા પામી છે. જો એમજ હશે, તો પછી સેરિનાને હાથ કરવી મુશ્કિલ થઇ પડશે. તેમ છતાં પણ હું, તન-મન વચનથી ખુદાની પાસે બંદગી કરૂં છું કે, તેં આ કામને માટે આટલા બધા રૂપિયાનું પાણી કર્યું છે, તો ખુદાની મેહરબાનીથી તું તેમાં ફળીભૂત થા."

આ વાત સાંભળીને ઉમરના મનમાં એક ભારી ખટકો પેદા થયો. તેણે કહ્યું:-" એમ કેમ કહે છે?"

" એક ખાસ કારણ છે મેં જે વાત હમણાં તને કહી સંભળાવી, તે તદ્દન જૂઠી કે બનાવટી નથી."

" શી વાત કહી, એતો હું બરાબર સાંભળી પણ શક્યો નથી."

"મેં એક ખૂબ ભરોસાદાર માણસની પાસેથી આ વાત સાંભળી છે, કે અબૂ-અયુબ, તેમની ખરીદેલી બાંદીને, મરતી વેળાયે છૂટી કરતા ગયા છે. તે અત્યારે ખરીદેલી બાંદી નથી. તેમ છતાં પણ ફક્ત સ્નેહ અને માયાની ખાતર, તે હજી સુધી ઇબ્રાહીમના આશ્રય તળે રહી છે. વળી તારા મનનો જે ખરો ઇરાદો છે અથવા એ સેરિના બાંદીને તું તારે હાથ કરવા ધારે છે, એ પણ ઇબ્રાહીમ-નાથી છાનું નથી. જો ઇબ્રાહીમ અને સેરિનાની વચ્ચે ખરેખર પ્યા-રનો મામલો જામી ગયો હશે, તો તે જાણી જોઇને સેરિના બાંદીને ગમે ત્યાં છૂપાવી દેશે. જો સેરિનાને એ બાંદીપણામાંથી છૂટી કરવાની કાંઇ દલીલ કે દસ્તાવેજ હશે, તો તું કદી પણ તેને કબ્જે કરી શકીશ નહિ."

આ વાત સાંભળીને ઉમર શેખ ઘણીવાર સુધી કાંઇક ઉંડા વિચારમાં પડી ગયો. એ વિચારના પરિણામે, તેનું મ્હોં જાણે વાદ-ળાંથી ઢંકાયલા આકાશના જેવું બની ગયું.

ઉમરે એક ઉંડો નિઃસાસો મૂકીને કહ્યું:—"હું જોઉં છું કે મારૂં કિસ્મત ઘણુંજ નબળું છે. આ મામલાને ખતમ કરવા માટે તારી સલાહ મૂજબ કાજીના હાથમાં મેં રૂપિયા પણ આપી દીધા છે. હું એ બેમાસની મુદ્દત પૂરી થતાં સુધી ઘણીજ ખુશીની સાથે સબૂર કરી શકત. ઇબ્રાહીમ પર મને કાંઇ ખાસ વેર નથી. તેણે મારી આબ-રૂના કાંકરા કરી મને બેઇજ્જત કર્યો છે, એ ખરૂં, પણ મેં પણ તેનું બુરૂં કરવામાં કાંઇ કસર રાખી નથી. માણસો લગાડી સરિયામ અને ખુલ્લા રસ્તાપર મેં તેનું અપમાન કરાવ્યું છે. જો અબુ અયુબની હયાતીમાં, આપણે તેના મકાનમાં દાખલ થઈ શકતા નહોતા અથવા

આપણાથી હિમ્મત પણ કરી શકાતી નહોતી, તેમજ મકાનમાં હું કાજીના પ્યાદાઓને પણ લઇ ગયો છું. ઇબ્રાહીમે જે કારણથી ઉશ્કેરાઇને મારું અપમાન કર્યું હતું, તે બરાબર મુનાસિબજ હતું. એવી હાલતમાં આવી પડવાથી સહુ કોઇ એમ કરી શકે છે. પણ હું જે કાંઇ કરું છું, તે જાણે હદ બેહદ વધી પડયું હોય, એમ જણાય છે. અમારા બન્નેમાં જે મોટો ઝગડો જામ્યો છે, તેનું મુખ્ય કારણ એ સુંદરી સેરિનાજ છે. સેરિના મારા હાથમાં આવશે, એટલે પછી હું તેનાપર કશો પણ જુલ્મ ગુજારીશ નહિ. કાલે જો ઇબ્રાહીમ પોતાની મેળે સેરિનાને મારે ત્યાં મોકલાવી દેશે, તો હું મારા લેણા રૂપિયા વસુલ કરવાને પણ તેને આંગણે ચડીશ નહિ. તેનું કરજ માફ કરીશ અને ઉલટો જરૂર પડશે તો પાંચ પચાસની મદદ પણ કરીશ."

ઉમર શેખે, દિલની એક ઉશ્કેરણીને લીધે, એકદમ પોતાના મનની વાત ખોલી દીધી. અસગરે પણ મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ—" અત્યારે જો જરા પોચું મૂકીશ, તો આ બદમાશનો સરદાર મારા હાથમાંથી આબાદ છટકી જશે. એ સેરિનાના મામલાને થોડાક દિવસ લંબાવવાથી તેના ગોટાળામાં મને બે પૈસા પેદા પણ થઇ શકશે."

આથી બધી બાજૂનો વિચાર કરીને અસગરે કહ્યુંઃ—" એ બાબતમાં તારે ફિકર કરવાનું કાંઇ સબબજ નથી. કાજી સાહેબ જ્યારે આપણી મદદે છે, ત્યારે પછી કોની દહેશત છે! જો સેરિના છૂટી થવાની બાબતમાં કાંઇ પણ દલીલ–દસ્તાવેજ મૌજૂદ હશે, તો પણ કાજીની મદદથી એ આપણને કશી હરકત કરી શકશે નહિ. કાજીને થોડુંક વધારે આપવાથી, તે કદાચ તે દલીલને ખોટી પણ ઠરાવી શકશે અને તે સાથે તને તારી સેરિના બાંદી પણ મળી જશે."

# પ્રકરણ ૧૧ મું



## સેરિનાની સોનામોહોરો !

"મુબારક ! મુબારક! જાગ્યો છે કે ?"

કશો જવાબ મળ્યો નહિ, એથી સેરિનાએ ફરીવાર તેને બોલાવ્યો અને ત્યાર પછી તેના સૂવાના ઓરડા પાસે જઇ તેણે ધીમા અવાજથી હાક મારીઃ—"મુબારક !"

આ વખતે મુબારકની ઊંઘ ઉડી. તે આંખો ચોળતો ચોળતો ઉઠીને બેઠો થયો. ત્યાર પછી ઓરડાનો દરવાજો ઉઘાડીને અજાયબીથી બોલ્યોઃ—"કેમ, શો બનાવ બન્યો છે! તેં આટલી રાત્રે મને શા માટે બોલાવ્યો છે! શું સાહેબની તબીયતમાં કાંઇ ફેરફાર થયો છે ?"

સેરિનાએ જવાબ આપ્યોઃ—"ના, એમ નથી. ખુદા તેમનું ભલું કરો. મારે પોતાને એક જરૂરી કામ પડયું છે!

મુબારકઃ—"શું કામ ?"

સેરિનાઃ—"અહીં કહી શકીશ નહિ. તું મારી સાથે એકવાર બગીચામાં ચાલ."

"આવી અંધારી રાત્રે ?"

"મેં મશાલ તૈયાર કરી રાખી છે!"

"બનાવ શો બન્યો છે, સેરિના, જલ્દી કહે."

"અહીં કહેવાય તેમ નથી, મુબારક! એ બાબતમાં તારે

આમ ગભરાવાનું કારણ નથી. એક સહેલું કામ હું આ રાત્રેજ કરવા માગું છું અને એ કામમાં મને મદદની જરૂર છે. ”

મુબારક, સેરિનાના સ્વભાવ તથા રીતભાતને ખૂબ સારી રીતે જાણતો હતો. એટલા માટે એ બાબતમાં કંઇ પણ પૂછગાછ કર્યા સિવાય તેની પાછળ તે ચાલવા લાગ્યો.

ઇબ્રાહીમના મકાનની પાછળનો બગીચો ખૂબ મોટો હતો. દસ બાર વિઘા જમીનમાં એનો ફેલાવો હતો. બગીચાની ચારે બાજૂએ આંબા, લીંબુ, અંગુરની વેલીઓ, નાશપાતિ, અનાર વગેરે ઝાડોની લાંબી લાંબી હારો આવેલી હતી. ઇલાયચી, લવંગ, અને તેજાનાનાં ઝાડો પણ પહેલાં એ બગીચામાં ખૂશ્બો ફેલાવતાં હતાં. અત્યારે કાળજીના અભાવે તે બધાં સૂકાઇ ગયાં હતાં.

મરહુમ અબુ–અયુબે, શોખથી એ સુંદર બગીચો તૈયાર કરાવ્યો હતો. પણ તેમનો એ શોકનો બગીચો, તેમની જિન્દગીની સાથેને સાથેજ ઝાંખો પડી ગયો હતો. શોભાહીન બની ગયો હતો. તેમ છતાં પણ જ્યાં સુધી ઇબ્રાહીમના સુખના દહાડા હતા, ત્યાં સુધી એની શોભા કે સુંદરતામાં કશી ખામી આવી નહોતી. પણ તેની બુરી હાલતની સાથે, બગીચાની પણ હમેશને માટે બદહાલત થઇ ગઇ હતી. અત્યારે તે તરેહ તરેહનાં ન ભેદી શકાય તેવાં ઝાડોથી ઘેરાઇ ગયો હતો. રાત્રિને વખતે તો દૂર રહ્યું, પણ દિવસના ભાગમાં પણ તેમાં દાખલ થવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી.

સેરિના, પોતાના ઘરમાંથી એક મશાલ સળગાવીને લઇ આવી. પહેલાંથીજ તેણે એક કોદાળી અને કોશ એકઠી કરી રાખી હતી. મશાલને પોતાના હાથમાં લઇને સેરિના બોલી.–“ મુબારક ! આ

કોદાળી અને કોશ તું લઇ લે. હું મશાલ ઝાલીને તને રસ્તો બતાવતી આવું છું.”

મુબારક હજી સુધી સેરિનાના મનનો ઉદ્દેશ જાણી શકયો નહિ. તે તેનું કામકાજ જોઇને જાણે જડ પત્થરના બુતની પેઠે ઉભો રહ્યો. તેણે કહ્યું:–“સેરિના? તારા દરેકે દરેક કામ [અદ્ભુતતાથીજ ભરેલાં હોય છે. હું નથી સમજી શકતો કે, અત્યારે તું કયાં જવા માગે છે, શું કરવાની ઇચ્છા ધરાવે છે?”

સેરિનાએ કહ્યું:–“જે હશે, તે થોડી વારમાં જણાઇ આવશે. તેમ છતાં પણ તું વારંવાર મને શા માટે પૂછયા કરે છે?”

“તું શું ઉમર શેખને માટે કબ્ર ખોદવા માટે મને સાથે લઇ જાય છે?”

“જો તેમ કરી શકી હોત, તો તો મારી ખુશાલીનો પારજ રહેત નહિ. પણ ખુદાતઆલા આપણને શું એવો શુભ દિવસ બતાવશે ખરો કે?”

“એ શુભ દિવસને તો હુંજ લાવી શકું તેમ છું. તેમાં ફક્ત તુંજ હરકત કરે છે.”

“એ વાતનો પાછળથી વિચાર કરવામાં આવશે. હમણાં આપણે જે કામ કરવાનું છે, તેનેજ પહેલાં, ચાલ ખતમ કરી નાખીએ.”

સેરિનાએ જ્યારે કોઇ પણ રીતે પોતાની વાતને ખુલ્લી કરી નહિ, ત્યારે મુબારકે, સેરિનાના એ કામની બાબતમાં, મનમાંને મનમાંજ એક અનુમાનથી ઉપજાવી કાઢેલો નિશ્ચય સ્થિર કરી લીધો. ત્યાર પછી તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના સેરિનાની પાછળ

ચાલ્યો. કારણ કે, તેના મનમાં ભરોસો હતો કે, આ દુનિયામાં જે સઘળાં કામો અન્યાય કે ગેરઇન્સાફ તરીકે ધર્મ અને નીતિની નજરે હલકો ગણાય છે, તેવો ગેરઇન્સાફ સેરિના હરગિજ કરી શકે તેમ નથી.

સેરિના આગળ ચાલતી હતી, મુબારક તેની પાછળ ચાલતો હતો. જાણે લોહ પોતાની પાછળ ચુંબકને ખેંચી જતું હતું. ચારે તરફ ખૂબ અંધારૂં છવાયલું હોવા છતાં પણ, તે અંધારાથી ઢંકાયલા બગીચાના જાણીતા રસ્તે ચાલવામાં તેમને કશી ઇજા આવતી નહોતી.

સેરિનાએ બાગના છેડાની એક એકાંતવાળી જગાએ આવીને મુબારકને કહ્યું:—"અહિં આગળ જરાવાર ઉભો રહે. હું જે કાંઇ કહું, તે ધ્યાન દઇને સાંભળ. નજીકમાં આ જે મોટું ઝાડ દેખાય છે, તેની તળે મેં મારા મરહુમ માલિક, અબુઅયુબની આપેલી બે હજાર સોનામોહોરો દાટી રાખી છે. અત્યાર સુધી એને બહાર કાઢવાની જરૂર પડી નથી, પણ હવે ખાસ જરૂર પડી છે.

"કેમ ?" મુબારકે પૂછ્યું.

"મારા ભલા માલિક પર અને મારા પર આફતનું વાદળ તૂટી પડયું છે! આ બે હજાર મોહોરોની મને અત્યારે ખાસ જરૂર છે."

"સેરિના! તારૂં આ અજબ કામ જોઇને મેં મનમાંને મનમાં આવીજ ધારણા કરી હતી. પણ સેરિના, ખરૂં કહું તો તું બેહેસ્તની હૂરજ છે! તારા જેવી દિલાવર ઔરત, મેં ખુબ કમજ જોઇ છે."

"એ બધી નકામી વાતો ન કહે. મુબારક! હવે જલ્દી કામ શરૂ કરી દે. વિના કારણ વિલંબ ન કર."

મુબારકે જોયું કે, સેરિનાના બતાવેલા ઝાડની આસપાસ અને મૂળમાં મોટું જંગલ છવાયલું છે. ફક્ત નકામાં ઝાડો, વેલાઓ અને

છોડવાનીજ ઘટા જામેલી છે. ત્યારપછી તેણે કોદાળી હાથમાં લઇને પહેલ વહેલાં ત્યાં જવાના રસ્તાને સાફ કરી નાખ્યો. રસ્તો જ્યારે બરાબર સાફ થયો, એટલે તેઓ બન્ને ગીચ ડાળીઓથી અને ઘોર અંધારાથી ઘેરાયલા તે મોટા ઝાડ તળે આવી ઉભાં રહ્યાં.

સેરિના પોતાના હાથમાંની મશાલને સહજ ઉંચી કરી; સ્થિરતાથી ઉભી રહી, મુબારકનું કામ જોવા લાગી. લગભગ અર્ધોક હાથ જમીન ખોધા પછી, મુબારકના હાથમાંની કોદાળી, એક ધાતુના વાસણ સાથે અથડાવાથી સહજ અવાજ સંભળાયો. અવાજ સાંભળતાંની સાથેજ સેરિના બોલી ઉઠી:—"બસ, હવે વધારે ખોદવાની જરૂર નથી, મારો દાટેલો પિત્તળનો કળશ હવે હાથ લાગી ગયો છે. એ કળશમાંજ મેં મારી બે હજાર અશર્ફીઓ દાટેલી છે. બાપ! ખૂબ સાવચેતીથી, એ કળશને હવે બહાર કાઢી લે."

મુબારકે, સહજ કોશિશ કરી કે, તરતજ તે કળશ બહાર નીકળ્યો. એ કળશ ખૂબ વજનદાર અથવા ભારી હતો.

સેરિનાએ કળશને ભરેલો જોઇને હસતા મુખથી કહ્યું:—"ખુદા તારાપર મહેર કરો, મુબારક! આ મામૂલી દોલત અત્યારે મારી નજરમાં લાખો રૂપિયાથી પણ વધારે છે."

મુબારકે, કળશને બહાર કાઢી હસતા મ્હોંથી સેરિનાને કહ્યું:—"આવી જગાએ રૂપિયા દટાતા હશે કે?"

"ધર્મનું ધન કદીપણ ચોરાતું નથી, ચોરોથી લઇ શકાતું નથી. જોને, તું તારી નજરેજ તેની સાબીતી જોઇ રહ્યો છે."

મુબારકે કહ્યું—"હવે અહીં રહેવાની શી જરૂર છે? ચાલ ઘર તરફ પાછા ફરીએ."

સેરિનાએ મુબારકની પીઠ થાબડીને કહ્યું:—"ના, ભાઇ! તને બીજી પણ એક તકલીફ વેઠવી પડશે! એ જગાને હમણાંને હમણાંજ પહેલાંના જેવી સપાટ કરી દે."

સેરિનાનું ફરમાન, મુબારકને માટે હાકેમના હુકમ જેવુંજ હતું. તેણે તરતજ કાંઇપણ બોલ્યા વિના, તે ખાડાને પહેલાંની માફક પૂરી દીધો અને પછી મોહરોના કળશને ખભાપર મૂકીને તે સેરિનાની પાછળ ચાલવા લાગ્યો.

સેરિનાએ કહ્યું:—"ચાલ મુબારક! તારા ઓરડામાં જઇને મોહોરોને એકવાર ગણી લઇએ."

મુબારકે ઓરડામાં પેસી, દરવાજો વાસી દીધો. ત્યારપછી તે મોહોરો ગણીને થોકબંધ ગોઠવવા લાગ્યો. ગણતરીમાં બરાબર બે હજાર મોહોરજ તે કળશમાં એ જોઇને સેરિનાના મનમાં ઘણીજ ખુશાલી પેદા થઇ.

સેરિના, હસતા મુખથી મુબારકને કહેવા લાગી:—"મુબારક! હું તારી પાસે કોઇપણ વાત છૂપાવીશ નહિ. આજસૂધી જે કાંઇ ખર્ચ કર્યો છે, તે સઘળો મારા ઘણા વખત થયાં એકઠા કરી રાખેલા માસિક વેતન અને માલિક ઇબ્રાહીમ તરફથી મળેલી પાંચસો અશર્ફીઓમાંથીજ ચલાવ્યો છે. અબુ સાહેબની આપેલી આ બે હજાર મોહોરોને મેં ઘણા વખત પહેલાં એ ઝાડ તળે છૂપાવી રાખી હતી. મેં આ પહેલાં તને આ છૂપી દોલતની બાબતમાં કાંઇપણ જણાવ્યું નહોતું. આપણા માલિકનું દેવું પાંચ હજાર મોહોરોનું છે. ઉમર શેખ જો તેના અર્ધા પૈસા પણ મેળવશે, તો શું ત્યારપછી પણ તે આપણા માલિકને બે બેમાસની ખૂટતી મુદત નહિ આપે? એ બે માસમાં

તો ઘણા સંજોગો મળી આવશે.''

મુબારકે સહજ હસીને કહ્યું:–" એ સુદખોર શયતાન વહેપારી ઉમરના મનમાં, દયા નામનો જે એક મુખ્ય ગુણ છે, તેનો ગંધ માત્ર પણ નથી. જો તે આપણા ખાવિંદને કરજ પતાવવાની મુદત આપે તેમ હોય, તો પછી આવો બંદોબસ્ત એ નકાજો પણ કેમ કરે?"

સેરિનાએ કહ્યું:–" મુબારક ! દરેક કામમાં હું ખુદાની ઉપર ભરોસો રાખું છું. જો ઉમર શેખ, એથી સબૂર નહિ કરે, તો ખુદા જરૂર આ આફતમાંથી ઉગરવાનો બીજો કોઇ નવો રસ્તો આપણને બતાવી આપશે.''

મુબારકને કહ્યું:–''એ અનંત શક્તિવાળા અલ્લાતાઆલાના ઉપર, તારો જ્યારે બેહદ ભરોસો છે, માલિકના નિમકનો બદલો વાળવા માટે, તું આવો ત્યાગ કબૂલવાને તૈયાર થઇ છે, ત્યારે જરૂર ખુદા તારા મનની ખ્વાહિશ પૂરી કરશે. જા, આજે તું જરા આરામ લે, ઉંઘ લે. હું આ મોહોરોને મારી પેટીમાં સાચવી રાખું છું. કાલે ફજરમાં તને આપીશ."

સેરિનાએ કહ્યું:–"રાત્રિ પણ વીતી જવા આવી છે. ખરી રીતે મારા માટે તારે આખી રાત ઉજાગરો કરવો પડ્યો છે. કાલે વળી પાછા આપણે બન્નેને બડી ફજરમાં ઉઠવું પડશે."

આમ કહીને સેરિના હદ ઉપરાંત ખુશી થતી થતી ત્યાંથી ચાલી ગઇ.

અને મુબારક! તેણે શય્યામાં સૂતાં પહેલાં, હાથ જોડીને તે વિશ્વવિધાતાની પાસે બંદગી કરી:–"હે મહિમાવાળા પાક પરવરદિગાર! હે ખલ્કના પેદા કરનાર! તારી મહેરથી મારા માલિકને આવી

પહેલી આફતમાંથી બચાવ થાય, એજ ફક્ત મારી નમ્ર બંદગી છે! સેરિનાના મનની સારી વાસનાને પણ પૂરી કર, પાક ખુદા!"



# પ્રકરણ ૧૨ મુ

## શયતાન શેખની શયતાની

રાત્રિ વીતી ગઇ. દિવસ કે રાત્રિ તો કોઇની પણ તમા રાખતી નથી. તે તો પોતપોતાનું કામ કરવામાંજ હમેશાં મશગુલ રહે છે. એથી ઇબ્રાહીમની રાત્રિ પણ વીતી ગઇ હતી. બીજા દિવસોના કરતાં આજે તેને ઉંઘ પણ કાંઇક સારી આવી હતી, એથી તેના મનની હાલત પણ જાણે ખુશાલી ભરેલી જણાતી હતી.

સેરિનાએ ગયા દિવસના બપોરેજ, જુલુસની પાસેથી ખબર મેળવી હતી કે, ઉમર શેખે કાજીની પાસે નાલિશ કરી, કરજ વસુલ કરવાનું હુકમનામું મેળવ્યું છે અને એકાદ બે દિવસમાંજ તે પોતાના ઇરાદાને અમલમાં મૂકવા ધારે છે.

એ વાત સાંભળીને સેરિના ઘણીજ દિલગીર થઇ હતી, એ કહેવાની તો કાંઇક હવે જરૂરજ રહેતી નથી. અને એ બાબતમાં તેણે બધી બીના મુબારકને જણાવી દીધી હતી. ત્યાર પછી છેક નાઇલાજ થઇને, તેણે કેવી રીતે એ ઘોર અંધારી રાત્રે પોતાની છુપી દૌલતને બહાર કાઢી હતી, એ પણ આ પહેલાંજ વાંચનાર બંધુઓ જાણી શક્યા છે.

આખી રાત ઉજાગરામાંજ વીતાડવા છતાં પણ સેરિના, મોટે મળસકે ઊઠીને ઘરના કામકાજમાં ગુંથાઇ ગઇ. ઇબ્રાહીમ હમેશ ફજ-રમાં નમાજ પઢતો હતો. ત્યાર પછી થોડો ઘણો નાસ્તો કર્યા વિના તેને જરાપણ ગોઠતું નહોતું. એટલા માટે સેરિનાએ ફજરમાં ઉઠી માલિકને માટે કૉફિ તથા માખણવાળી રોટી તૈયાર કરી અને બરા-બર વખતસર તેની પાસે લઇ જઇ રજૂ કરી.

ઈબ્રાહીમ તેના સુખના દિવસોમાં જેવી રીતે સવારમાં નાસ્તો કરતો હતો, તેમાં સેરનાના સારા બંદોબસ્તથી, તેના દુઃખના દિવસોમાં પણ કશી ખામી આવતી નહોતી. ઇબ્રાહીમ મનમાં ને મનમાંજ બહુ સમજતો હતો, એટલા માટે ઘણીવાર તેણે સેરિનાને શાબાશી આપી ઉપકાર માન્યો હતો. પણ બીજી રીતે ખાસ પ્યારી સેરિના, ઇબ્રાહી-મની એમનાને અમલમાં મૂકવવામાં, ઘણીજ સ્વતંત્રતા દર્શાવતી હતી. ઇબ્રાહીમ એ બાબતમાં ફરીવાર કાંઇ મના કરતો, તો તે આંખમાં આંસૂ લાવી ત્યાંથી ચાલી જતી હતી.

હમેશાં ફઝર પડે છે ખરી, પણ એ ફઝર કોઇને માટે સારી ફઝર અને કોઇને માટે બુરી નિવડે છે. મનુષ્યની જિન્દગીને ખેલવાની ભૂમિમાં આપણે હમેશાં એ બનાવને જોતા આવીએ છીએ ખરા, પણ પહેલે-થીજ એ સારા કે બુરા સહવારનું ભવિષ્યનું દામ સાધારણ રીતે તમામ માણસોથી અજાણ્યુંજ રહે છે, તેનો આભાસ પણ કોઇને મળતો નથી.

ઇબ્રાહીમના કિસ્મતમાં આજનો પ્રભાત ખરેખર બુરો પ્રભાતજ નિવડયો ! શા કારણથી ! એ વાત અમો જણાવીએ છીએ, તે હવે પછીના બનાવપરથી બરાબર જણાઇ આવશે.

સેરિના, કૉફિના પ્યાલાને ઠેકાણાસર મૂકીને ચાલવા માંડી, એ-

વામાં ઇબ્રાહીમે હાથના ઇશારાથી તેને ત્યાંથી જવાની મના કરી સેરિના ચૂપચાપ માલિકની સ્હામે ઉભી રહી.

ઇબ્રાહીમ એક તુર્કી ગાલિચો બિછાવેલો હતો, તેનાપર બેઠો હતો. તેણે હસતા મુખથી કહ્યું:—"સેરિના ! તું મારી બાજૂમાં આવી બેસ."

સેરિના માલિકની સાથે કદી પણ એક આસનપર બેઠી નહોતી. એથી તે તેના ફરમાનને બજાવતાં જરા અચકી પડી. તેણે નીચે મ્હોંએ કહ્યું:—"આપની સાથે એક આસને બેસવાની મારામાં તાકાત નથી."

ઇબ્રાહીમે કહ્યું:—"હું તને ફરમાન કરૂં છું સેરિના ! આવ, મારી બાજૂમાં આવી બેસ. હું નથી કહી શકતો કે હવે તારી સાથે આવી રીતે બેસીને હું કોણ જાણે કેટલા દિવસ વાતચીત કરવાનું સૌભાગ્ય મેળવી શકીશ. મારા મનમાં હમેશાં એક જાતની દિલગીરી અને ફિકરની છાયા છવાઇ રહે છે. કોઈ જાણે મારા દિલમાંથીજ મને કહ્યા કરે છે કે; "ઇબ્રાહીમ ! તારા નાશ પામવાની અણીપર આવેલા કિસ્મતનું એક ફકત સુખ સ્વપ્ન સેરિનાજ છે, પણ તે સેરિનાની સોબતમાંથી હવે થોડા વખતમાંજ તારે વિખૂટા થવું પડશે." સેરિના ! જિગરની રોશન સેરિના ! મારૂં બધું ફના થયું છે, હું રસ્તાનો ભિખારી બન્યો છું, નથી ખાવાને અન્નનો દાણો કે પહેરવાને પૂરતાં વસ્ત્ર, મારા જેવી હાલત આ દુનિયાના ગરીબમાં ગરીબ જીવની પણ હશે કે નહિ, એનો પણ મારા મનમાં તો શકજ છે. હું ડગલે ડગલે કૂતરાંની પેઠે હાડહાડ થાઉં છું, બેઇજ્જત અને બેઆબરૂ બનું છું. પણ તેની પણ મને કશી દરકાર નથી. તારૂં આ પ્યારૂં; રહમ ભરેલું મ્હોં જોવાથી, તથા તારા એ મુખની બે ચાર મીઠી વાતો સાંભળવાથી, મારા દિલમાં નવી

આશાનો ઉદય થાય છે સેરિના ! ”

ઇબ્રાહીમ વધુ બોલી શકયો નહિ. એક આવેશવાળા નિઃસાસાથી તેનો અવાજ અટકી ગયો. તેણે જોર કરીને તેને પોતાની બાજૂમાં બેસાડી સેરિના એમાં કાંઈ વાંધો ઉઠાવી શકી નહિ. મંત્રથી મુગ્ધ થયેલા માનવીની પેઠે તે ઇબ્રાહીમની નજીકમાં બેસી ગઇ.

ઇબ્રાહીમ જુસ્સાભર્યા અવાજથી બોલ્યોઃ—“આ પહેલાં મેં તને ઘણીવાર એક વાત પૂછી છે, પણ હજી સુધી મને તેનો કાંઇપણ સ્પષ્ટ જવાબ મળ્યો નથી. સેરિના ! સ્વર્ગની દેવી ! તું શું મને ચાહે છે ? ”

સેરિનાની ખીલેલાં કમળ જેવી આંખો તથા હમેશાં લાલાસવાળો રહેતો ચહેરો વધારે લાલચોળ થઈ ઉઠયો. તેણે કહ્યું:—“મારા જેવી નજરબાંદીના પ્યારથી આપનું શું ભલું થઇ શકશે, મારા માલિક ? તેમ છતા પણ છેક બચપણથી આપના આશ્રયતળે હું પોષાણી છું. આ દુનિયામાં મારે મારૂં કહેવા જેવું કોઇજ નથી, આશ્રય લેવા જોગ જગા પણ નથી. એથી આપને છોડીને જવાની વાત સાંભળીને મારા મનમાં ઘણુંજ લાગી આવે છે. ”

સેરિનાથી વધારે બોલાયું નહિ. જિગરની અંદરનો ઉભળકો ઘણોજ ઉભરાઇ જવાથી તેનો અવાજ દિલગીરી ભરેલો તથા કંપાયમાન થઇ ગયો. તેની આંખમાં આંસૂ આવી ગયાં.

ઇબ્રાહીમ સેરિનાની આંખમાં આંસૂ જોઇને, મનમાં ઘણોજ દિલગીર થયો. તેણે આખી જિન્દગીમાં જે કર્યું નહોતું, તે તે દિવસે કર્યું. પોતાના કપડાંના છેડાથી, તેણે સેરિનાની આંખો લૂછીને કહ્યુંઃ—

"સેરિના! મને માફ કર. હું બડો બેવકૂફ છું, કે વારંવાર આવા એક ખોટા ખ્યાલમાં પડીને, તને સતાવ્યા કરૂં છું."

અહા શું સુંદર રૂપ! કેવો સુંદર સ્પર્શ! તે સ્પર્શ જાણે સેંકડો હજારો સુગંધીદાર ફુલોના જેવો તેને જણાયો! ઇબ્રાહીમે અત્યાર સુધી કદી પણ સેરિના શરીરનો સ્પર્શ કર્યો ન હતો. તે તેને અડકયો નહોતો. તે દિવસે એ સ્પર્શના મોહથી તેના આખા બદનમાં વીજળીનો વેગ છૂટી ગયો. તે મદિરાવાળા સ્પર્શથી તે બહુજ ગભરાટમાં આવી પડયો.

પણ અમો કહી શકતા નથી, કે સુંદરી સેરિનાના જિગરમાં એ વખતે કેવો ભાવ પેદા થયો હતો.

સેરિનાએ કહ્યું:–" હજી ઘરનાં ઘણાં કામ બાકી પડયાં છે, માટે મને રજા આપો, માલિક! હું એ બધાં કામો પતાવીને હમણાંજ પાછી આવું છું." આમ કહીને સેરિના એકદમ ત્યાંથી ચાલી ગઇ. ઇબ્રાહીમ કોઇ પણ ઇલાજે તેને અટકાવી શકયો નહિ.

વીજળીની પ્રતિમા જેવી સેરિના ચાલી ગઇ ખરી, પણ તે ઇબ્રાહીમના દિલપર સખ્ત દાગ બેસારતી ગઇ ઇબ્રાહીમ મનમાંને મનમાંજ બોલ્યો:–" અનેક ખૂબસૂરત નાજનીઓની સાથે રાતોની રાતો ગાળી છે, ઘણી રૂપવતી ઓરતોને જિગર સાથે ભેટાડીને ભોગના રોગને મટાડયો છે, પણ સેરિનાના જેવી એક પણ સ્ત્રી મળી નથી! તેના ખીલેલાં બન્ને ચશ્મ તથા હોઠ પાક પ્યારની રાગિણીવાળા છે તેનાં મ્હોંપર કેટલી બધી પવિત્રતા, કેટલી બધી ખૂબસુરતી અને કેટલી નરમાશ ઝળકી રહી છે. એ અણચુંટયા ગુલ જેવી, કલંક વિનાના પાક દિલવાળી અને સઘળી ઓરતોમાં સુલ્તાના જેવી સેરિના શું

મારી નહિ થાય? જે ખૂબસૂરતી બાદશાહી જનાનખાનાને લાયક છે, એ ખૂબસૂરતી મારા આ અયેશ વિનાના મામૂલિ ઘરને તો શોભાવી શકે તેમ નથી. મારૂં સઘળું ગયું છે-તો ભલે ગયું. સાહિબી એકવાર જવાથી પાછી મળી શકે તેમ છે. આવા દુઃખમાં મારા દહાડા વીતી રહ્યા છે અને હું એમ પણ જાણું છું કે, દુઃખના દહાડા કાયમ રહેતા નથી. પણ હવે મારા મનની મુખ્ય ધાસ્તી એ કે, સેરિના શું હમેશાં મારા ઘરમાં અજવાળું કરી રહેશે ખરીકે ? શું હું હમેશાં એક ન મટે તેવી આશાને આશ્રય આપી, જવાળાના જ્વલનથી જલ્યા કરીશ? એ ખૂબસૂરતીના ખજાનારૂપ સેરિનાને ગોદમાં બેસાડવાની ઉમદા તક શું મારા આ દાઝેલા તગદીરને નહિજ મળે ? ”

ઇબ્રાહીમના આ વિચારમાં એકાએક ખલલ પડી. મુબારકે ફીકા ચહેરે ત્યાં આવીને કહ્યું:- “ખુદાવિંદ ! વળી પાછો ગજબ થયો?”

ઇબ્રાહીમ એ સાંભળીને ચમકી ઉઠયો. મુબારકના મ્હોંપર દિલગીરીની છાયા છવાઇ ગઇ હતી. તેણે ધીમા અવાજથી મુબારકને પૂછ્યું:-“ કેમ મુબારક, બનાવ શો બન્યો છે ? ”

મુબારકે જવાબ આપ્યો:-“ એ શયતાન ઉમર શેખ પાછો કાજીના પ્યાદા લઇને આપણે મકાનપર આવી ચઢયો છે. ”

ઇબ્રાહીમે પૂછ્યું:-“ તેને બેસવાની જગા આપી છે ને ? ”

“ જી હા. પણ આ વખતે પ્યાદાઓની સાથે સરકારી કાજી પણ આવ્યો છે. ”

“ મારાથી તો એ બાબતમાં કાંઇ પણ સમજી શકાતું નથી.”

“ આજના બનાવને હું આપને ટુંકામાં સમજાવી દઉં છું.

મેં કાલે સાંઝ પહેલાં સેરિના પાસેથી આ સમાચાર મેળવ્યા હતા, જુલુસખાં સેરિનાને એ બાબતમાં બપોર પહેલાં સાવચેત કરી ગયો હતો. પણ કદાચ આપના મનમાં કાંઇક દુઃખ થાય, તથા રાત્રે આપની ઉંઘમાં ખલલ પડે, એટલા માટે અમોએ આપને એ ખબર આપી નહોતી શયતાન ઉમર શેખે, કોણ જાણે કયા ઇલાજથી કાજીને પોતાને હાથ કરી લીધો છે આપના બન્ને બાગો રાખીને ઉમરે આપને જે પાંચ હજાર મોહોરો કરજે આપી હતી, તે વસુલ કરવા માટે, તે આજે આપણા મકાનપર આવ્યો છે. ”

ઇબ્રાહીમ આ વાત સાંભળીને કમકમી ઉઠયો. તે હવે આ બાબતમાં શો બંદોબસ્ત કરવો, એનો કાંઇ પણ નિશ્ચય કરી શકયો નહિ.

તેના મ્હોંપર ભારી ખેદ અને દિલગીરી છવાઇ ગઇ પણ હવે ફિકર કે ઇલાજ એમાંથી કાંઇ પણ કરવાનો વખત નહોતો. ઇબ્રાહીમ સૂકા અવાજે બોલ્યો:—“ મુબારક! તું આગળ ચાલતો થા, હું હમણાંજ આવું છું. ”

ઇબ્રાહીમને બધી બીના જાણવામાં કાંઇ પણ બાકી ન રહ્યું. તેણે પણ સાંભળ્યું હતું કે, એ ભયંકર કાજી ખુદાદાદ, એક બડો રિશ્વતખોર હતો. ઉમર શેખે પોતાને વધારે બેઇજજત તથા બેવકૂફ બનાવવા માટે, જરૂર એ કાજીને લાંચ આપી પોતાને હાથ કરી લીધો હોવો જોઇએ. તેના આપેલા કરજનામા મૂજબ, હજી પણ એ કરજ વાળવામાં બે માસની મુદ્દત બાકી પડી છે. તેમ છતાં પણ શયતાન ઉમર શેખ, જયારે કોશિશ કરીને કાજીના એક ઉંચા દરજ્જાના સહકારીને સાથે લાવ્યો છે, ત્યારે જરૂર કરજ ન પતાવી શકવાથી, તેને જેલમાં જવું પડશે.

આવા વિચારો કરતો કરતો કંપતા દિલે ઇબ્રાહીમ તેના બેઠક-ખાનામાં આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે જોયું કે, ઉમર શેખે ખરેખર સહકારી કાજીને પોતાના મકાનપર હાજર કર્યો છે.

ઇબ્રાહીમે કાજીના સહકારીને એક સલામ કરીને કહ્યું:-મારા મોટાં ભાગ્ય કે, આજે આપનાં પાક પગલાં થયાં છે. ”

એ કાજી સાહેબ હમેશાં ઇબ્રાહીમને માનની નજરે જોતો હતો. તે ઇબ્રાહીમની ચાલૂ હાલતનો મનમાંને મનમાંજ વિચાર કરીને ઘણોજ દિલગીર થયો. પણ એતો સરકારનો એક ફકત તાબેદાર નોકર હતો, અત્યારે તે અહીં કાંઇ દયા દેખાડવા આવ્યો નહોતો, પણ ઉલટો હેરાન કરવાજ આવ્યો હતો.

તેમ છતાં પણ જન્મની ખાન્દાનીને ભૂલી ન જતાં, તે ધીરજ ભરેલા અવાજે બોલ્યો:-'સાહેબ! પણ મારે ઘણીજ દિલગીરીની સાથે આપને જણાવવું પડે છે કે, આપના નામપર કાજી સાહેબનો એક જરૂરી પરવાનો છે. આપે આ શહેરના એક નામજાદા સોદાગર આ ઉમર સાહેબની પાસેથી પાંચ હજાર અશર્ફીઓ કરજે લીધી છે. એ રૂપિયા આપને હમણાંને હમણાંજ પતાવી આપવા પડશે. જો નહિ પતાવી શકો તો, આપની સ્થાવર-જંગમ મિલ્કત અને આ સરસા-માનને આજેજ લીલામ કરી નાખવામાં આવશે.”

કાજીના સહકારીના મ્હોંએથી આવી ભયંકર હકીકત સાંભળીને ઇબ્રાહીમ તદ્દન ઢીલો પડી ગયો. તેની આંખો આગળ જાણે આખી દુનિયા ડોલતી દેખાવા લાગી. કંપતા અવાજે, તેણે કાજીના સહકા-રીને કહ્યું:-“જો મારી ભૂલ ન થતી હોય, તો મને યાદ છે કે, હજી પણ એ દેવું પતાવવા આડી બે માસની મુદ્દત બાકી છે.”

કાજીના સહકારીએ કહ્યું:-"એ વાત હું પણ જાણું છું. પણ આ ઉમર શેખને હાલમાં રૂપિયાની ખાસ જરૂર પડી છે, તેથી તેઓ આ બાબતમાં નામદાર કાજી સાહેબની સલાહ લઇનેજ આપની પાસે લેણું વસુલ કરવા આવ્યા છે."

ઇબ્રાહીમે, ઉમરશેખના તરફ નફરત ભરેલી નજર નાખીને કહ્યું:-"શેખજી! તમે લેણદાર છો, હું દેવાદાર છું, એ ઉપરાંત હું એમ પણ જાણું છું કે, તમે માણસ સિવાય બીજા કોઇજ નથી. મનુષ્યતા–ઈન્સાનિયત નામનો એક ગુણ હજુ પણ તમારામાં હોઇ શકે છે. હું સાફ સમજું છું કે, મને રસ્તાનો ભીખારી કરવા માટેજો તમે આ ચાલાકી ચલાવી છે, પણ હું તમારી પાસે આ દેવું પતાવવા માટે, બીજા એક અઠવાડિયાનીજ ફક્ત મુદ્દત માગું છું. મારી આ દુઃખી માગણીને પૂરી કરો. અબુઅયુબના પુત્રે કદી પણ આવી હલકી રીતે કોઇની પાસેથી કૃપાની ભીખ માગી નથી. આજે નસીબ જોગે લાચાર થઇને તેને તેમ પણ કરવું પડે છે. મારા પર રહમ લાવી તમે જરા તમારા દિલની દિલાવરી બતાવો. ખુદા તમારૂં ભલું કરશે. હું તમારૂં દેવું પતાવવાનું કોશિશમાંજ છું. તેમ છતાં બે માસની મુદ્દત છે, એમ ધારીને હું જરા બેફિકર હતો. મને હવે ફક્ત સાત દિવસની મુદ્દત આપો."

ઉમર શેખે, ઇબ્રાહીમનો ફીકો ચહેરો જોઇને વિચાર્યું કે, તેના હૃદયમાં કેવી ભયંકર વેદના પેદા થઇ છે, પણ બેદિલ, બેદાદગર, ફરઓન–શયતાન એથી મનમાને મનમાં ખૂબ રાજી થયો તેણે કહ્યું:-"જો મુદ્દત આપી શકું તેવી હાલતમાં હોત, તો આમ એકદમ નાલિશ કરવાની જરૂર પણ શી હતી? મને રૂપિયાની ખાસ જરૂર છે

બીજી વાત એ છે કે. સાત દિવસ તો શું પણ સાત વરસમાં પણ તું મારા રૂપિયા ક્યાંથી અને શી રીતે ચૂકવવાનો હતો? વિનાકારણ મને નુકશાન કરવાને તું કેમ તૈયાર થાય છે! તું ધારે તો તરતજ મારા રૂપિયા આપી શકે તેમ છે. તારો સરસામાન, માલમિલ્કતવગેરે બધું હજી તારા તાબામાં છે, એ ઉપરાંત એક ફાંકડી બાંદી પણ છે, એને વેચી નાખવાથી તો તું મારા જેવા પચાસનું દેણું પતાવી શકે તેમ છે. વળી મુદ્દત આપવાનો મને કશો હક્ક પણ નથી. કાજી સાહેબની પાસે ચાલ અથવા તેમના સહકારી આ કાજી સાહેબને રાજી કર, એથી કદાચ તને કાંઈક સગવડ મળી શકશે."

ઇબ્રાહીમે ધાર્યું કે, શયતાનની ઉપાસનાથી કશું વળશે નહિ. એથી તેણે એક આશા ભરી નજરથી કાજીના સહકારી તરફ જોયું સહકારી કાજી તેના મનનો ઇરાદો જાણીને બોલ્યો:–સાહેબ મને આવી રીતે મુદ્દત આપવાનો કાજી સાહેબે તો કાંઇ અધિકારજ આપ્યો નથી. મને તો તમારૂં નસીબ ઘોર અંધારાવાળું દેખાય છે. કાજીસાહેબે તો ઉલટો મને એવો હુકમ ફરમાવ્યો છે કે જો તમે આ કર્જ નપતાવી શકો, તો તમને દેણાના જવાબદાર ઠરાવીને તરતજ જેલમાં મોકલી આપવા."

સહકારી કાજીની આવી વાત સાંભળીને ઇબ્રાહીમની તમામ આશા પર પાણી ફરી વળ્યુ. તેણે મનમાંજ ધાર્યું કે, એ શયતાન ઉમરશેખે જાણીબુઝીને પોતાની મરજી મૂજબજ મને બેઇજ્જત બનાવવાનું આ ભયંકર કાવત્રું રચ્યું છે.

ઇબ્રાહીમે કલ્પનાની આંખોથી, ભવિષ્યના કેદખાનાનો ભયંકર દેખાવ જોયો. તેણે જોયું કે, એ કર્જને લીધે તે મજબૂત સાંકળોથી

જકડાઇને અંધારાવાળા જેલખાનામાં પડેલો છે. તેનું ખાવાપીવાનું બિલકુલ બંધ થયું છે, ભૂખ, તરસ અને ચિંતાથી તેનું બદન તદ્દન ગળી જવા આવ્યું છે. નરઘાતક, ચોરો, લૂટારા વગેરે જાણે તેની ચારે બાજૂએ વિંટાઇ ગયા છે. કેદખાનાના પેહેરેગીરો, વચ્ચે વચ્ચે તેને ચાબૂકનો માર મારી રહ્યા છે અને ભયંકર વેદનાથી તે પોકાર કરી રહ્યો છે.

કલ્પનાની મદદથી જોયેલા એ દિલભેદક ભય ભરેલા બનાવની વેદનાને ન સહી શકવાથી ઇબ્રાહીમ દીવાનાની પેઠે ચીસ પાડી બોલી ઉઠયોઃ—"ઉમર ! તારા જેવા શયતાનની બંદગી કરવાથી, કાંઇ ફળ મળે તેમ નથી. પત્થરમાં કોશિશ કરવાથી કાણું પાડી શકાય છે, પણ તારા જેવા જાલિમ જિગરમાં રહમ પેદા કરવી એ બિલ્કુલ નામુમકિન કામ છે. હવે હું આ દુનિયામાં કોઇની પણ ખુશામદ કરીશ નહિ; એક માત્ર ખુદાજ મારો મદદગાર છે મારા કિસ્મતમાં તેણે જે કાંઇ લખ્યું છે, તે ભોગવવાને હું પૂરતી રીતે તૈયાર છું. મારી ચાલૂ હાલતમાં મારાથી તારૂં કરજ પતાવી શકાય તેમ નથી. સહકારી કાજી·સાહેબ—મને જેલમાં લઈ ચાલો."

આ ખરી પરીક્ષાને વખતે, એ ઓરડામાં એક અજબ દેખાવ પ્રકટ થયો સેરિના કે જે દરવાજાના ઓથમાંથી બધો બનાવ જોઇ રહી હતી. તે એકાએક ગઇ રાત્રે તૈયાર રાખેલી સોના મોહોરોની કોથળી લઇને, બુરખાથી મ્હોં ઢાંકીને અદાલતખાનામાં આવી પહોંચી અને તે સાથેજ બોલી ઊઠીઃ—"ધર્માવતાર! હું ધારૂં છું કે, મારા માલિક માનસિક વેદનાને લીધે ભૂતકાળની બધી વાતો ભૂલી ગયા છે. એક દિવસ તેમણે આ બે હજાર સોના મોહોરો, મને મારી પાસે સાચવી રાખવા આપી હતી. અત્યારે એકાએક એ વાત મને

યાદ આવવાથી, હું આ મોહરો લઇ આવી છું. હવે મારા માલિકને બાકીનું કરજ પતાવવાને સાત દિવસની મુદ્દત આપો. બાકીની ત્રણ હજાર મોહોરો તેઓ જરૂર એ સાત દિવસ દરમ્યાન ચૂકવી આપશે. "

કાજીના સહકારીએ ગંભીર સ્વરથી કહ્યું:-"બીબી! કરજના સંબંધમાં તમારે જે કાંઇ કહેવાનું હોય, તે લેણદારને કહો. ઉમર સાહેબ જો તમારી વાતથી રાજી ન થાય, તો મારાથી તેમને કાંઇ-પણ કહી શકાય તેમ નથી."

સેરિનાને એકાએક ત્યાં આવી ચઢેલી જોઇને, ઉમરશેખ એકદમ છક થઇ ગયો. તેના જિગરની સૂતેલી આશાઓ જાગી ઉઠી. તે પાખંડી મનમાંને મનમાંજ બોલ્યો:—"અત્યારેજ મારા માટે બરાબર ઉમદા તક મળી છે. આ તકને ગુમાવવાથી હું આ જિન્દગીમાં હરગિઝ સેરિનાને મેળવી શકીશ નહિ."

સેરિનાએ, લાચાર થઇને ઉમર શેખને કહ્યું:—"ઉમર સાહેબ! તમે જો અત્યારે જરા મહેરબાની બતાવશો, તો મારા માલિક બાકીનું દેવું જરૂર પતાવી આપશે."

ઉમર શેખે કહ્યું:—"સુંદરી! તારી આ ભલામણને મારાથી કબૂલ રાખી શકાશે કે નહિ, એમાં પણ એક જાતનો શકજ સમાયલો છે. મને ખાત્રી છે કે ઇબ્રાહીમ પોતાની ઇચ્છા હોય, તો તરતજ મારૂં લેણું પતાવી શકે તેમ છે. પણ હાથે કરીને તેમ કરતા નથી, એમાં મારો શો દોષ છે? વળી જો તું ખરેખરી ઇબ્રાહીમનું ભલું ચાહનારી હો, તો તારા વેચાણના રૂપિયા વડે તારા માલિકનું દેવું પતાવી દે."

આ વાત સાંભળીને ઇબ્રાહીમની બન્ને આંખો વીજળીની પેઠે સળગી ઉઠી. ઇબ્રાહીમે ગુસ્સા સાથે કહ્યું:–" ઉમર સાહેબ! આ બનાવમાં સેરિનાને વેચવા કે વેચવાનો કશો પણ અધિકારજ નથી. મારા પિતા મરતાં પહેલાં તેને પૂરતી છૂટ આપીને ખરીદેલી બાંદી-માંથી છૂટી કરતા ગયા છે, તે અત્યારે મારી અને તમારી પેઠે આપ મુખત્યાર જીવ છે."

ઉમર શેખે, આવો જવાબ મળશે, એવું પહેલેથીજ ધારી રાખ્યું હતું, અને ત્યાર પછી શો જવાબ આપવો એની પણ પૂરી તૈયારી કરી રાખી હતી.

ઉમરે કહ્યું:–" ઇબ્રાહીમ! તમે પોતે પણ મારૂં દેવું પતાવતા નથી અને તમારી દિલાવર બાંદી પોતે પોતાના વેંચાણના પૈસાથી તમારૂં દેવું પતાવવાને તૈયાર થઇ છે, તેને પણ અટકાવો છો, એ ક્યાંનો ઇન્સાફ? હું ધારૂં છું કે, હવે તમે ગમે તે કરી શકો તેમ છો. સેરિના કે જે બાંદીપણામાંથી છૂટી થઇ છે, એ બાબતમાં જો કાંઇ દલીલ કે દસ્તાવેજ હોય, તો આ કાજીના સહકારી સાહેબને લાવી બતાવો જોઇએ, એથી આ મામલાનો બધો નિકાલ એકદમ આવી જશે."

ઇબ્રાહીમ આ વખતે મોટી ગુંચવણમાં આવી પડ્યો. એવા જ સાબીતી તો તેની પાસે હતી નહિ. તે સાફ સમજી ગયો સેરિનાને સ્હામી ઉભેલી જોઇને ધૂતારો ઉમર દગાથી તેને પોતાના જામાં લેવાની ખ્વાહિશ રાખે છે."

સહકારી કાજીએ કહ્યું:—" ઇબ્રાહીમ સાહેબ! મારો બહુ કીમતી ત આવા નકામા ઝગડામાં નષ્ટ થાય છે, એ મારાથી સહી શકાતું

નથી. તમારૂં દેવું પતી જાય, ત્યાં સૂધી આ બાંદી જો ઉમર શેખને ત્યાં વેચાય તો તેમાં તમને શી હરકત છે ? નકામા જેલમાં જવાને શા માટે તૈયાર થાવ છો ? બાંદીને ખરીદવા તથા વેચવાનો તો આ દેશનો એક ચાલૂ રિવાજજ છે. વળી તમારો સુખનો વખત આવતાં, તમે આવી ઘણી બાંદીઓ ખરીદી શકો તેમ હો, પણ જલ્દી કોઇ એક નિકાલ લાવો નકામી વિલંબ કરવાનો મને વખત નથી."

સહકારી કાજીની આવી વાત સાંભળીને, ઇબ્રાહીમની બન્ને આંખો લાલચોળ થઇ ઉઠી. તેના આખા બદનમાં જાણે તીવ્ર વિજળી વહેવા લાગી. ઇબ્રાહીમ દીવાનાની પેઠે ચીસ મારી બોલી ઉઠયો:— "ના–ના, જયાંસૂધી જિન્દગીમાં જીવ હશે, ત્યાંસૂધી સેરિનાને છોડી શકીશ નહિ. જ્યાંસૂધી મારા બદનમાં ખૂનનું એક ટીપું હશે, ત્યાંસૂધી હું એને વેચી શકીશ નહિ. હું ખુદાના નામે કસમ ખાઇને કહું છું કે, મારા વાલી તેને છૂટ આપતા ગયા છે. સેરિના અત્યારે આઇન મૂજબ મારા કબ્જામાં નથી. જેનાપર મારો કાંઇ હક નથી, તેને વેચવાનો પણ મને કશો અધિકાર નથી. આ જિન્દગી લગી મારે જેલમાં રહેવું પડશે, તો તે પણ બેહતર છે. પણ હું આ દેવી જેવી રહમતી જીવતી જાગતી મૂર્ત્તિ સોરનાને મારા કરજને માટે વેચવાને બિલકુલ રાજી નથી."

સહકારી કાજી સાહેબ, ઇબ્રાહીમની આવી હાલત જોઇને મનમાં ઘણોજ દિલગીર થયો. પણ તેને તો આ બાબતમાં કાંઇપણ દિલાવરી દેખાડવાનો અધિકારજ નહોતો. તે હુકમના ચાકર સિવાય બીજો કોઇ નહોતો જેથી કરીને આ મામલાનો જલ્દી નિકાલ આવી જાય, તથા આ પંચાતમાંથી પોતે પણ સવેળા છૂટો થાય, એવા ઇરાદાથી તે

બોલ્યો:—" ઇબ્રાહીમ સાહેબ ! તમારી વાતનેજ માની લઉં છું. જો એ વાત મૂજબ કહેવામાં તમારી આ દાસી ખરીદેલી દાસીપણામાંથી દરેક રીતે છૂટી થઇ ગઇ છે, તો પછી તે પોતાની મેળેજ વેચાઇને તમારૂં દેવું પતાવવાને તૈયાર થાય છે, તેમાં તમને શી હરકત છે.' તે છૂટી થઇ ચૂકી છે, તો ગમે તેમ કરવાને તેને અધિકાર છે, તે અધિકારમાં તમારાથી કાંઇપણ તકરાર ઉઠાવી શકાય તેમ નથી."

સેરિના, સહકારી કાજીની આ વાતથી ઉત્સાહિત થઇને મનમાં ને મનમાં વિચારવા લાગી કે:—" હું તો આ દુનિયાનો એક મામૂલીમાં મામૂલી જીવ છું, જેના અનાજથી આટલા દિવસ આ શરીર પોષાયું છે, એ શરીરપર તેમ મોજ સંપૂર્ણ અધિકાર છે. તેઓ જો આ કરજને લીધે જેલમાં જાય, તો પછી મારૂં શું બાકી રહ્યું ! મારી આ જિન્દગી કોને લઇને હયાત રહી છે ? જીવ જ્યારે ચાલ્યો જાય, ત્યારે પછી આ તુચ્છ શરીરની શી જરૂર છે ? હું દશ હજાર મોહોરોમાં વેચાઇશ. આ જીવનમાં કદાપિ જાુઠું બોલી નથી, કદીપણ મેં કોઇની સાથે દગો કર્યો નથી, પણ આ વખતે મારા માલિકના ભલાની ખાતર જરૂર તેમ કરીશ. ખુદા મારી મદદે છે, તો પછી મને કોનો ડર છે ? મારા આ બદનના બલિદાનથી જો મારા ફરિસ્તા જેવા માલિકનો બચાવ થશે, તેઓ આ શયતાનના કરજમાંથી છૂટા થશે, તેનાથી બીજી વધારે સુંદર વાત કઈ હોઈ શકે ? ઘણીજ ખુશીની વાત છે. ફરજ બજાવવાની આવી ઉમદા તક ઝિન્દગીમાં હવે પછી આવશે નહિ."

આવી રીતે વિચાર કર્યા પછી, સેરિનાએ સહકારી કાજીને સંબોધીને કહ્યું:—" જનાબ ! ધર્માવતાર ! હું મારા બાંદીપણામાંથી છૂટી

થવાની તમામ વાતોને ના કબૂલ કરૂં છું. મારા મરહૂમ માલિક મારી બરદાસ્તથી રાજી થઇને મને ફક્ત એટલુંજ કહી ગયા હતા કેઃ- "સેરિના! હું તને બાંદીપણામાંથી છૂટી કરૂં છું." આ બાબતમાં જ્યારે લેખી દલીલ દસ્તાવેજ કે કાગળ-પત્ર નથી, ત્યારે તમો મારી આ દાસીપણામાંથી છૂટી થવાની વાતને નામંજૂર પણ કરી શકો તેમ છો."

આવેશમાં આવી આટલું બોલ્યા પછી સેરિનાએ તેના મુખ પરના બુરખાને અલગ કરી દીધો. શા માટે? એનું કારણ તેજ જાણે, આપણે શું જાણી શકીએ? તેના ચહેરાના તેજથી તે બેઠકખાનાનો આખો ઓરડો ઝળહળી ઉઠ્યો. ઉમર, અસગર અને સહકારી કાજી સાહેબ, સેરિનાની અજબ ખૂબસૂરતી જોઇને અંજાઇ ગયા, આફ્રીન થઇ ગયા.

ઉમરે મનમાંજ વિચાર્યું કેઃ-"આ ખૂબસૂરતીની કીમત દાખલ જો મારે મારી તમામ મિલ્કત ગુમાવવી પડે તો તે પણ મારા માટે બેહતર છે. આવી પરસ્તાનની પરી જેવી ઔરત તો મેં મારી આખી ઝિન્દગીમાં જોઇજ નથી! વાહ! ક્યા કમાલ કર રહી હૈ, યહ નાજુક કસી નાજની! ક્યા શીરી અવાજ હય ઉસીકા! આફ્રીન! આફ્રીન!"

સેરિનાએ, ઉમરને તાકીને કહ્યુંઃ-" અલી ઇબ્રાહીમ સાહેબનો કશો અધિકારજ નથી, કે તેઓ મારી મરજી મૂજબ કામ કરવામાં મને કાંઈ હરકત કરી શકે! ધારો કે, હું કદાચ દાસીપણામાંથી છૂટી થઇ હોઉં, તો પણ મારૂં વેચાણ કરવાનો મને પૂરો અખત્યાર છે. અને જો તેમ ન હોય, તો ઇબ્રાહીમ સાહેબ તેઓ પોતાના કરજ બદલ

વેચવાને મુખત્યાર છે. એક મામૂલી બાંદીના કરતાં અબુ–અયુબના પુત્રની ઇજ્જત–આબરૂની કિંમત ખુબ વધારે છે. ઉમર સાહેબ–હું વેચાવાને તૈયાર છું. શી શર્તે તમે મને ખરીદવા માગો છો ?"

ઉમર આથી ખુશી થઇને બોલ્યોઃ–"આ બે હજાર સોનામોહોરો નગદ લઉં છું. બાકીની ત્રણ હજાર સોનામોહોરો તારી કિંમત કરાવું છું. તું મારા બાંદીપણાને કબૂલ કર, તારા માલિકને મારા કરજમાંથી બિલ્કુલ છૂટા કરૂં છું.'

સેરિના થોડીવાર સુધી ચિંતા કર્યા પછી બોલીઃ–"ના, સાહેબ ! મારા માલિકે બીજાની પાસે, મારી કીમત બાબત દશ હજાર મોહોરો એકવાર માગી હતી; તે આપવાને પણ કબુલ થયો હતો. હું દશ હજાર મોહોરો મળ્યા વિના વેચાવા માગતી નથી."

એક સાથે દશ હજાર મોહોરોની વાત સાંભળીને, ઉમર શેખના મનમાં ઘણો ભય પેદા થયો. આટલા રૂપિયાની વાત સાંભળી તેનું કલેજું કપાવા માંડયું. એક બાંદીની દશ હજાર અશર્ફીઓ ! ગજબની વાત છે ને ! પણ ફિકર નહિ, ગમે તેમ પણ તે આ ખલ્કની હૂર છે, તેની ખૂબસૂરતીની કિમતજ આંકી શકાય તેમ નથી !"

આ વખતે શયતાન તેના દિલમાં, શક્તિનો વિકાશ કરીને બોલ્યોઃ–"તારા જેવો મુજી, મકખીચૂસ, બેવકૂફ, કંજુસ, મેં આ દુનિયામાં બીજો કોઇ પણ જોયો નથી. દૌલતને લઇને તું શું જન્નતમાં જવાનો છે ? મુઆ પછી એ દૌલત તારી સાથે આવવાની છે. જિન્દગી લગી તું એ દૌલતને એકઠી કરવા માટે ઘણી ઘણી મુશીબતો વેઠતો આવ્યો છે, પણ મુશીબત વેઠવી જેમ તારી મરજી ઉપર છે, તેમ સુખ ભોગવવાનો અધિકાર શું તારી મરજીને તાબે નથી ?

મોટા મોટા ઉમંગાવો, જે સેરિનાને મેળવવા માટે તલસી રહ્યા છે, તેને તું તરછોડી કાઢે છે? રૂપિયાની નજરે જો, તો પણ ભવિષ્યમાં તને તેમાં કશું નુકસાન થાય તેમ નથી. એ ઉપરાંત વખત અને તકનો વિચાર કરી તથા ખરા દિલની ખ્વાહિશને પૂરી કરી, વીસ હજાર મોહોરોમાં તું આ પરી જેવી બાંદીને ફરીવાર ઘણીજ ખુશીની સાથે વેચી શકે તેમ છે! તું આવી મોટી મોટી મતલબોમાં માથું ઘાલીને મોટાં મોટાં કામો કરે છે, પણ આવી સાદી અને સહેલી વાત તારા સમજવામાં આવતી નથી? ઉમર! વિલંબ ન કર, વિલંબથી કામમાં નુકસાન થશે અને તારા મનમાં પૂરો પસ્તાવો રહી જશે."

શયતાનની ઉશ્કેરણીથી ઉમરે મનમાંને મનમાંજ વિચાર્યું કે:—"કાં તો આ પાર અને કાં પેલે પાર! પણ આ કામને દશ હજાર રૂપિયામાંજ ખતમ કરવું પડશે."

કાજીનો સહકારી પણ આટલી બધી ઢીલ થવાથી ઘણો ચીડાઇ ગયો હતો, તે બોલી ઊઠયો:—"ઉમર સાહેબ! હું સરકારનો ચાકર છું. તમારા જેવા વ્યાજખોર વહેપારીઓને વખત ઘણો મળતો હશે, પણ મારા માટે તેમ નથી. હવે હું તમને હુકમ કરૂં છું કે, જેમ બને તેમ જલ્દી આ મામલાનો ફેંસલો લાવો."

ઉમર શેખ, સહકારી કાજીની આવી ધમકી સાંભળીને બોલ્યો: "સેરિના! મારા પર જરા મેહરબાની કર. હું તને છ હજાર અશર્ફી આપવાને તૈયાર છું."

સેરિનાએ કહ્યું:—"તમારી પેઠે બે પ્રકારની વાતો લઇને અમો કોઇ પણ કાર્ય કરતાંજ નથી, ઉમર સાહેબ! તમને જેકહ્યું છે, તે-

માંથી એક કોડી પણ કમ થશે નહિ. તમે એમ ન ધારતા કે, હું તમારી સાથે મશ્કરી કરી રહી છું !"

ઉમર શેખે લાચારીથી સેરિનાની વાતને કબૂલ રાખી. રૂપિયા તેની સાથેજ હતા. તે ઇબ્રાહીમના મકાનપર આવનાં પહેલાં બીજા એક ખાતાદારને માટે, દશ હજાર મોહોરોની એક હુંડી સાથેલઇ આવ્યો. હતો. એ હુંડીપરજ તેનો આધાર હતો.

કમ્પતા હાથે તે હુંડી બહાર કાઢીને, તે સહકારી કાજીના હાથમાં આપી બોલ્યો કેઃ—" આપ ખુદ જહાંપનાહ ! અત્યારે અહીં હાજર છો. આલો દશ હજાર મોહોરોની હુંડી ! અને આ ખરીદેલી બાંદીના વેચાણ સંબંધમાં એક લેખ લખી આપવાનું આપ ફરમાવો."

કાજીના સહકારીએ કહ્યું:—ઇબ્રાહીમ સાહેબના કરજ વસુલ કરવાની બાબતમાં, જે સઘળા કાગળ પત્રો, તમો અદાલતમાંથી પાછા મેળવી શકશો, તેમાં તમારી આ ખરીદેલી બાંદીના ખરીદવાની વાત તથા ઇબ્રાહીમ સાહેબનું દેવું પતાવવાની વાત ખાસ કરીને લખવામાં આવશે. એટલા માટે બીજું કાંઇ કરવાની કશી જરૂર નથી."

ઉમરે કહ્યું:—" ત્યારે હવે ચાલ, સેરિના મારી સાથ."

સેરિનાએ કહ્યું:—" મારા માલિકનો દસ્તાવેજ મને પહેલાં આપી દો. તેમનું કરજ કેટલું છે અને કર્જના દસ્તાવેજમાં શું લખેલું છે, તે જોયા વિના હું તમારી સાથે આવી શકીશ નહિ."

ઉમર શેખે, લાચારીથી એ કરજનો દસ્તાવેજ બહાર કાઢી સેરિનાના હાથમાં આપ્યો. સેરિના તેના ટુકડે ટુકડા કરી જમીન પર ફેંકીને બોલી:—"ખરેખર આજે મારા માલિક તમારા જેવા બેદિલ બેદાદગર અને બેરહમ આદમીના દેવામાંથી છૂટા થયા !"



ફરિશ્તા ઇબ્રાહીમ ! મને ઝિન્દગીને માટે રવાનગી આપો ......

ફીકા ચહેરાથી તથા કંપતા દિલથી તે દશ હજાર રૂપિયાની હુંડીને ઇબ્રાહીમના પગ પાસે મૂકી આંખમાં આંસૂ લાવી સેરિના બોલી "ફરિસ્તા ઇબ્રાહીમ! મને ઝિન્દગીને માટે રવાનગી આપો. આજ સુધી આપની મહેરબાનીથી આ શરીર પોષાયું છે. આપનું અનાજ ખાઇનેજ મારૂં આયુર્દન ટકી શક્યું છે. આપના નીમકમાંથી કેટલેક દરજ્જે છૂટી શકી છું તથા આ શયતાનના પંજામાંથી આપને છોડાવી શકી છું. એ બદલ હું મને પોતાને મગરૂર માનું છું. તેમ છતાં પણ આ વાત ખસુસ યાદ રાખજો, માલિક! આપના આ દુઃખના દહાડા કાયમ રહેશે નહિ. ફરીવાર આપના સૌભાગ્યના આકાશમાં સુખનો આફતાબ ઉગી નીકળશે. અને જો ખુદા કરશે તો હું ફરીવાર તમારા આશ્રયમાં આવી રહીશ. આપ ચોક્કસ ખાત્રી રાખજો કે જે હમેશાં ફરિસ્તાઓની બરદાસ્તમાં ટેવાઇ જાય છે, તે કદી પણ શયતાનની સેવાને કબૂલ રાખી શકતાં નથી."

ઇબ્રાહીમ એ હુંડીને દૂર ફેંકીને બોલ્યો:—" ના—ના, સેરિના, તું અહીંથી ન જા. મારા શિર પર સખ્ત જખમ કરીને તું ક્યાં જઇશ? જુલ્મી ન થા, સેરિના, જાલિમ ન થા! જે મારી દિલની દેવી છે, જેણે મારા દિલમાં હમેશાં રોશની પ્રકટાવી છે, જે મારી દિલગીરીમાં મને ધીરજ આપનારી છે, દુઃખમાં સહાનુભૂતિ દેખાડનારી છે, જે મારા જિગરને રોશન કરનારી છે, શરીરને સંજીવન કરનારી શક્તિ છે, તેને વેચીને હું કરજમાંથી છૂટો થાઉં? ના—હરગિજ નહિ. આ શું તારા અસંખ્ય અહેસાનનો બરાબર બદલો વળ્યો કહેવાય કે? ના—ના. મારાથી તેમ થઇ શકશે નહિ. આ કરજના રૂપિયા ન પતાવવાથી કદાચ મારે જેલમાં જવું પડશે. પણ તે કાંઇ આખી જિન્દગીને માટે જવું પડશે નહિ. છ માસ જેલમાં રહેવાથીજ એ કર-

જની જવાબદારી દૂર થઇ જશે. શું તું મને જેલખાનાના દુઃખની વાત કહેવા માગે છે? તારા વિયોગની વેદના કરતાં, ઘણા દુઃખવાળા જેલખાનાની વેદના પણ મારા માટે સેંકડોગણી બહેતર છે. તેં મારા જે ઘરમાં રોશની કરી છે, તે ઘરમાં હવે અંધારૂં કરી જઇશ નહિ. તું મારે ઘેરછે, એ ફિકરમાં પણ હસતા મુખે હું જેલના દુઃખને સહન કરીશ. જઇશ નહિ નિષ્ઠુર, તું મને છોડીને ચાલી જઇશ નહિ. નહિ તો મારૂં કમોત જ થશે."

ઇબ્રાહીમ વિશેષ બોલી શકયો નહિ. દારુણ ઉશ્કેરણીથી તેનો અવાજ રૂંધાઇ ગયો અને બન્ને આંખો લાલચોળ થઇ ઉઠી. તેના જિગરમાં કયામતનું ભારી તૂફાન પેદા થયું. તે તૂફાનના તીવ્ર વેગને સહન ન કરી શકવાથી ઇબ્રાહીમ બેભાન થઇને જમીનપર ગબડી પડયો.

સેરિના અને મુબારકે, તરતજ બીજાં બધાં કામો પડતાં મૂકીને, માલિકની બરદાસ્ત શરૂ કરી દીધી. તેઓ તેને ઉંચકીને જોડેના ઓરડામાં લઇ ગયા અને ત્યાં એક પથારીપર તેમણે તેને સૂવડાવી દીધો. થોડીવાર બરદાસ્ત કરવાથી, ઇબ્રાહીમ જાણે કાંઇક સાવધ થયો. પણ તેમ છતાં પણ તેના હોઠ કંપવા લાગ્યા, આંખો મીંચાઇ ગઇ.

આ બધો બનાવ જોઇને, પત્થર જેવા દિલના ઉમરના મનમાં શું થતું હતું, તે અમો કહી શકતા નથી. તેમ છતાં પણ તેના જેવો શયતાન પણ આ બનાવથી કાંઇક નારાજ થયો હતો, એમ તેનું મોઢું જોતાંજ જણાઇ આવતું હતું.

સહકારી કાજી હવે ઢીલ ન કરી શકવાથી બોલ્યો:–" સેરિના બીબી! મારા કામમાં હવે ઘણી ખલલ પડે છે. તમે જલ્દી આમ આવો."

કાઝીની બૂમ સાંભળીને સેરિના ગભરાટથી કંપતી હરિણીની પેઠે ત્યાંથી રવાના થવાને તૈયાર થઇ. જતાં પહેલાં આંસૂભરેલી આંખોથી તેણે મુબારકને કહ્યું:–"ભાઇ મુબારક! આ જિન્દગીને માટે તું મને હવે વિદાય આપ. મારા માટે તેં ઘણું કર્યું છે, ઘણું વેઠયું છે. તેનો બદલો વાળી શકી નથી, એથી ઘણી દિલગીર છું. ભાઇ! જેમ બને તેમ જલ્દી ગમે તે ઇલાજે તું મને મળતો રહેજે. મારી ખબર તને વચ્ચે વચ્ચે પરોપકારી જુલુસની પાસેથી મળતી રહેશે. તને મારી છેવટની ભલામણ એ છે કે, આ હુંડીને તું તારી પાસેજ રાખજે. કાલે રાત્રે તને જે બે હજાર રૂપિયા આપ્યા છે, તેમાંથી એક હજાર રૂપિયા લઇને તું માલિકના છૂટા છવાયાં કરજોને પતાવી દેજે. વળી આ હુંડીને છૂપી રીતે વટાવીને તેમાંથી માલિકનો હમેશનો ખર્ચ ચલાવજે. માલિકના હાથમાં હુંડી જશે, તો તેઓ નફરતની સાથે તેને ફાડી નાખશે, માટે તેની ખાસ સંભાળ રાખજે. ખબરદાર! આ હુંડીને તેઓ ન જોઇ જાય! બસ, હવે વિદાય થાઉં છું, મુબારક!"

સેરિના, હવે એક પળવાર પણ થોભી નહિ. ને કાઝીના સરકારીની પાસે જઇને બોલી:–"હું તૈયાર છું! ચાલો, ઉમર સાહેબ! મને કયાં લઇ જવા માગો છો? તમે આજથી મારા માલિક થયા છો; તેમ છતાં પણ મારે લાચારીથી કહેવું પડે છે કે, તમારા જેવા બેદિલ અને બેરહમ–પત્થર મેં ખૂબ કમજ જોયા છે."

મુબારક ત્યારે માલિકની સારવારમાં ગુંથાયો હતો. તેમજ સેરિના પણ એટલી બધી ઉતાવળી ત્યાંથી ચાલી ગઇ હતી, કે જેથી મુબારકને કાંઇપણ કહેવાની તકજ મળી નહિ.

તે દાંત સાથે દાંત પીસીને બોલ્યોઃ—"શયતાન ઉમર શેખ! હમણાંજ તારૂં ખૂન કરીને, સોરનાને તારા બાંદીપણામાંથી છોડાવી શકું તેમ હતો, પણ તેમ ન કર્યું, તેનું કારણ ફક્ત, મારા આમૂર્છિત થયેલા માલિકજ છે! તેમની મેહરબાનીથીજ તું આજે મારા હાથમાંથી આબાદ બચી ગયો છે. પણ એક દિવસને એક દિવસ, મારી આ લોહીના પ્યાસી છૂરી, તારા જીગરનું લોહી પીધા વિના રહેશે નહિ. એક દિવસે ને એક દિવસે મારી એ માનવંતી સેરિના, મારા માલિકના ગળાંના હારરૂપ થઇ પડશે, તેમના દિલ સાથે ભેટી પડશે. તારા જેવો શયતાન જેથી તેના બદનને અડકી પણ ન શકે, એનો ભાર મારા શિરપરજ રહેશે. હું તેનો બરાબર બંદોબસ્ત કરીશ તથા તેનાપર જો કાંઇપણ જુલ્મ ગુજારીશ, તે તને તરતજ જહન્નમમાં રવાના કરી દઇશ. સેરિનાનું દિલ જે વસ્તુથી ઘડાયું છે, તે તે હું બહુ સારી રીતે જાણું છું. શયતાન! તારામાં શી તાકાત છે કે, તું તેના શરીરનો સ્પર્શ પણ કરી શકે? ખુદાએ જેને બાદશાહી બેગમ બનાવીને મોકલી છે, તે હરગિજ તારા જેવા કમનસીબ ગુલામના વિલાસ કે અયેશની બાંદી થશે નહિ."

ખરેખર આ વખતે મુબારકના મનમાં ઉમરનું ખૂન કરવાની ઇચ્છા પ્રબળ થઇ ઉઠી હતી, માલિકના દુશ્મનનો નાશ કરી તે જેલમાં કે મોતના મુખમાં જવાને પણ તૈયાર થયો હતો. પણ તે તેમ કરી શકયો નહિ. ઇબ્રાહીમના બેભાન થવાથીજ ઉમરની જિન્દગી તે વખતે તેના સપાટમાંથી આબાદ બચી ગઇ.

# પ્રકરણ ૧૩ મું



## ગેબી બચાવ

"સેરિના ક્યાં છે?"

"તેની ફિકર ન કરો, ખુદાવિંદ!"

"હું કેવું બિહામણું ખ્વાબ જોતો હતો, મુબારક! ખરૂં કહે સેરિના ક્યાં છે?"

"તે આ મકાનમાં જ છે."

"ખોટી વાત! મુબારક જિન્દગીમાં તું કદીપણ જૂઠું બોલ્યો નથી, તો આજે શા માટે બોલે છે? જો તે આ મકાનમાંજ હોય, તો તે મારા આ દુઃખના વખતે તે રહમવાળી દેવી, મારી પથારીનું પડખું છોડી બીજે બેફિક્ર થઇ શી રીતે રહી શકે?"

"ખાવિંદ–મહેરબાન માલિક–"

મુબારક વધારે બોલી શક્યો નહિ. તેનાં બન્ને ચશ્મ અશ્કથી ઉભરાઇ આવ્યાં. તેણે કહ્યું:–" એ વાત કહેતાં મારી છાતી ફાટી જાય છે!"

ઇબ્રાહીમ એક દિલભેદક ઊંડો નિઃસાસો નાખીને બોલ્યો.- " તારા કહેવા પહેલાંજ હું તે જાણી ગયો છું. જ્યારે સેરિનાના ચાલ્યા જવાની ખબરથી મારો આ પત્થર જેવો જીવ બહાર નીકળતો નથી, ત્યારે હું બધાં દુઃખો વેઠવાને તૈયાર છું. પત્થર જેવું સખ્ત દિલ કરીને હું તમામ દુઃખોને સહન કરીશ. કહે મુબારક! ત્યારપછી શું બન્યું છે? "

ઇબ્રાહીમનાથી હવે બોલી શકાયું નહિ. તેની બન્ને આંખો પાછી આંસુથી ભરાઇ આવી. તે આંસુની ધારા તેના સૂકાયલા ગાલ પરથી વહીને સફેદ પથારીપર પડવા લાગી.

ઇબ્રાહીમે ફરીવાર પાસું બદલીને આંખો મીંચી. ત્યારપછી તે મુબારકને એક પણ સવાલ પૂછી શકયો નહિ.

હકીમે જે દવાનો બંદોબસ્ત કરી આપ્યો હતો, તે મુબારક સમજાવી ફોસલાવીને ઇબ્રાહીમને પીવડાવતો હતો. રોગને ધર્તી કરી પાળવામાં પણ તે કશી ખામી રહેવા દેતો નહોતો.

ઇબ્રાહીમે ફરીવાર આંખો ઉઘાડી ઉદાસીભરેલી આંખોથી એક-વાર તે ઓરડાની ચોમેર તેણે નજર ફેરવી. તેણે જોયું કે, સઘળા ઘરના શણગારની સાથે સેરિનાની યાદગીરી જડાયલી હતી. તે ઓર-ડામાં જે કાંઇ ચીજો હતી, તે બધી તેના હાથથી ગોઠવાયલી હતી, તેની રુચિ મૂજબ તેણે બરાબર ગોઠવી રાખી હતી.

ઇબ્રાહીમ ભાંગ્યા તૂટયા સ્વરથી મનમાં ને મનમાંજ બોલવા લાગ્યોઃ—"તે મારી શું નહોતી? તે તો મારૂં સર્વસ્વ હતી. તે મારી આંખોની તારા, નાસિકાનો નિશ્વાસ, જિગરનો જીવ, કલેજાનો ટુકડો હતી. મારી નસેનસમાં તેનુંજ લોહી ઉછાળા મારી રહ્યું હતું. તે મારા રોગની દવા હતી, પીડામાં ધીરજ હતી, તંદુરસ્તીમાં જીવનશક્તિ હતી. તે મારી આશા, આનંદ અને ચશ્મની રોશની હતી. હાય! પળ વાર પણ જેને આંખોથી અળગી કરી શકતો નહોતો, તે આખી જિન્દગીને માટે હું શી રીતે ત્યાગી શકીશ?"

"તેણે મારા માટે શું નથી કર્યું? પોતાનું સર્વસ્વ વેચીને, તેણે મારી ઝિન્દગી બચાવી છે. પોતે વેચાઇને એક શયતાનને ત

થઇને, તેણે મને જેલખાનાની વેદના અને ઇજ્જતીમાંથી બચાવ્યો છે. પડછાયાની પેઠે ઝિન્દગી સુધી મારી તાબેદારી ઉઠાવીને, તેણે મારા દરેકે દરેક હુકમને બજાવ્યો છે. મારા સુખને માટે તેનું જે કાંઇ હતું તે તેણે કુરબાન કર્યું છે. તેના સુખ, દુઃખ, સ્વાર્થ અને ઉંચી ખ્વાહિશો વગેરે સર્વને તેણે મારા સ્વાર્થની સાથે સાંધી દીધું છે ? ”

“ આ દુનિયામાં કોઇની સાથે એની સરખામણી થઇ શકે તેમ નથી. રૂપમાં અને ગુણમાં, તે જાણે સ્ત્રી સમાજમાં ગૌહર રૂપ છે. એવા ગુણ, એથી ખૂબસૂરતીનો ખજાનો, એવી દિલાવરી, એવો આત્મત્યાગ વગેરે બધું એકી સાથે તેને આપીને તેં તેને મારી પાસે શા માટે મોકલી હતી ખુદા ? જો તેં મને તેને સોંપી હતી, તો પછી શા માટે છીનવી લીધી ? હું અમીરમાંથી ફકીર થયો છું, બધાના પૂજ્ય અને માનવંતા પુરુષનો પુત્ર હોઇને, હું અત્યારે આખી આલમના તથા નીચમાં નીચ આદમીના ઉપહાસને લાયક થયો છું, ખુલ્લા રસ્તાપર બેઇજ્જત બની રહ્યો છું, તેમ છતાં પણ હું તેનું મ્હોં જોઇને એ સઘળું સહન કરતો હતો. ઝિન્દગી પર નફરત આવવાથી, ઘણીવાર મેં આપઘાત કરવાનો ઇરાદો કર્યો હતો, પણ તેનો ચહેરો જોતાંની સાથેજ મારો તે ઇરાદો બદલાઇ જતો હતો. જે મારી આશા, ઝિન્દગીની તાકાત, અને આનંદના આધાર જેવી હતી, તેને જ્યારે હે પરવરદિગાર ! તેં મારી પાસેથી છીનવી લીધી છે, ત્યારે હવે મારે જીવીને શું કરવું છે ? ”

“ જોતજોતામાં ચોવીસ કલાક તો વીતી ગયા. કાલે આ વખતે, આ ઉજળા બપોરે, તે મારા ઘરને રોશન કરતી હતી અને

આજ નહિ! એવું કારણ શું હું નથી સમજી શકતો કે, એ શયતાનના જુલ્મ તથા ધિક્કારને તાબે થઇને તે કોણ જાણે કેવું દુઃખ ભોગવી રહી હશે! સૂર્યના સખ્ત તાપથી સૂકાયલાં ખીલેલાં ગુલની માફક તે કોણ જાણે કેવી મલિન થઇ ગઇ હશે! ભયથી, ત્રાસથી અને તાબેદારીના સખ્ત જુલ્મથી, તેને બિચારીને કોણ જાણે કેવી પીડા થતી હશે! ઓહ! આ દિલભેદક ચિંતા હવે મારાથી સ્હેવાતી નથી. ”

ઇબ્રાહીમે ફરીવાર આંખો મીંચી લીધી, એવામાં એક ગ્લાસમાં થોડુંક દૂધ લાવીને મુબારકે ધીમા અવાજથી કહ્યું:-“સાહેબ! સૂતા છો કે! હકિમ આપને દર અર્ધા કલાકે ઉનું દૂધ પીવાનું કહી ગયા છે. ”

ઇબ્રાહીમ સૂતો તો નહોતો તેથી તે તરતજ આંખો ખોલીને બોલ્યોઃ-“ મુબારક! આ ઝિન્દગીમાં કશું સુખ નથી, જે ઝિન્દગી પહેલેથી છેલ્લે સૂધી નિરાશાથીજ છવાયલી છે, તે ઝિન્દગી જેમ બને તેમ વહેલી ફના થાય, એજ મારા માટે બહેતર છે. મારી જાન તો ઘણા વખત થયાં ચાલી ગઇ છે. અત્યારે જે ઇબ્રાહીમને તું જોઇ રહ્યો છે, તે તેનો પડછાયોજ છે. મને ભૂખ્યોજ મરવા દે મુબારક!”

માલિકના આવાં વચનો સાંભળીને મુબારકે કહ્યું:-“ સ્થિર થાઓ, શાન્ત થાઓ, મારા માલિક! આફતમાં ધીરજના જેવો બીજો કોઇ દોસ્ત નથી. આપને હું એક ખુશખબર સંભળાવું છું. ”

“ શી ખબર સંભળાવે છે મુબારક? ”

“ સેરિનાની બાબતમાં આપ બિલકુલ બેફિકર રહો ખાવિંદ. ”

"કેમ? મારી હૃદયદેવીના સંબંધમાં તને કાંઇ નવી ખબર મળી છે?"

"હમણાંજ જાુલુસખાં મારી પાસે આવ્યો હતો."

"અહા! તે ઘણો ભલો માણસ છે એક શયતાનનો ગુલામ હોવા છતાં પણ, બીજાનું દુઃખ દેખીને તેનું જગર રડી પડે છે. જાુલુસખાં શું કાંઇ નવી ખબર આપી ગયો છે કે?"

"પહેલાં આ દુધ પી લો. સેરિનાએ આપને એક પત્ર મોકલાવ્યો છે."

"ક્યાં છે એ પત્ર? હું પહેલાં એ પત્ર વાંચવા માગું છું."

મુબારક તેના માલિકના સ્વભાવથી સારી રીતે માહિતગાર હતો. ખરેખર સેરિનાએ ઇબ્રાહીમને એક પત્ર લખ્યો હતો અને કેટલીકવાર પહેલાં જાુલુસખાંએ પત્ર મુબારકના હાથમાં આપી ગયો હતો. લાચાર થઇને મુબારકે, એ પત્ર તેના માલિકના હાથમાં આપ્યો.

એ પત્રમાં લખ્યું હતું કેઃ— મેહરબાન માલિક! આ ચોવીસ કલાકમાં આપના પાક પગલાંથી જૂદી પડીને હું મરણતોલ થઇ પડી છું. પણ એથી આપ જરાપણ નારાજ થશો નહિ. જે ખુદાની રહમમાં મારી પૂરી આસ્થા છે જે ખુદા મારી અંધારી ઝિન્દગીની રોશની રૂપ છે, જેની મેહરબાનીપર ભરોસો રાખીને, મેં હિમ્મતથી કમર કસી છે, તેનીજ કૃપાથી હું આપની સાથે ફરીવાર આવી મળીશ! હાલમાં આપણને હું એક ખુશખબર આપું છું. ઉમર શેખ મને પોતાના ખાસ ઓરડામાં લઇ જવાની હામ ભીડી શક્યો નથી. તેની જો તાકિત બીબી, અત્યારે ખુદાની ઇનાયત કરેલી મદદ તરીકે, મારાપર અહેશાન કરે છે. ઉમરે એક ભરોસાદાર બાંદીના

જુમ્માપર મને તેના બગીચામાં રાખી છે. એક દિવસ વીતી ગયો છે. છતાં પણ તેની સાથે મારી મુલાકાત થઇ નથી. ઉમરનો એ ભલો નોકર, જુલુસખાંજ ઘરમાંથી મને ખાવાપીવાનું લાવી આપે છે. વળી એ સાંભળીને આપને અજાયબી થશે કે, એ તાકિત બીબીજ મને બરાબર વખતસર ખાવાનું મોકલી આપે છે. બીજાના દુઃખથી દિલગીર થનાર જુલુસખાંના મ્હોંએથી તાકિત બીબીએ બધી હકીકત સાંભળીને મારા તરફ ખૂબ દિલસોજી દેખાડી છે. તેજ એ જુલુસખાંની મારફત ગમે તે ઇલાજે મને ઉમરના પંજામાંથી છોડાવવા માગે છે. એવો સારો દિવસ કયારે આવશે, એનો હું અત્યારે કહી શકતી નથી. હું હમેશાં આશામાંને આશામાં એક શુભ દિવસની ગણતરી કરી રહી છું. જુલુસખાં મને એક સુખના સમાચાર આપી ગયો છે, કે તાકિત બીબીને ઉમરની વિરુદ્ધમાં ઘણી વાતો ભરમાવીને, તે કજીયાળી તીખી ઓરતના મનને એટલું બધું ઉશ્કેરી દીધું છે કે, તે તેના એક પળવારને માટે પણ બહાર નીકળવા દેતી નથી, અને કદાચ બહાર જવાદે છે તો જુલુસખાંને સાથે મોકલ્યા વિના રહેતી નથી. ”

આપની હમેશની છાયામાં રહેવા ચાહતી

“ **બાંદી સેરિના** ”

ઇબ્રાહીમ આ કાગળ વાંચીને તથા કાગળમા લખેલી હકીકતનો બરાબર વિચાર કરીને જાણી ગયો કે:—“ ખુદાની મેહરબાનીથીજ સેરિના આ પરીક્ષામાં પસાર થઇ છે ને થશે. ફરીવાર તે પાછી મારી પાસે ચાલી આવશે. તેના રૂપની રોશનીથી ફરીવાર મારૂં અંધારાવાળું મકાન પ્રકાશિત થશે—ઝળહળી ઉઠશે. ફરીવાર મારા સુખના દહાડા આવી જશે.

ઇબ્રાહીમ આરાથી ખીલી ઉઠેલા દિલથી, હસતાં ચહેરાથી, મુબારકને સંબોધીને બોલ્યો કેઃ–"મુબારક ! મારૂં આ ભવિષ્યનું સુખ–સ્વપ્ન શું સફળ થશે? સેરિના શું ફરીવાર મારી પાસે પાછી આવશે? મને તે ધીરજ આપવા માટે આવાં વચનોથી છેતરતી તો નહિ હોય ને? "

મુબારક માલિકને ખુશાલીમાં આવેલો જોઇને મનમાંને મનમાંજ ઘણો ખુશ થયો. તે ભારી અવાજથી બોલ્યોઃ–" આપ તો હમેશાં જાણો છો, ખુદાવિંદ ! કે સેરિના હરગિજ જૂઠું બોલે તેવી નથી તેણે જે લખ્યું છે, તે સંપૂર્ણ સત્ય છે. વળી આપના સંતોષને માટે, હું ગમે તે ઇલાજે, એક બે દિવસમાં તેની સાથે એકવાર મુલાકાત કરી આવીશ. "

મુબારકના મ્હોંએથી આવા ધીરજનાં વચનો સાંભળી, ઇબ્રાહીમને ઘણી શાંતિ મળી. તે દિવસે તેનું દિલ જાણે હદબેહદ ખુશ થયું.

## પ્રકરણ ૧૪ મું

### ગેબી મદદ

જે દશ હજાર મોહોરોની હુંડી ઉમર શેખ સેરિનાના વેચાણની કીમત દાખલ આપી ગયો હતો, તે મુબારકની પાસે હતી, એ વાત વાંચકોના ખ્યાલમાંજ હશે.

મુબારકે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–" આટલી બધી અશર્ફીઓની હુંડીને આવી આફતના દિવસોમાં આ રખેવાળ વગરના

મકાનમાં ન રાખતાં બીજે કોઇ સારે ઠેકાણે રાખવી એજ મુનાસીબ છે. પણ એવું ઠેકાણું ક્યાં છે? કોનાપર ભરોસો રાખીને આટલી મોટી રકમની હુંડી સોંપી શકાય તેમ છે?"

મુબારક ઇસહાકના ઘરનાં તમામ માણસોનો જાણીતો હતો. કારણકે, ઇસહાકેજ પોતાના આ વફાદાર બંદા મુબારકને, ઇબ્રાહીમની ખિદમત માટે ખાસ બંદા તરીકે મોકલ્યો.

મુબારકે મનમાં ને મનમાંજ વિચાર્યું કે:-"આ હુંડીની વાત જો હું કદાચ ઇબ્રાહીમ સાહેબને કહીશ તો તેઓ બહુજ દિલગીર થશે. તેમજ સરિનાના વેચાણના રૂપિયાનો કાંઇપણ દુરુપયોગ થાય એ પણ મુનાસિબ નથી."

આ પ્રમાણે ઘણા વિચારો કર્યા પછી તેણે નક્કી કર્યું કે, ઇસહાક સાહેબના કોઇ નોકર મારફત આ હુંડી વટાવીને તેના રૂપિયા કરાવવા પડશે. અજમેરની કોઇપણ પેઢીમાં આટલા બધા રૂપિયા એકી સાથે જમા કરાવવા ઉચિત નથી, કારણ કે એ વાત હમેશાં છૂપી રહી શકશે નહિ. જો કદાચ એ વાત જાહિર થઇ જશે, કે અજમેરની અમુક પેઢીપર ઇબ્રાહીમની દશ હજાર મોહોરો જમા છે, તો લોકો તેમને માટે ખોટો ખ્યાલ કરીને એમ કહ્યા સિવાય રહેશે નહિ કે, હાથમાં રૂપિયા હોવા છતાં, ઇબ્રાહીમ વહેપારીઓને દગો દેવા માટે આવા ઇલાજ યોજી રહ્યો છે."

મુબારકે મનમાં ને મનમાંજ વિચાર્યું કે, દિવસના વખતે ઇસ્હાક સાહેબના મકાનપર જવું વ્યાજબી નથી. રાત્રે જવું એજ વધારે મુનાસિબ છે. એકાદ બેલ-ગાડી અથવા એકકો કરીને ત્યાં જવામાં કાંઇપણ હરકત આવશે નહિ.

ઇબ્રાહીમ હવે કોઇની સોબતને વધારે પસંદ કરતો નહોતો. એકાંતમાં રહેવાનુંજ તે ચહાતો હતો. રાત્રિના નવ વાગ્યા સુધીમાં તો તેનું ખાવાપીવાનું તમામ કામ પતી જતું હતું. ત્યારપછી મુખ્ય રૂ. પોતાના ઓરડામાં જઇને સૂતો હતો. આથી મુબારકે મનમાં ને મનમાંજ વિચાર્યું કે, રાત્રિના નવ વાગ્યા પછી માલિક હમેશનાં રિવાજ મૂજબ સૂઇ જશે, એટલે તેમને જણાવ્યા સિવાયજ હું ઇસહાક સાહેબના મકાનપર ઘણીજ ખુશીની સાથે જઇ શકીશ. ફતેપુર, અજમેરથી આવતાં જતાં આઠ ગાઉ થાય છે, એટલે સારા ઘોડાવાળા ચાલનાર એક્કાપર જવાથી ફજર પહેલાંજ પાછું અજમેર શહેરમાં દાખલ થઇ શકાશે."

ત્યાર પછી તે સેરિનાએ આપેલી બે હજાર સોના મોહોરોના સંબંધમાં વિચાર કરવા લાગ્યો. તેણે મનમાં ને મનમાંજ નક્કી કરી લીધું કેઃ–" પહેલાં તો આ દસ હજાર મોહોરોજ ઇસહાક સાહેબની પેઢીપર જમા કરાવી આવું. ત્યાર પછી સેરિનાની સલાહ મૂજબ એ બે હજાર મોહોરોમાંથી તેમના નીચ સ્વભાવના લેણદારોનું છૂટક દેવું પતાવી દઇશ. " આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાના ભવિષ્યના કામોનો નિર્ધાર કરી લીધો. અને ત્યારપછી તે ઉત્સાહ અને આનંદની સાથે પોતાના કામકાજમાં ગુંથાઇ ગયો.

બપોરે મુબારક ઘરની જરૂરી ચીજો ખરીદવા માટે શહેરમાં ચાલ્યો ગયો. ઇબ્રાહીમ તેના ઉપરના બેઠકખાનામાં બેસી એક પુસ્તક વાંચી રહ્યો હતો, એવામાં એક જણે બ થી આવીને તેને બોલાવ્યોઃ–" ઇબ્રાહીમ સાહેબ! ઘેર છો કે?"

અવાજ સાંભળીને ઇબ્રાહીમે, અગાસીપરથી મ્હોં બહાર કાઢીને જોયું કે, નીચેના જે આદમી તેને બોલાવી રહ્યો હતો, તે કાજીનો

પ્યાદોજ હતો. ફરીવાર કાજીના પ્યાદાને પોતાના ઘરના દરવાજાપર આવી ચઢેલો જોઇને તે ઘણોજ ફિકરમંદ બનીને નીચે ઉતરી આવ્યો.

એ કાજીનો પ્યાદો પહેલા જણાવેલા સાધારણ આઠ વહેપારીઓના નાલિશીની અરજીની નકલો આપી ગયો. ઇબ્રાહીમ, અત્યંત અપ્રસન્ન મનથી, તેની રસીદો આપીને ઉપર ચાલ્યો આવ્યો.

ઉપર આવ્યા પછી એક મનથી તે અરજીઓને બરાબર ધ્યાન સાથે વાંચવાથી ઇબ્રાહીમ જાણી ગયો કે, જેમની પાસેથી તેણે છૂટું છવાયું કરજ કર્યું હતું, તે એણે ઉમરની બદ સલાહથી આ નાલિશ રજૂ કર્યો છે. કાજી સાહેબે આ અરજીપર હુકમ ફરમાવ્યો છે કેઃ-"દેણદાર જો ચોવીસ કલાકની અંદર આ દેવું ન પતાવી શકે, તો તેને જેલમાં જવું પડશે. કારણકે, આ પહેલાંના બનાવપરથી સાબીત થયું છે કે, એ ઇબ્રાહીમ એક બેકસ અને દગાબાજ દેવાદાર છે."

એ કાજી સાહેબ બીજો કોઇ નહોતો, પણ આપણો પહેલાંના જાણીતો તે ખુદાદાદજ હતો. એ ખુદાદાદની સાથે એક દિવસ અયુબનો સારો સંબંધ હતો. સુખના દિવસોમાં ઘણા દોસ્તો મળી આવે છે પણ દુઃખના દિવસોમાં કોઇ કોઇનું રહેતું નથી. તે ઉપરાંત કાજી ખુદાદાદે, ઉમર શેખ પાસેથી પાંચસો અશર્ફીઓ રિશ્વત દાખલ લીધી હતી. નગદ રૂપિયાની ભેટ અને પહેલાંની પિછાણ અથવા દોસ્તીની યાદગીરી એ બન્નેમાં ઘણો તફાવત છે. ખુદાદાદ ખુદાની ખલકમાં એક અજબ જીવ હતો. સ્વાર્થને માટે તે ન કરી શકે, એવું કોઈ કામજ નહોતું.

હવે એમ કહેવાની જરૂર નથી કે, આ સર્વ પરચુરણ લેણદારોએ પોતપોતાની દલીલ અથવા દસ્તાવેજો કાજીની અદાલતમાં

દાખલ કરી આટલી બધી ઉતાવળથી લેણું વસુલ કરવાના હુકમ મેળવ્યા હતા, તેનાં કારણ અથવા બહાના રૂપ તે શયતાન ઉમર શેખજ હતો. સેરિનાને મેળવવા માટે, તેને દશ દશ હજાર મોહોરો ગણી આપવી પડી હતી. એ રૂપિયા જરૂર તેના દુશ્મન ઇબ્રાહીમના હાથમાંજ ગયા હતા એટલા માટે કાંઇક બદલો મેળવવાના ઇરાદાથી તથા કાંઇક એ રૂપિયાની હાયવોય કે દિલગીરીથી અધીરો થઇને શયતાન ઉમર શેખે ઇબ્રાહીમને ગમે તે ઇલાજે નેસ્ત નાબૂદ કરવા માટે આ સઘળા લેણદારોને ચડાવી મૂકયા હતા.

ઉપરનાં બે કારણો સિવાય બીજું એક ઉંડું કારણ પણ હતું. એ કારણ બીજું કશું નહિ, પણ સેરિનાને કદાચ ફરીવાર ઇબ્રાહીમ પોતાને હાથ કરી લે, એ ધાસ્તીથીજ તે આખો દહાડો કંપ્યા કરતો હતો. ઇબ્રાહીમ જો આ કરજ બદલ લાંબા વખત સુધી જેલમાં જાય, તો તે સેરિનાની બાબતમાં કાંઇક બેફિકર પણ રહી શકે અને સેરિના પણ જ્યારે સાંભળે કે, ઇબ્રાહીમ જેલમાં ગયો છે, ત્યારે તે બીજાના આશ્રયના અભાવે, તેનીજ તાબેદાર થઇ પડે. ઉપરનાં ત્રણ કારણોમાં આ છેલ્લું કારણજ સહુથી મુખ્ય હતું, એમાં તો જાણે કશો પણ શકજ નહોતો. કેમકે ઉમર, ઇબ્રાહીમની ખાન્દાન ઝિન્દગીને તથા રહેણી કરણીને બહુ સારી રીતે જાણતો હતો. તે એની આપેલી હુંડી વટાવીને એ કરજ પતાવશે નહિ, એવું ધારીનેજ ઉમરે આવો બંદોબસ્ત કર્યો હતો.

ઇબ્રાહીમે ખાસ કાળજીથી અદાલતની એ અરજીઓ વાંચીને જોયું કે, તેના નામપર એ છૂટક લેણદારોના લેણા બદલ લગભગ અઢારસો રૂપિયાનો નાલિશ થયો છે, આ બનાવથી ઇબ્રાહીમનો જીવ સુકાઇ ગયો.

તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–" હવે કાંઇ સેરિના મારી પાસે રહી નથી, કે જે મને આ ઘોર આફતમાંથી બચાવે, અથવા બચવાનો ઇલાજ પણ દેખાડે."

" શયતાન ઉમરના કારસ્થાનથી આ બધું બન્યું છે, એમાં બીજી કાંઇ શંકાજ નથી. હવે બીજી કોઇ પણ રીતે મારો બચાવ થાય, એમ જણાતું નથી. ચોક્કસ મારે આ વખતે કરજ પતાવવાની અશક્તિ બદલ જેલમાં જવું પડશે."

ઇબ્રાહીમે ફરીવાર મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–" મારી પાસે એક ફુટી બદામ પણ નથી, તો પછી હું આ બધું દેવું શી રીતે પતાવી શકીશ? હા શયતાન ઉમર! હજી પણ શું તારા મનની મુરાદ બર ન આવી? અબુ અયુબના પુત્રનું શું આવું અફસોસકારક પારણામ? હાય કિસ્મત! હાય! દુર્દૈવ! તમો શું ખુદાના કરતાં પણ વધારે તાકાતમંદ છો? ઇન્સાનની હાલત શું તમારા ખેલોની ચીજ છે!"

" હવે તો તે દેવી જેવી સેરિના નથી, કે જે મને આ આવી પડેલી આફતમાંથી બચાવે. હાય! તેણે બબ્બેવાર પોતાનું સર્વસ્વ આપીને મને ઘોર આફત તથા બેઇજ્જતીના મ્હોંમાંથી બચાવ્યો હતો. ત્યાર પછી પોતે વેચાઇને, એક શયતાનની બાંદીગીરી સુદ્ધાં કબૂલ કરીને, તેણે મારી ઝિન્દગીને બચાવી છે! ક્યાં છે તું સેરિના, ક્યાં છે! હે દેવદૂતિ! હે, દિલારામ! તું ક્યાં છે? મને આ ભયંકર આફતમાંથી ફરીવાર બચાવ!"

છેવટે દુઃખ અને નિરાશાની જ્વાળાથી ઇબ્રાહિમ દીવાના જેવો બની ગયો. આવી નિરાશામાં આવી પડવાથી લોકો દીવાના જેવા

બનીને જે કાંઇ ન કરવાનું કરમ કરી બેસે છે, તેવું કામ જો ઇબ્રાહીમ પણ કરી નાખે, તો તેમાં અજાયબી પણ શી હોઇ શકે?

ઇબ્રાહીમે વિચાર્યું:-"મોત! આપઘાત! એના સિવાય તો હવે હું આરામ અને બચાવનો બીજો કોઇપણ ઇલાજ જોઇ શકતો નથી. પણ મને એ પ્યારા મોતનો રસ્તો બતાવે તેવું કોણ છે? ગળે ફાંસો ખાઇ મરવું, એ તો ઘણુંજ ભયાનક છે! એ હાલતનો ખ્યાલ કરતાં જિગર ચીરાઈ જાય છે! નદીમાં ડૂબી મરૂં? ના તે પણ ઘણું જ અફસોસકારક છે! નદીમાં મુડદું તણાવા માંડશે, તો બદન દેખીને લોકો ન બોલવાની વાતો બોલી કહેશે કે, જબરદસ્ત દૌલતમંદ અને જવાહિરના જબરા વહેપારી અબુ અયુબના દીકરાએ દેણાની જવાબદારીથી અથવા લેણદારોને દગો દેવાના ઇરાદાથી પાણીમાં ડૂબી આપઘાત કર્યો છે, મરણ પછી પણ એમ કરવાથી કલંક લાગવાની દહેશત રહે છે. ના–ના, આવી ભયંકર રીતે મરવાનું મને પસંદ નથી."

"ત્યારે હવે ઝેર પીને મરવાનો છેવટનો એકજ ઇલાજ બાકી રહ્યો છે. ઝેર પીને મરવાથી કોઇ જાણશે નહિ, કોઈ સાંભળશે નહિ કે કોઇ જાતની ખોટી અફવાહ પણ બહાર પડશે નહિ. લોકો ધારશે કે, રોગથી મરી ગયો છું. પણ મને ઝેર કોણ લાવી આપશે? સદાનો વિશ્વાસુ અને વફાદાર બંદો મુબારક શું મને આપઘાત કરવામાં મદદ કરશે ખરો કે? હરગિઝ નહિ."

"ઇબ્રાહીમના મકાનથી થોડોક દૂરના અંતરપર એક હકીમનું દવાખાનું હતું. ત્યાં ઘણી ઝેરીલી દવાઓ અને ચૂર્ણો મળી શકતાં હતાં. એથી ઇબ્રાહીમે ધાર્યું કે, 'હું પોતેજ એને ત્યાં જઇને થોડુંક ઝેર ખરીદી લાવું. એ હકીમે મારા સારા વખતમાં મારી પાસેથી ખૂબ

મદદ મેળવી છે. એથી મારા દુઃખના દિવસોમાં તે મને જરૂર થોડુંક ઝેર વેચાતું આપશે."

પણ ખુલ્લા રસ્તાપરથી આવજાવ કરવાનું સાહસ તેનાથી થઈ શકયું નહિ. તેના મનમાં ભય થવા લાગ્યો કે, કદાચ કાજીના પ્યાદાઓ રસ્તામાંથીજ મને મારા કરજ બદલ પકડી જશે અથવા બે ઇજજત બનાવી જેલમાં ઉપાડી જશે. આ બધી ચિંતાઓથી અલી ઇબ્રાહીમ મોટી મુશ્કેલીમાં આવી પડ્યો.

મુબારક, જયારે કોઇ દૂરની જગાએ જતો, ત્યારે તેના માલિકની ખીદમત માટે અથવા નાની સૂની ફરમાશ બજાવવા માટે, હુસેન અલી નામના એક છોકરા–નોકરને તે મકાન પર રાખતો જતો હતો. તે દિવસે બપોરે તે બજારના કામે બહાર ગયો હતો, અને જાણતો હતો કે, પાછા ફરતાં તેને બે ત્રણ કલાક દેરી થશે, એટલા માટે તે એ હુસેનઅલીને પહેલાંની પેઠે, માલિક ઇબ્રાહીમની બરદાસ્ત માટે મૂકતો ગયો હતો.

ઇબ્રાહીમે લાચાર થઇને હુસેનઅલીને બોલાવી તેને કહ્યું કેઃ– "સદર રસ્તાના ખૂણાપર જે હકીમ રહે છે, તેને આ ચીઠી આપી આવી શકીશ કે હુસેનઅલી ?"

ઇબ્રાહીમે ઉતાવળથી એક કાગળના ટુકડાપર કેટલીક લીટીઓ લખીને તે કાગળ તે છોકરાના હાથમાં આપ્યો. મુબારકને ઘેર પાછા આવવામાં હજી બે કલાકની વાર હતી. તે ઇબ્રાહીમને કહી ગયો હતો કેઃ–"ઘરની કેટલીક ચીજો ખરીદવા માટે હું આજે શહેરમાં જાઉં છું, ત્રણ ચાર કલાકમાં ખુશીથી પાછો ફરીશ."

ઇબ્રાહીમના મકાનથી શહેરનું બાઝાર એક ગાઉ દૂર હતું. એથીજ ઇબ્રાહીમે નિશ્ચિંત મને હુસેનઅલીને હકીમને ત્યાં મોકલી આપ્યો.

એ હકીમ, ઇબ્રાહીમના સારા વખતમાં, તેની પાસેથી સારી મદદ મેળવતો હતો. માણુસ છેક નિમકહરામ નહોતો. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–" કદાચ સાહેબને કાંઇક દર્દ થયું હશે, એટલા માટે તેમણે મને બોલાવવા માટે માણુસ મોકલ્યો છે." આથી તે તરતજ ઇબ્રાહીમના મકાનપર આવી પહોંચ્યો.

ઇબ્રાહીમે ઘણાજ માનની સાથે હકીમને પોતાની બાજૂમાં બેસાડીને કહ્યું:—

"સાહેબ ! હમેશાં આપ મને ચહાતા આવો છો. આજે હું એક આફતમાં આવી તમારે શરણે આવ્યો છું. મારી આફત ઘણીજ ભેદ ભરેલી છે. પણ એ આફત આદમીને માટે નથી. મારો અત્યારે ઘણો ખરાબ વખત આવ્યો છે, ઘણી મુસ્કેલીથી મારૂં ગુજરાન ચાલે છે. મારા પાડોસીને ત્યાં એક બિલાડી છે. તેણે હમણાં મારી સાથે જબરી દુસ્મની આદરી છે. એક દિવસ નહિ, બે દિવસ નહિ, પણ હમેશાં એ મારૂં ખાણું બગાડી જાય છે. એથી ઘણીવાર મારે ભૂખ્યા રહેવું પડે છે. હું વ્યાજબી ફી આપું છું, જો આપ મને એક કાતિલ ઝેર વેચાતું આપશો, તો આપનો ઘણોજ અહેસાનમંદ થઇશ."

હકીમ સાહેબ એક બડો ચાલાક અને અક્કલમંદ આદમી હતો દુનિયાના દરેક રંગો જોઇને તેના વાળ સફેદ થવા આવ્યા હતા. આ દુનિયાના તરેહ તરેહના લોકોના સંબંધમાં આવવાથી ગમે તે માણુસને પારખી કાઢવાની તેનામાં અજબ શક્તિ હતી. ઇબ્રાહીમની હાલની હાલતની બાબતમાં તેણે બધી હકીકત સાંભળી હતી. ઇબ્રાહીમનો ફીકો ચહેરો, મરણતોલ માણસના જેવા ઊંડા નિઃસાસા વગેરે બધાં બુરાં ચિન્હો જોઇને તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–" આ ઝેર

બિલાડીનો નાશ કરવા માટે નથી, પણ ઇબ્રાહીમ પોતાનો નાશ કરવા માટેજ માગે છે."

આવા આવા અનેક વિચારો કરી હકીમ સાહેબે કહ્યું:-"આજ કાલ ઉપરાઉપરી ઝેરના પ્રયોગથી મરણના બનાવો બનવાથી, કાજી સાહેબે એક હુકમ બહાર પાડયો છે કે, તેમની પરવાનગીલીધા સિવાય હકીમોએ કોઇને પણ કાતિલ ઝેર આપવું નહિ. જે કોઇ હકીમ આ હુકમનો ઇન્કાર કરશે, તેના કાન છેદી નાખવામાં આવશે! આવી ભયંકર સજાનો બંદોબસ્ત થયેલો હોવાથી હું કાજીની પરવાનગી સિવાય આપને શી રીતે એ કાતિલ ઝેર વેચી શકું વારૂ? તેમ છતાં પણ જો તમે તેમની પરવાનગી મેળવશો, તો તેથી મને ઝેર વેચવામાં કશી હરકત આવશે નહિ."

ચાલાક બુદ્ધિવાળો ઇબ્રાહીમ જાણી ગયો કે, હકીમ પોતાના મનની વાતને સારી રીતે સમજી ગયો છે. આથી તે એ બાબતમાં તેને બીજો કાંઇપણ આગ્રહ કરી શકયો નહિ. તેણે ફક્ત એટલુંજ જણાવ્યું કે:-"આ હકીકત મારા જાણવામાંજ નહોતી. નહિ તો આપને નાહક તકલીફ આપત નહિ. અદબ સાહેબ! પણ ખબરદાર, આ વાત બીજા કોઇની પાસે જાહિર ન થવા પામે."

હકીમ સાહેબ રજા લઇ રવાના થયા. ઇબ્રાહીમ ભારી ફિકરમાં ડૂબી ગયો. જિન્દગીપર તેને ઘણીજ નફરત પેદા થઇ આવી હતી. બીજે દિવસે સવારમાં તેના લેણદારો કાજીના પ્યાદાઓને લઇને તેના મકાનપર આવી ચઢશે. કેવી ગજબની વાત! વળી પાછું નવું અપમાન, પાછી નવી ફજેતી! વળી તે ઉપરાંત પાછી જેલની ભયંકર સજા! આવા આવા અનેક વિચારો ઇબ્રાહીમના મનમાં આવવા લાગ્યા.

બપોરે મુબારક બજારમાંથી સોદો ખરીદીને પાછો આવ્યો. રાત્રે તેને ફરીવાર છૂપી રીતે ઇસહાકના મકાનપર જવાનું હતું. ગયા સિવાય ચાલે તેમ નહોતું. હુંડીને આબાદ જગાએ જ્યાં સુધી ન રાખી શકાય, ત્યાં સુધી તેના મનમાં શાંતિ વળે તેમ નહોતી. તે આતુરતાથી રાત્રિની વાટ જોવા લાગ્યો. તેનો માલિક ક્યારે ઉંઘી જશે અને તે ત્યારપછી તેનાથી ક્યારે મકાનમાંથી બહાર નીકળી શકાશે, એજ ત્યારે તેની મુખ્ય ફિકર થઇ પડી હતી.

ઇબ્રાહીમના જિગરમાં ત્યારે જે ભયંકર દાવાનળ સળગી ઉઠયો હતો, તેને તે જાણી શકયો નહી. તેના માલિકના છૂટક લેણદારો કાજીના પ્યાદાઓને સાથે લઇને બીજે દિવસે તેમના મકાનપર આવી ચઢશે, પણ તે જાણતો નહોતો. તે જો એ વાત જાણી શકયો હોત, તો સેરિનાના આપેલા રૂપિયામાંથીજ, તે માલિકનું કરજ પતાવવાનો બંદોબસ્ત કરી આપત.

ઇબ્રાહીમ, અત્યારસુધી તેના સુખદુઃખની સઘળી વાતો તેના વિશ્વાસુ નોકર મુબારકને કહેતો આવતો હતો, પણ તે દિવસે તેણે દુર્બુદ્ધિને આધીન થઇને મુબારકને એ લેણદારોની બાબતમાં કશી વાતચીતજ કરી નહિ. આથી મુબારક એ બધી બીનાથી બિલકુલ બાન વાકેફજ રહ્યો.

દિવસ ગયો. સાંઝ પડી. આસ્માની આસ્માન અસંખ્ય તારા વાળું હોવા છતાં, ચાંદ વિનાનું હતું. અંધારૂં ખૂબ જામ્યું હતું. સાંઝ પડયા પછી ઘોર અંધારૂં છવાવા માંડયું હતું. એક તો ખોટી ચિંતાઓથી તેનું શરીર તથા મન થાકીને લોથપોથ થઇ ગયું હતું. અને તે ઉપરાંત કુદરત દેવીએ ભારી તૂફાન મચાવી મૂકયું હતું. પવન ગાંડો

તૂર બની ગયો હતો. આવી હાલતમાં ઉંઘ આવવાનો કશો સંભવ ન હોવા છતાં પણ મનને બેઘડી આરામ આપવાના ઇરાદાથી ઇબ્રાહીમ પથારીપર જઇ પડયો.

મુબારકે માલિકને ખાવાપીવાનો આગ્રહ કર્યો, પણ શરીર ઘણુંજ નાદુરસ્ત હોવાનું બહાનું બતાવી ઈબ્રાહીમે કાંઇપણ ખાધું નહિ.

મુબારકને ઇબ્રાહીમે ફકત એટલુંજ જણાવ્યું કેઃ–" મારૂં ખાવાનું આ ઘરમાંજ મૂકતો જા. જો ભૂખ લાગશે, તો ખાઇ લઇશ. "

માલિકની ખરેખર એક નાદુરસ્ત હાલત જોઇને મુબારકે તેને ખાવા માટે વધારે જિક કરી નહિ. તે ખાવાનું મૂકી ચાલ્યો ગયો.

રાત્રિનો પહેલો પહોર વીતી ગયો છે. બીજો પહોર પણ અધોક વીતી જવા આવ્યો છે. ઘરમાંથી બહાર નીકળવાનો આજ બરાબર વખત છે, એમ ધારીને મુબારક તેના ઓરડામાંથી ઘણીજ સાવચેતીથીજ બહાર નીકળ્યો. જતાં પહેલાં તેણે એકવાર ઉપર જઇને જોયું કે, તેનો માલિક સૂઇ ગયો છે કે નહિ

તેણે જોયું કે, ઇબ્રાહીમ પાસું બદલીને સૂતો છે. તેનો હાલતો ચાલતો ન જોવાથી તેણે ધાર્યું કે, તે ઉંઘી ગયો છે. અને તેના ઓરડાનો દીવો હોલવાઇ ગયો છે. ઇબ્રાહીમ ને હમેશાં એવી ટેવ હતી કે, દીવો સળગતો હોય, તો તેને બિલકુલ ઉંઘ આવતી નહોતી. આ પરથી મુબારકે ચોક્કસ ધારી લીધું કે, તેનો માલિક જરૂર ઉંઘી ગયો છે. ત્યાર પછી નીચે ઉતરી આવ્યો. નીચેના કેટલાક ઓરડાઓને હમેશાં વાસવામાં આવતાં હતાં, તેની બરાબર તપાસ કરી તાળાં વાસી મુબારકે પ્રથમથીજ જે એક્કો ભાડે કરી રાખ્યો હતો, તેમાં બેસીને ઇસહાકના મકાન તરફ રવાના થયો.

મુબારક જ્યારે ચૂપચાપ ઉપરના ઓરડામાં ગયો હતો, ત્યારે મુબારકના આવવાના સંબંધમાં ઇબ્રાહીમ કશું પણ જાણી શક્યો નહોતો. ખરી રીતે તે વખતે તે ઉંઘી ગયો નહોતો; પણ પોતાની સખ્ત ફિકરમાં તે એટલે બધો ગુંથાઇ ગયો હતો, કે મુબારકનાં સાવચેતી ભરેલાં પગલાંનો અવાજ માત્ર પણ સાંભળી શક્યો નહોતો.

ઇબ્રાહીમ મનમાંને મનમાંજ વિચારતો હતો કેઃ–" આજની રાત વીતીને સવાર થતાંની સાથેજ મારો સત્યાનાશ વળી જશે. ભરી બજારમાં હાથ કડી બેડી પહેરીને ચાલવું પડશે. મારા હાથમાં એક કોડી પણ નથી! એથી એકી સાથે અઢારસો રૂપિયા મારાથી શી રીતે ચૂકવી શકાશે? ખુદા! મારાપર શો ગજબ કર્યો! પરવરદિગાર! એક એક કલાકમાં મેં હજાર હજાર રૂપિયા ઉડાવી દીધા છે, અને આજે આ મામૂલી રૂપિયાને માટે મારે આટલી બધી ફિકર કરવી પડે છે. ઓહ! કેવો ભયંકર દિલભેદક દાવાનલ મારા જિગરને પળે પળે બાળી રાખખાક કરી રહ્યો છે."

" કાલે ફજરમાં જ્યારે, એ શયતાનોનું ટોળું કાજીના સિપાહીઓને લઇને મારા મકાનપર આવી ચઢશે, અને જ્યારે એ નીચ સ્વભાવના લેણદારો મને સખ્ત હલકા વચનોથી વીંધવા માંડશે, ત્યારે હું તેમને શું મ્હોં બતાવીશ? રૂપિયા ન આપી શકવાથી તરતજ પહેરેગીરો મને જેલખાનામાં લઇ જશે. ખુલ્લા રસ્તાપરથી, હજારો લાખો માણસોની મેદની વચ્ચેથી હું શી રીતે કેદી તરીકે ચાલી શકીશ? એ વાતનો વિચાર આવતાં પણ મારૂં દિલ કમકમી ઉઠે છે હું એવો કમનસીબ જન્મ્યો હતો કે, મારા હાથથી મારા વાલીદની ઇજ્જતપર પણ પાણી ફરી વળ્યું અને નામોશી આવીને ઉભી રહી હોય! કેવું કમનસીબ! કેવો અફસોસ!"

મનના ભારી ગભરાટને લીધે ઇબ્રાહીમ એકાએક પથારીપરથી ઉઠીને ઓરડાના દરવાજા પાસે આવી ઉભો રહ્યો. તેની એક કાગળીયાંની ભરેલી નાની પેટી એ ઓરડામાંજ હતી. એ પેટી ઇબ્રાહીમના સારા વખતમાં હીરા, મોતી અને જવાહિરથી ભરેલી હતી અત્યારે એ કીમતી પેટીમાં ફક્ત કેટલાક દસ્તાવેજો અને નકામા કાગળો ભરેલા હતા. ઘણી તપાસ કર્યા પછી ઇબ્રાહીમે તેમાંથી એક હાથી દાંતની બનાવેલી ગોળ આકારવાળી નાની પેટી કાંઇક દ્રવ્ય મળી આવે તો દેવું પતાવી શકાય એવી આશાથી બહાર કાઢી. ત્યાર પછી ઘણીજ સાવચેતીથી તે પેટીનું ઢાંકણું ખોલતા, તેમાંથી એક લાલ રંગનો કાગળ મળી આવ્યો એકાગ્ર મનથી તે કાગળને તે વાંચવા લાગ્યો.

એ કાગળ વાંચ્યા પછી ઇબ્રાહીમના ચંચળ દિલમાં જાણે કાંઇક સ્થિરતા પેદા થઇ આવી. તે મનમાંને મનમાંજ બોલ્યો કે:–" પિતા! આ ફાની કાયા છોડતાં પહેલાં, તેમની અસંખ્ય માલમિલ્કતની સાથે મને આ પેટી આપતા ગયા હતા. આજ સૂધી હું આ પેટીની વાતને તદ્દન ભૂલી ગયો હતો. હવે જોઉં છું કે, પિતાની ભવિષ્યની નજર ઘણીજ લાંબી અને તીક્ષ્ણ હતી. તેમનો ઉપદેશ ઘણોજ વખતને ઘટતો તથા ડહાપણ ભરેલો છે. "

ઇબ્રાહીમ એ ત્રણ વાર એ કાગળને વાંચ્યા પછી ધીમાં અવાજે ચીસ પાડી બોલી ઉઠ્યો–" હવે જીવવાની શી જરૂર છે! મારા માયાળુ પિતાજ મને કરજમાંથી છૂટા થવાનો આ કાગળમાં ઉમદા ઇલાજ બતાવતા ગયા છે! હાય! મેં આજ દિવસ સૂધી આ ખબર શા માટે ન લીધી? હું આજ સૂધી દિલમાં સળગી ઉઠેલી આગથી શા માટે દાઝયા કર્યો? ચોક્કસ કોઈ ખાસ હેતુ સર પિતા મને આવી

સલાહ આપતા ગયા છે! હું પિતાની આ ઘણી કીમતી મસલતને જરૂર અમલમાં મૂકીશ."

જે કાગળ વાંચીને નિરાશ અને તૂટેલા દિલવાળો ઇબ્રાહીમ સહજ ઉત્સાહી થયો હતો, તેમાં ફક્ત કેટલીક હારો લખેલી હતી. વાંચકોની તાજુબીને મટાડવાને અમોએ કાગળમાં શું લખવામાં આવ્યું હતું, તે અહીં રજૂ કરીએ છીએ.

તે કાગળ અબુ અયુબ પોતાના હાથથી લખી મૂકી ગયો હતો, તેમાં લખ્યું હતું.

" બેટા! સારા દિવસો અને બુરા દિવસો બન્ને પાસે પાસેજ રહે છે. હું તારા માટે આ મોટી મિલ્કત મૂકતો જાઉં છું તે જો કદાચ નાબૂદ કરીને તું રસ્તાનો ભીખારી બની જા, તો, મારા બગીચામાં કુવાની સ્હામે આવેલું જે એક મોટું આંબાનું ઝાડ છે, તેની સહુથી નીચેની સૂકી ડાળી સાથે ગળેફાંસો ખાઇ આપઘાત કરજે. એ આપઘાતનું ફળ ઘણુંજ ઉમદા મળશે. તું બધી વેદનાઓના મુખમાંથી બચી જઇશ."

" અબુઅયુબ મનસુરમહમ્મદ "

ઇબ્રાહીમે મનમાંને મનમાંજ વિચાર્યું. કે, થોડીવાર પહેલાંજ હું જે મોતનો ઇરાદો કરતો હતો, તેને માટે પિતાજી બરાબર ઘટતો બંદોબસ્ત કરી ગયા છે મેં મારી આટલી ઝિન્દગીમાં કદી પણ પિતાનાં વચનો માન્યા પણ હવે નથી તેમના મરણ પછીનાં આ છેવટનાં વચનો તો માન્ય રાખું વફાદાર નોકર મુબારક આ ઘોર રાત્રે ઉંઘનું સુખ ભોગવતો રહ્યો છે. સેરિના પણ આ મકાનમાં નથી. આ કાળા પોશાકવાળી, ઘોર અંધારી રાત્રેજ મારા મનની મુરાદ બર લાવવાની

ઉમદા તક મળી શકે તેમ છે. મોત! મોતજ મારી દરેક પીડાના નાશની એક માત્ર દવા છે.”

મોત પણ ત્યારે જાણે દોસ્તનું દૂત બની તેની સ્હામે આવી ઉભું રહ્યું! ઇબ્રાહીમે કલ્પનાની આંખોથી જોયું કે; મોત જાણે ખરી તક મેળવીને તેની સ્હામું આવી ઉભું રહ્યું છે! તે જાણે કહી રહ્યું છે કે–“ આવી વેદના, અપમાન, અભાવ અને ફજેતીને સહન કરવા છતાં પણ તું જીવવાની ઇચ્છા શા માટે ધરાવે છે? કેદખાનાનું કષ્ટ રાજરસ્તાની મોટી મેદની સ્હામે થતું અપમાન, નીચ લેણદારોનાં સખ્ત બાણુ જેવા વચનો, જેલખાનાની પીડા–વેદના વગેરે તમામ દુઃખોમાંથી જો છૂટવા માગતો હોય, તો મારી સાથે આવ! તારા પિતા મરતાં પહેલાં, પોતાના હાથથી તારા માટે આ ફરમાન કે મોતનો પયગામ લખતા ગયા છે, તેને બજાવવાથી, તું તમામ વેદનાઓના પંજામાંથી આબાદ છૂટી શકીશ.”

મોતના આમંત્રણનાં આ વચનોએ ઇબ્રાહીમને જાણે વધારે ઉત્સાહિત કર્યો. ઇબ્રાહીમે તે કાગળને ફરીવાર પહેલાં જણાવેલી હાથી દાંતની પેટીમાં મૂકી દીધો. પેટીને તાળું વાસી તેને ઠેકાણાસર મૂકી ચોરની પેઠે પગલાં ભરતો તે સૂવાના ઓરડામાંથી બહાર નીકળ્યો.

દીવો સળગાવવાનાં સઘળાં સાધનો, તેના સૂવાના ઓરડાની બાજૂના ઘરમાં રહેતાં હતાં. ઇબ્રાહીમે સહુથી પ્રથમ તે ઓરડામાં જઇને એક દીવો સળગાવી લીધો. ત્યાર પછી બહુજ ધીમે ધીમે તે નીચે ઉતરી આવ્યો. મુબારકના ઓરડાની પાસે આવતાની સાથેજ તેણે જોયું કે, મુબારકના ઓરડાના દરવાજાપર તાળું વાસેલું હતું.

ઇબ્રાહીમ જાણતો હતો કે, મુબારક અને સેરિના તેના બલા

માટે દર જુમ્મેરાતે શાહસફીના આસ્નાનામાં આશ્રમમાં બંદગી કરવા માટે જતાં હતાં. ઇબ્રાહીમે સદર દરવાજાની પાસે જઇને જોયું કે, તેની સાંકળ અંદરથી વાસેલી નહોતી, દરવાજો બહારથી બંધ કરી લેવામાં આવ્યો હતો.

ઇબ્રાહીમ એક ઉંડો નિઃશ્વાસ મૂકીને બોલ્યોઃ–" આહ ! દહેશતમાંથી બચી ગયો ! વફાદાર ચાકર મુબારક પણ નથી, સ્નેહવાળી સેરિના પણ નથી, અને મને મરતો કોણ અટકાવી શકે તેમ છે ? મરવાની આવી સોનેરી તક હવે પછી કદી પણ મળે તેમ નથી. "

જેની સ્હામે કાળ આવીને ઉભો હોય, તેને મરણની શી ધાસ્તી હોય ? ઇબ્રાહીમ ઉપર ન ચઢતાં, નીચેની જે જગાએ બગીચામાં દાખલ થવાનો દરવાજો હતો, તે જગાએ આવીને ઉભો રહ્યો ધીમે ધીમે તે દરવાજો ખોલીને તે બગીચામાં દાખલ થયો.

ચારે તરફ ઘોર અંધારૂં હતું. તે ભયંકર અંધારામાં કાંઇપણ જોઈ શકાતું નહોતું.

ઇબ્રાહીમ તેના હાથમાંના હવાથી કંપતા દીવાની મદદથી, પ્રથમ જણાવેલા આંબાના ઝાડ તળે આવી ઉભો રહ્યો. તે ઝાડની જે ડાળી તદન સૂકાયલી અને સહજમાંજ ભાંગી પડે તેવી હતી, તે પણ તેણે જોઇ. દીવાની મદદથી એકવાર તેના મોતના માંચડાને બરાબર જોઇ લીધા પછી, ઇબ્રાહીમ જાણી ગયો કે, એ ડાળી સાથે સાફાનું કપડું બાંધી મોતને બોલાવવાથી મને કશી હરકત આવશે નહિ. તેના મુખ પર ત્યારે એક શયતાની અંધકારની છાયા ખીલી ઉઠી.

ઇબ્રાહીમ કંપતા અવાજે બોલ્યોઃ–" સુખ–સંપત્તિવાળી માતા જમીન ! આ ઝિન્દગીને માટે મને રવાનગી આપ. બચપણ અને

જવાનીના સુખની સ્મૃતિવાળા સુંદર બગીચા ! તારી પાસેથી હું હાય-મને માટે વિદાય માગુ છું. ઘણાજ ઉત્સાહ અને આશાથી મારા પિતાએ આ શોભિતા બગીચાની સ્થાપના કરી હતી. હાય ! આજે શું એ મારા મોતનું સ્થાન થઇને ઉભો રહ્યો ! ભલે, તેમ છતાં પણ હું મને નસીબદાર માનું છું. જેલખાનામાં ભૂખ્યા તરસ્યા અને રીબાતાં રીબાતાં મારૂં મોત થાત, તેનાથી તો આ મને વધારે બહેતર જણાય છે. આ અવશ્ય મારા જેવા કમનસીબને માટે ઉમદા મોત છે ! કારણ કે, હું મારા પોતાની તાબાની જમીનમાં ગરી શકું છું. ”

ઇબ્રાહીમે એકદમ તેના માથાનો ફેંટો ઉતારી નાખ્યો. તેનાથી દોરડાંની ગરજ સરી. ઇબ્રાહીમે તે છૂટા ફેંટાને ગળાં સાથે બાંધી આપઘાત કરવાનો ઇરાદો કર્યો.

મરણતોલ ઇબ્રાહીમે, ફરીવાર કલ્પનાનાં ચક્ષુઓથી જોયું કેઃ–મોત જાણે તેની સ્હામું આવી કહી રહ્યું છે કેઃ–“હવે વિલંબ શાને ? વિલંબથી કદાચ કાંઇક વિઘ્ન આવી પડશે. આવી અંધારી રાત્રિ અને આવી સોનેરી તક વારંવાર નહિ મળે. કોઇ જોશે નહિ, કોઇ અટકાવશે નહિ. માટે આવ. જલ્દી મારી ગોદમાં આવ.”

ઇબ્રાહીમ મોતના આ આમંત્રણને પાછું વાળી શકયો નહિ. તે ફેંટાને, પ્રથમ જણાવેલા આંબાની સૂકી ડાળી સાથે તેણે બાંધ્યો અને ત્યારપછી તે આંખમાં આંસૂ લાવી બોલ્યોઃ–“ વિદાય ! વિદાય ! સ્વર્ગની દેવી સેરિના ! મારા મનમાં મોટું દુઃખ રહી ગયું કે હું તારા તરફથી મળેલી કૃતજ્ઞતાનો બદલો વાળી શકયો નહિ. મરતાં પહેલાં તારી સાથે મારી એકવાર મુલાકાત પણ ન થઇ. વિદાય–વિદાય

સદાની વિશ્વાસુ–વફાદાર સેરિના અને મુબારક વિદાય! મારાં સંતાનો કરતાં પણ વધારે પ્યારાં તમે છો. પણ હવે નકામી ઢીલ શા માટે? વખત તો આવી હાજર થયો છે. કૂચનાં નગારાં વાગવા માંડયાં છે, મોત પોકાર કરી રહ્યું છે, તો પછી ફાની દુનિયામાં રહેવાની ખ્વાહિશ શા માટે રાખવી? ચાલ જીવ, જગતની સઘળી જંજાળને તોડી નાખ, ખુદાના પાક રાજમાં રવાના થા. હવે એવા એક રાજ્યમાં હું રવાના થાઉં છું કે, જ્યાં ગરીબાઇની આગ નથી, લેણદારોનું અપમાન નથી, દારુણ નિરાશા કે તેવું બીજું કશું પણ દુઃખજ નથી. ત્યાં સદા શાંતિ અને અનંત જીવન છે! ખુદા! ખુદા! તમારા પાક દરબારમાં આવવાથી. મને આશ્રયના દાનથી અલગ રાખશો નહિ. પરવરદિગાર! મારી ગેરહાજરીમાં એ કમનસીબ સેરિનાને સંભાળજો, મારા પુત્ર જેવા નોકર મુબારકની ખબર રાખજો.”

ભારી ગભરાટથી ઇબ્રાહીમે તે સૂકી ડાળી સાથે ફેંટો બાંધી ગળે ફાંસો ખાઇ જીવ છોડવાની કોશિશ કરી. પણ જેને ખુદા જેવો આખી આલમનો માલિક બચાવે, તેને કોણ મારી શકે?

ઇબ્રાહીમના બદનના ભારથી તે સૂકી ઝાડની ડાળી, તરતજ ભાગી પડી. પરંતુ ઇબ્રાહીમ મર્યો નહિ. અલ્લાતઆલાએ તેને બચાવી લીધો. તે તેજ ભાંગેલી ડાળી સાથે તરતજ જમીનપર ગબડી પડયો. આ અજબ બનાવથી ઇબ્રાહીમ ઘણોજ અજાયબ થઇને બોલ્યો:– “હાય! મોત! હું આટલો બધો અભાગી છું કે, તેણે પણ આવા બુરા વખતમાં મને તરછોડી દીધો?”

ત્યારપછી શો અજબ બનાવ બન્યો, તે હવે પછીના પ્રકરણમાં વાંચક જાણી શકશે.

---

# પ્રકરણ ૧૫ મું

## ચમત્કારી કાગળ

મરવા જવા છતાં પણ ઇબ્રાહીમનું મોત થયું નહિ. તેણે અજાયબીની સાથે જોયું કે:—"તેની સ્હામેજ એક નાની કોથળી પડી હતી. કોથળી લાલ રંગની હતી. તેના મ્હોં પર શીલમોહોર કરવામાં આવી હતી.

ઇબ્રાહીમ પોતાના હાથમાંની મશાલને પોચી જમીનમાં દાટી મોતની મોનાજતમાં મશગુલ થયો હતો. એ મશાલ જીવન અને મરણની વચ્ચેના ચિન્હ જેવી હતી. હજી સૂધી તે ત્યાંજ સળગી રહી હતી. ઝાડની ઉંચી ડાળીપરથી નીચે પડી જવાથી ઇબ્રાહીમ થોડો ઘણો જખમી થયો હતો. પણ તેની અજાયબીની સાથે સરખાવતાં એ જખમ બહુજ સાધારણ હતો.

ઇબ્રાહીમે ઘણીજ આતુરતાની સાથે એ શીલવાળી કોથળીની મોહોરની લાખને એ સળગતી મશાલના તાપથી ગાળી નાખી. કોથળીનું મ્હોં ખોલતાંની સાથેજ ઇબ્રાહીમે તેમાં આંગળાં નાખીને કેટલાક વસ્તુઓ બહાર કાઢી. તપાસ કરતાં જણાયું કે, તે ઘણુંજ કીમતી જવાહિર છે! પેલી મશાલની રોશનીમાં જવાહિર ચળકાટ મારવા લાગ્યું.

ઇબ્રાહીમ ત્યારે સમજી ગયો કે, તેના પિતાએ તેને શા માટે તે આંબાની સૂકી ડાળી સાથે દોરડું બાંધીને ગળેફાંસો ખાવાની ભલામણ કરી હતી ઇબ્રાહીમ આવા અણધાર્યા ઇલાજે, મોતના મુખમાંથી

બચીને ફરીવાર તેના ઓરડામાં ચાલ્યો આવ્યો. ચળકતી રોશનીમાં તે કીમતી મોહોરોની તપાસ કરી તેણે જોયું કે, તે તમામ જવાહિર ઘણુંજ કીમતી હતું. તેના પિતા એક નામીચા હીરા–જવાહીરના વહેપારી હતા. ઘણા દિવસ પિતાની સાથે રહી એ કામ કરવાથી જવાહીર ઓળખવાની તથા તેની કીમત આંકવાની શક્તિ તેનામાં આવી ગઇ હતી. તેની પોતાની અક્કલ મૂજબ, એ કીમતી જવાહીરની કીમત આંકીને તેણે નક્કી કર્યું કે, એનું મુલ્ય પચાસ સાઠ હજાર રૂપિયાથી કમ નથી.

કોથળીમાં વધારે સાવચેતીથી તપાસ કરવાથી ઇબ્રાહીમે જોયું કે તેમાં બીજો એક લાલ રંગનો કાગળ બાકી રહી ગયો છે. તે કાગળ તેના પિતાના હાથનો લખેલો હતો.

ઇબ્રાહીમે આતુરતાથી એ કાગળ વાંચ્યો. તેના મ્હોંપર એથા અજાયબીની છાયા છવાઇ ગઇ. તે કાગળમાં લખ્યું હતું:—

" બેટા !

" બચપણથી તારી રહેણીકરણી તથા ચાલચલગતને હું ખૂબ સાવચેતીથી જોયા કરતો હતો અને એ જોઇને જાણી ગયો હતો કે, તું મારી મહા મુસ્કેલીથી મેળવેલી આ મોટી મિલ્કતને બરબાદ કરીશ મારી હયાતીમાંજ, તું છૂપી રીતે જે સઘળા બદસોબતીઓની સાથે મળતો હતો, તે બધું હું જાણતો હતો. મને એક ચોક્કસ નિશ્ચય થઇ ગયો હતો કે, મારી આ જબરદસ્ત મિલ્કતમાંથી તું એક કોડી પણ બાકી રહેવા દઇશ નહિ. મેં તને અવળે રસ્તે ન જવાની ઘણી શીખામણ આપી હતી, પણ તેને તેં કાનપરજ ધરી નહોતી. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે, જેઓ અવ્યવસ્થિત મનથી, બદ

સોબતીઓના ફેલમાં પડી, આળસ અને મોજમજામાં મશગુલ રહે છે, તેમને કુબેરના જેવો મોટો ખજાનો આપવા છતાં પણ તેઓ બે દિવસમાંજ તેને ફના કરી નાખે છે. એટલા માટે મેં સારૂં સારૂં કેટલુંક કીમતી જવાહીર આ આંબાની ડાળીના પોલાણમાં છુપાવી રાખ્યું હતુ. તું મારો પુત્ર છે. હમેશાં તું સુખની ગોદમાં ઉછર્યો છે જેથી તુ સુખની ચમકતી ચાંદનીમાંથી, ગરીબાઇના ઘોર અંધારાવાળા ગર્ભમાં પડીને, એકદમ રસ્તાનો ભીખારી ન બની જા, એટલા માટેજ મેં આ ઇલાજ લીધો હતો. એટલા માટેજ મેં તને આ આંબાની એક નક્કી કરી રાખેલી ડાળી સાથે ગળેફાંસો ખાઇને મરવાની સૂચના આપી હતી. એ ડાળી તદ્દન પોલી હતી. થોડા ભારથીજ તે ભાંગી જશે તથા તારા માથાપર થોડો ઘણો જખ્મ થઇને તું બચી જશે, આમ ધારીનેજ મેં તને એવું અજબ ફરમાન ફરમાવ્યું હતું. એમ ન હોય તો, કોઇ માયાળુ પિતા, પુત્રને ગળેફાંસો ખાઇ મરવાની સલાહ આપે ખરો કે? આ જવાહીરની ખરીદી સાઠ હજાર રૂપિયાની છે. જો સહજ ખામોશ રાખીને એ વેચીશ, તો એક લાખ રૂપિયા સુધી મેળવી શકીશ."

"તારો સ્નેહી વાલીદ અબુ–અયુબ."

ઇબ્રાહીમ તેના મર્હુમ પિતાનો આ અજબ લખાણવાળો કાગળ વાંચીને, તેને તથા તે મહિમાવાળા પરમેશ્વરને અસંખ્ય ધન્યવાદ આપી મનમાંને મનમાંજ બોલ્યો:—

"જે ભયથી હું ગળેફાંસો ખાઇ આપઘાત કરવાને—જીવ ત્યાગવાને તૈયાર થયો હતો, તે ભય તો હવે મને રહ્યો નથી. હું આ જવેરાતમાંથી નીચ સ્વભાવના વહેપારીઓનું દેવું પતાવી દઇશ અને

સેરિનાને મુક્ત કરાવીશ આ મકાનમાં રહેવાની હવે મારી બિલકુલ ઇચ્છા નથી. જ્યાં રહીને મારે આટલું બધું અપમાન, આટલી ફજેતી અને આટલી બધી દિલગીરી વેઠવી પડી છે, અને એ ઉપરાંત સેરિનાના વિયોગનું દુઃખ સહેવું પડયું છે, એ મકાનને હું છોડી દઇશ આ લાખો રૂપિયાનું જવાહીર લઇને હું ફરીવાર કદાચ મારા કિસ્મતનો રંગ બદલાશે, જો કદાચ હું સેરિનાને નીચ ઉમર શેખના બાંદીપણામાંથી છુટી કરી શકીશ, તો પાછો આ મકાન પર ચાલ્યો આવીશ. પરંતુ મુબારકની સાથે કદાપી મુલાકાત થશે નહિ જો હું તેને આવવાની વાટ જોઇશ, તો તેમને અહીંથી હરગિજ બીજે કયાય પણ જવા દેશે નહિ. તેના અહીં આવી પહોંચતાં પહેલાંજ મારે આ જગા છોડીને ચાલ્યાં જવું પડશે."

આવો ધારાદો કરીને ઇબ્રાહીમે, એક કાગળના કુકડાપર પોતાનો વિચાર લખી નાખ્યો. તે પત્રને બિછાનાપર એક એવી જગાએ મૂકી રાખ્યો કે, જે ઘણીજ સરળતાથી મુબારકની નજરે પડી શકે. એ પત્રમાં, તેણે એ રાત્રિના તમામ બનાવો લખવા ઉપરાંત લખ્યું હતુંઃ-"મારી ગાદી તળે, એક નાની કોથળીમાં તને કેટલાંક રત્નો મળી આવશે. એમાંનાં એ ગૌહર વેચીને, શયતાન જેવા એ નીચ વહેપારીઓનું કરજ પતાવી દેજે. જોજે, તેઓ મને દગાબાજ માની બેસે, તેની સાવચેતી રાખજે. સેરિનાએ પોતે વેચાઇને ઉમરની પાસેથી જે દશ હજાર રૂપિયાની હુંડી મેળવી છે, તે વટાવીને તથા આ જવાહિરનાં બાકીના રૂપિયામાંથી સેરિનાને તેના બાંદીપણામાંથી છૂટી કરજે. એ બધું કરતાં જે રૂપિયા બાકી રહે તે તને બક્ષિસ છે. હું હવે અહીંથી નીકળીને કયાં જઇશ, એ કાંઈ નક્કી નથી. કોઇ

આબાદ જગાએ પહોંચ્યા પછી હું તને મારા ઠેકાણાની જરૂર ખ-બર આપીશ."

મુબારકના ઉપર આ પત્ર લખી ઇબ્રાહીમે તે પત્રને તેની પથારીના બરાબર વચ્ચેના ભાગમાં રાખી દીધો. જવાહિરમાંનું કેટલુંક જવાહિર એક કોથળીમાં મૂકી તેને ગાદી તળે રાખી દીધી. ત્યાર પછી હાથમાં બત્તી લઇને તે પાછળની ખડકીમાંથી બહાર નીકળી ગયો.

રાત્રિ ત્યારે લગભગ બે પહોર જેટલી થવા આવી હતી. મુબારક હજી સુધી ઘર તરફ પાછો ફરી આવ્યો નહોતો. એથી ઇબ્રાહીમના કામકાજમાં કોઇ કાંઇ હરકત કરી શક્યું નહિ.

ચારે તરફ ગેબી અંધકાર હતો. સ્હામેનો રસ્તો જોવાનો ઇલાજ નહોતો. ઇબ્રાહીમ સરિયામ રસ્તા પર આવી બત્તી હોલવી નાખી તે અંધારામાં પ્રેતની પેઠે ચાલવા માંડ્યો. તે કઇ તરફ જાય છે, તેનો પણ તેને કશો ખ્યાલ ન રહ્યો.

## પ્રકરણ ૧૯ મું

### શાહસુફીનો સમાગમ

વાંચક ! એકવાર આપણે એ ઇબ્રાહીમની પાછળ જવું પડશે.

તે વખતના જમાનામાં, રસ્તામાં ચોર અને લૂટારાઓની મોટી ધાસ્તી હતી. પ્રથમ જણાવેલા જવાહિરના ત્રણ સરખા ભાગ કરી ઇબ્રાહીમે તેનો એક ભાગ તેના ફેંટાના છેડા સાથે બાંધી દીધો.

બીજો ભાગ તેના અંગરખાના અંદરના ખીસામાં છૂપાવી દીધો અને ત્રીજા ભાગને, તેના ઉપરના જામાના જેબમાં નાખ્યો.

ઇબ્રાહીમે મનમાંને મનમાંજ વિચાર્યું:–" આટલી રાત્રે ક્યાં જવું ? શહેરની ચારે બાજૂએ પત્થરની મજબુત દીવાલ આવેલી છે. એનો દરવાજો બીજો પહોર શરૂ થતાંજ બંધ થઇ ગયો છે. હવે તે ફઝર પહેલાં ઉઘડે તેમ નથી. રાત્રિના આ ત્રીજા પહોરને ક્યાં ગાળવો, એ બાબતમાં મારાથી કશું પણ સમજી શકાતું નથી."

ઇબ્રાહીમ નિરાશ મનથી, તે અંધારાવાળી રાત્રે પ્રેત કે ભૂતની પેઠે રસ્તાપર ચાલવા લાગ્યો. શહેરની વચ્ચેના રસ્તાને સાવચેતીથી છોડીને તેણે બહારનો રસ્તો પકડી લીધો. તેને એમ કરવાનું કારણ બીજું કશું પણ નહોતું, પણ કદાચ મુબારકની મુલાકાત થઇ જાય એવા દહેશતથીજ તેને લાચારીથી એમ કરવું પડયું.

તે સુમસામ રાત્રે એક કબ્રસ્તાનની નજીકમાં આવતાંની સાથેજ ઇબ્રાહીમના મનમાં એક નવી કલ્પના જાગી ઉઠી. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કે:–" જે પિતા તેમની હયાતીમાં મારા માટે આટલું કરી ગયા છે, મારા ભવિષ્યને માટે આવું વિચારી ગયા છે, તે બધા સ્નેહનો મારાથી કદાપિ બદલો વાળી શકાય તેમ નથી.

તે કબ્રસ્તાન અજમેરના છેડાપર આવેલું અને તમામ જનોનું જાણીતું છે. અનેક મોટા મોટા માણસોનાં મુડદાં આ કબ્રસ્તાનની હદમાં શોભિતાં સંગ્રહસ્થાન વડે રક્ષાયલાં છે. અવસ્થા મૂજબ કોઇનાં મસોલિયમ અથવા કબ્રની યાદગીરી મોટી છે અને કોઇની નાની છે. અબુઅયુબની કબ્ર સંગેમરમરની બનેલી છે.

ઇબ્રાહીમ એવા અંધારામાં પણ તેના પિતાની કબ્રને ઓળખી ગયો. જે પિતા બચપણમાં તેમના ગુરૂ હતા, જેમણે તેને તેમની હયાતીમાં, આંખોના તારાની પેઠે સાચવ્યો હતો, જેઓ એક પળ પણ ન જોવાથી અધીરા થઇ જતા હતા, જેને હંમેશાં સુખમાં રાખવાના સંકલ્પથી તેઓ અખૂટ દૌલત રાખી ગયા હતા, તેજ પિતાના પાક બદનનો છેવટનો ભાગ એ કબ્રમાં હતો. તે સુખ અને વિલાસમાં પોષાયલું શરીર અત્યારે, મનુષ્યની ફાની જિન્દગીના ફાની-પણાને સાબીત કરવા માટેજ જાણે માટીના ઢગલાના રૂપમાં બદલાઇ ગયું હતું.

ઇબ્રાહીમે પિતાની કબ્રની પાસે આવી, ઘણાજ સન્માનની સાથે તેનો ત્રણવાર સ્પર્શ કર્યો. ત્યાર પછી ધીમા અવાજથી તે બોલ્યો:–ક્યાં છો, તમે ક્યાં છો મારા હમેશના પ્યારા પિતા! જેમના સુકોમળ બાહુઓ હંમેશાં મને સુખી જોવા માટે આતુર રહેતાં હતાં, જેમનાં સ્નેહભરેલી નિગાહવાળાં ચશ્મ હમેશાં મને સુખી જોવા માટે આતુર રહેતાં હતાં, જે જિગરમાં દયા, માયા, સ્નેહ ભરપૂર રહેતાં હતાં અને જે દિલમાંથી આ કમનસીબ સંતાનને માટે સ્નેહની અવિરલ ધારા વહેતી હતી, તે પાક અને પ્યારા પિતા તમે અત્યારે ક્યાં છો? તમારી હયાતીમાં આ દુર્ભાગી પુત્રના મુખથી મધુર પિતાનું નામ સાંભળવા માટે આતુર રહેતા હતા, તે તમે ક્યાં છો? આજે હું તમારા ચરણોમાં બેસી 'પિતા પિતા' કહીને પોકારી રહ્યો છું, છતાં પણ તમારી રહમ કેમ થતી નથી?

ઇબ્રાહીમનું મન આવી ચિંતામાં ડૂબી ગયું. આંખોમાં પણ આંસૂ છલકાઇ આવ્યાં. તે તે ઇન્સાનના નામોનિશાન વગરના

કબ્રસ્તાનમાં દિલના આવેશથી "પિતા ! પિતા ! ક્યાં છો તમે ? મારા સ્નેહમય પિતા ?" કહેતો ઘણુંજ ઉંચા અવાજથી બૂમ પાડી ઊઠયો. ત્યાર પછી ધીમે ધીમે તે કબ્રસ્તાનની બાજૂના સંગેમરમરની પિતાની કબ્ર પર સૂઇ ગયો.

તે માટીવાળા કબ્રસ્તાનમાંથી તેના પિતા તેના કરુણ અવાજને સાંભળી શકયા કે આ દીન દુનિયાના જેઓ માલિક છે તે પરવર–દિગાર પણ એના હૃદયભેદક પ્રલાપને સાંભળી શકયો કે નહિ, એ પણ અમો જાણતા નથી. પરંતુ તેમ છતાં પણ એટલું તો ચોક્કસ ખાત્રી પૂર્વક કહી શકીએ છીએકે, તેઓ શોકથી સંતપ્ત થયેલા ઇબ્રા-હીમના આ મર્મભેદી અવાજને ન સાંભળી શકવા છતાં પણ ખુદાતઆ-લાનો બનાવેલો એક પાક જીવ આ આવેશવાળા અવાજનો પડઘો સાંભળી શકયો હતો.

કારણ કે, એ અંધારાવાળા કબ્રસ્તાનમાં ઘણીજ ચૂપકીથી એક કદાવર આકૃતિ ભયંકર અંધારાના આવરણથી બદન ઢાંકીને બરાબર એજ વખતે અબુઅયુબની કબ્ર પાસે આવી ઉભી રહી. તેણે આ પહેલાં ઇબ્રાહીમના પ્રલાપવાળી બધી વાતો બરાબર સાંભળી હતી. હમણાં તેની નજીકમાં આવી જયારે જોયું કે એક કમનસીબ ગભરાયલો જીવ, પિતાના વિયોગના શોકથી અધીરો થઇને ઉંચા અવાજથી પિતા પિતા કહીને બૂમો મારી રહ્યો છે, ત્યારે તેનું દિલ રહમથી ઉભરાઇ આવ્યું.

તે તે કબ્રની પાસે જતાંની સાથેજ જાણી ગયો કે, એ અબુ-અયુબના કબ્ર છે. એ કબ્રસ્તાનની મોટી મોટી કબ્રો, તેની ખાસ જાણીતી હતી. અબુઅયુબની કબ્ર પાસે 'પિતા પિતા' કહીને એક

જાણુને પોકાર કરતો જોઇને તે સમજી ગયો કે, એ પુરુષ અબુઅયુબના પુત્ર સિવાય બીજો કોઇપણ નથી.

એટલા માટે તે ધીરે ધીરે તે કબ્ર પાસે આવી ઉભો રહ્યો. ધીમેથી ઇબ્રાહીમની પીઠને અડકીને તેણે કહ્યું:–" અલી ઇબ્રાહીમ! આ શું તું દીવાનો બની ગયો છે! ભાઇ! આટલો બધો ગભરાય છે શા માટે? જે આત્મા, શરીરનાં હજારો બંધનોને તોડીને, એકદમ રવાના થઇ ગયો છે, તે શું હવે આ ખલ્કમાં પાછો આવે ખરો કે? તારા પિતા અબુઅયુબના પાક આત્માએ તે શાંતિમય ખુદાના દરબારમાં આરામ મેળવ્યો છે. વળી આ કબ્રમાં, આ ફાની દુનિયાનાં જે કાંઇ નિશાન બાકી હતાં, તે પણ હવે માટી ભેળાં મળી ગયાં છે. આવા અસાર આક્ષેપથી શો લાભ થવાનો છે? આવ, બેટા! મારી સાથે ચાલ!"

ઇબ્રાહીમ, અંધારાથી વિંટાયલા એક અજાણ્યા આદમીના મ્હોંએથી તેનું નામ ઉચ્ચારતો સાંભળીને ઘણોજ તાજ્જુબ થયો. તેણે તે કબ્ર પરથી ઊઠી ઉભો થઇ, તે અંધારાથી ઘેરાયલા આવનારને કહ્યું:–" અસ્સલામો અલયકુમ! આપે મારૂં તથા મારા પિતાનું નામ શી રીતે સાંભળ્યું? આપ કોણ છો? શું આવી અંધારી ગંભીર રાત્રિના ઘોર અંધારામાં પણ આપ મારૂં કામકાજ જોતા આવતા હતા?"

તે અંધારાથી ઘેરાયેલા પુરુષે કહ્યું:–" વઅલયકુમ અસલામ'
"હું ગમે તેમ છું, પણ તારૂં ભલું ચાહનાર છું. આ કબ્રસ્તાનમાં હું આટલી રાત્રે શા માટે આવ્યો છું, એનો જવાબ ફક્ત આ એકજ છે કે, હું વારંવાર અહીં આવ્યા કરૂં છું. આવ ઇબ્રાહીમ! તું મારી સાથે આવ!"

ઇબ્રાહીમે કહ્યું:-" ત્યારે શું મને આપની ઓળખાણ નહિ મળી શકે ? આપનો ગંભીર અવાજ અને વાતચીતની ઢબ પરથી સાફ જણાઇ આવે છે કે, આપ પરદુઃખ ભંજન કોઇ મહા પુરુષ છે."

એ આવનાર પુરુષે કહ્યું:-" આ દુનિયામાં કેવળ એકજ મહા પુરુષ છે તેઓજ આ જગતના બનાવનાર છે. તેમની તુલનામાં મનુષ્ય કીટાણુકીટ છે. હું સંસારનો વિરાગી ફકીર છું. આકર્ષણ જેવું મારામાં કશું પણ નથી. તેમ છતાં પણ આ દુનિયાનો રિવાજ એવો છે કે, આ મેદ માંસવાળુ શરીર ધારણ કરવાથી, જીવને જરૂર માયાને તાબે થવું પડે છે. માયાનો આધાર, માયાના સાધનોથી પોષાયલા અને માયાના પ્રબળ પ્રવાહમાં તણાતા શરીરના દરેકે દરેક પરમાણુઓપર રહેલો છે. તે માયાને દૂર કરવી એ કાંઇ સહેલી વાત નથી, છતાં હું બધાને માટે વ્યાકુળ છું. જેઓ કહે છે કે, અમોએ મનપર કાબૂ મેળવ્યો છે, માયાના બંધનને કાપી નાખ્યું છે, તેઓ ખરા ભ્રાન્ત છે અને જો ભ્રાન્ત એટલે ભૂલેલા નથી તો સત્યને છૂપાવનારાઓ છે. બેટા ! રાત્રિ લગભગ વીતી જવા આવી છે. માટે ચાલ, તું મારી સાથે મારા આશ્રમમાં ચાલ."

ઇબ્રાહીમને એ દુનિયાના ઓલિયા ફકીરનાં વચનો સાંભળી ઘણોજ આનંદ થયો. તેના દિલમાં બેહદ આરામ મળ્યો. તે હદ ઉપરાંત ખુશ થઇને બોલ્યો:-" જ્યારે આટલી મેહરબાની કરી છે, ત્યારે તાબેદાર નફરને આપની ઓળખાણ આપવાની કૃપા કરો."

તે ફકીરે કહ્યું—" હવે હું તને અંધારામાં રાખવા માગતો મારૂં નામ શાહસુફી છે.

ઇબ્રાહીમે કહ્યું:-" આપજ શાહસુફી છો ? હું આપને હાથ

જોડીને હજાર હજાર સલામ કરૂં છું. પિતાની પાસેથી ઘણીવાર આપના જેવા મહાપુરુષનું નામ સાંભળ્યું છે. બચપણની યાદગીરી પર આધાર રાખીને હું એટલું પણ કહી શકું છું કે મારા તે સુખી બચપણમાં, મેં એક બે વાર આપને જોયા છે. ”

“ખરૂંછે, બેટા! તારૂં કહેવું તદ્દન ખરૂંછે, તારા પિતા મારા એક મુરીદ હતા. તું જ્યારે દશ કે બાર વર્ષનો હતો, ત્યારે હું તમારા અજમેર ના મકાનપર આવ્યો હતો. ”

“ અહીં આપનો એક આશ્રમ છે, એ પણ હું જાણું છું. ઘણીવાર સારા તહેવારને દિવસે અમે ત્યાં જયારત કરવા આવતા હતા. પરંતુ આપનાં નજરેનજર દર્શન મને કદી પણ થયાં નથી. ”

શાહસુરીએ કહ્યું:-“ હું ઝાઝા દિવસ એક જગાએ રહેતો નથી, બેટા! આ આખો હિંદુસ્તાન મારા ફરવાનું સ્થાન છે. હું ખુદાનો એક નાચીજ બંદો છું. આ દિલ તેના પાક રસ્તેજ સોપી દીધું છે. જે દિશામાં તે મને લઇ જાય છે તે દિશામાંજ હું જાઉં છું. હવે તો તને મારી ઓળખાણ મળી ગઇ છે. માટે હવે મારી સાથે ચાલવામાં તને કશી હરકતજ નથી.”

ઇબ્રાહીમ આ વાતથી જાણે સહજ ઝંખવાણો પડી ગયો. તેણે કહ્યું:-“ હું આપનો તાબેદાર ગુલામ છું. આપ મને જ્યાં આવવાનું કહેશો, ત્યાં હું ખુશીથી આવીશ. ”

શાહસુરી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના આગળ ચાલવા માંડયા ઇબ્રાહીમ પણ ચિંતાતુર મનથી તેમની પાછળ પાછળ ચાલતો થયો.

ઇબ્રાહીમે મનમાંને મનમાંજ કહ્યું કેઃ-“ પિતાના મુખેથી સાંભળ્યું છે કે, જ્યારે કોઇ મહાપાપીનાં પાપો નાબૂદ થાય છે, ત્યારે તેને

સાધુ ફકીર, ફરિશ્તા કે ઓલિયાની સોબતનો લાભ મળી શકે છે. જે શાહસુફીને લોકો કેટલી કેટલી મોનાજત કે બંદગી કરવા છતાં પણ જોઇ શકતા નથી, તેમણે પોતેજ મારા પર રહેમ કરીને આ બિહામણી અંધારાવાળી જગાએ આવીનેને દિદારનો લાભ આપ્યો છે. ફકત દિદાર દેખાડયાં છે, એટલુંજ નહિ પણ ઉલટા મને પોતાની સાથે આસ્તાનામાં લઇ જાય છે. "

ફિકર, ઘણા લાંબા રસ્તાને પણ ટુંકો કરી છે. ઇબ્રાહીમને માટે એ વિષયમાં વિપરીત નિયમ શા માટે થાય ? શાહસુફી નિરાશ મનવાળા ઇબ્રાહીમને સાથે લઇને તેમના આસ્તાના—આશ્રમમાં આવી પહોંચ્યા.

શાહસુફી, એ આસ્તાનાની અંદરના કેટલાક ઓરડાઓ ઓળંગીને એક રોશનીવાળા ઓરડામાં આવી પહોંચ્યા. તેમણે ઇબ્રાહીમને પ્યારથી બોલાવીને કહ્યું:—" બેટા ! મારા કોઇ નાનવંતા મિજબાન આવે છે, તો હું તેમને આ ઓરડામાંજ ઉતારો આપું છું. મારો નમાજનો વખત થઇ ગયો છે. નોકરોને મે ઘટતી સૂચના આપી દીધી છે, તેઓ તારા હુકમને બજાવશે. હમણાં તારે આરામ કરવાની ખાસ જરૂર છે. તું તારા પોતાના ઘરમાં છે, એમજ માની લેજે. કશી જૂદાઇ જાણીશ નહિ હવે બપોરે તારી સાથે મારી મુલાકાત થશે. મારી ખાસ ભલામણ છે કે, તું મને કહ્યા સિવાય અહીંથી કયાંય પણ ચાલ્યો જઇશ નહિ. જો ચાલ્યો જઇશ, તો હું એમજ ધારીશ કે તું મારા લાયક મુરીદ અબુઅયુબનો નાલાયક પુત્ર છે. "

ઇબ્રાહીમને બીજું કાંઇ પણ કહેવાની તક ન આપતાં, શાહસુફી એકાએક એક અંધારાવાળા ઓરડામાં ગુમ થઇ ગયા. ઇબ્રાહીમ આ

બધા બનાવોથી બિલકુલ તાજ્જુબ થઇ ગયો. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–" હું જાણે હજી સૂધી એક અજબ સ્વપ્નમાં મોહને તાબે થઇ પડયો છું."

ઇબ્રાહીમે તેનો પોશાક બદલી નાખ્યો. નજીકમાંજ ઠંડા પાણીનો એક ઘડો ભર્યો હતો, તેનાથી હાથ મ્હો ધોઇને તે ઘણોજ સ્વસ્થ થયો તેણે તેના અંગરખાનામાં પેલી જવાહીરની કોથળી બહાર કાઢીને, તકીયા તળે મૂકી દીધી. આખી રાતના ઉજાગરાથી તે ઘણોજ થાકી ગયો હતો. એથી પથારી પર પડતાંની સાથેજ ઉંઘી ગયો.

આવી રીતે ત્રણ ચાર કલાક વીતી ગયા, ત્યારે સૂર્યનાં સખ્ત કીરણોથી ધરણી ઝળકી ઉઠી. રાત્રીના ઉજાગરાનો થાક, ત્યારે ઘણો ખરો ઉતરી જવાથી, ઇબ્રાહીમની ઉંઘ એકાએક ઉડી ગઇ. આખા ઓરડાને સૂર્યનાં કિરણોથી પ્રકાશિત થયેલા જોઇને તે મનમાંને મનમાં ગભરાયલા સ્વરથી બોલ્યોઃ–" હાય! અત્યાર સુધી હું આળસુ અને ગમારની પેઠે ઉંઘી રહ્યો છું! શાહસુરી આ વાત જાણશે, તો શું કહેશે?"

ઇબ્રાહીમ એકદમ પથારીપરથી ઉઠીને બહારના દાલાનમાં આવ્યો. આવતાંની સાથેજ તેણે જોયું કે, બે નોકરો તેની વાટ જોતાં ત્યાં આગળ બેઠા હતા. નોકરો, ઇબ્રાહીમને જોઇને ઘણાજ સન્માનની સાથે સલામ કરી બોલ્યાઃ–" હુજૂરાલિનો હુકમ બજાવવા માટે અમો નીમાયા છીએ. હુકમ ફરમાયશ કરો, નામદાર!"

ઇબ્રાહીમે ન્હાવાની ઇચ્છા દેખાડવાથી, નોકરો તેને બાજૂના એક ઓરડામાં લઇ ગયા. એ ઓરડામાં, ઠંડા પાણીના કેટલાક કળશો ભરેલા હતા. ન્હાવાનાં દરેક સાધન તે ઓરડામાં તૈયાર હતાં.

નોકરોએ તેનું શરીર લૂછવાની ઇચ્છા પ્રકટ કરી, ત્યારે તેણે તેને તેમ કરવાની મના કરીને કહ્યું કેઃ–" ના, એમ કરવાની કશી જરૂર નથી. તમે જરાવાર બહાર બેસો. "

સ્નાન સમાપ્ત કરીને ઇબ્રાહીમ બહાર આવ્યો. બહાર આવીને તેણે જોયું કે, એક નોકર સૂકાં કપડાં લઇને તેને માટે વાટ જોતો ઉભો હતો. તે કપડાં બદલીને પોતાના ઓરડામાં આવી પહોંચ્યો.

ઓરડામાં દાખલ થતાંની સાથેજ ઇબ્રાહીમે જોયું કેઃ–કેટલાક થાળોમાં સુંદર બાદશાહી ખાણા જેવી તરેહ તરેહવારની વાનીઓના ઢગલાને ઢગલા પીરસેલા હતા. એ જોઇને મનમાંને મનમાંજ તેણે વિચાર્યું કેઃ–" આ શું સંસાર વિરાગી સંન્યાસીની ગરીબાઇની મીજબાની છે ? "

ઘણાજ આનંદની સાથે જમીને, ઇબ્રાહીમ સ્વસ્થ મનથી તે ઓરડામાં બેઠો બેઠો વિચાર કરી રહ્યો હતો, એવામાં બીજા એક નોકરે એ ઓરડામાં આવીને ઇબ્રાહીમને ઘણીજ અદબની, સાથે સલામ કરી. ત્યાર પછી તે બોલ્યોઃ–" સુફી સાહેબ જનાબને યાદ કરે છે. "

ઇબ્રાહીમ કાંઈ-પણ બોલ્યા ચાલ્યા સિવાય નોકરની પાછળ ચાલ્યો. પહેલો ઓરડો ઓળંગ્યા પછી બીજા મજલાની સીડી આવી. એ સીડી પાર થતાંજ બીજો એક ઘણોજ એકાંતવાળો ઓરડો આવ્યો. ઇબ્રાહીમે જોયું કે, એ ઓરડામાંજ ફકીર શાહસુફી એક વાઘના ચામડાંપર બેસી તસ્બીર ફેરવી રહ્યા છે.

ઇબ્રાહીમે તેમના ખોળામાં માથું મૂકી સલામ કરી સન્માન જાહિર કર્યું. ત્યાર પછી તે બોલ્યો કેઃ–" માલિક ! આપના હદ વિનાના

સ્નેહથી મારૂં સળગતું જિગર શાંત થયું છે. પરંતુ આપ મારા જેવા નશ્વર અથવા નાલાયક તરફ આટલો બધો પ્યાર શા કારણથી દર્શાવો છો ? મારા જેવા કમનસીબ જીવ તરફ આપની આવી ખાતરી બરદાસી જોઇને મને મનમાં ઘણીજ શર્મ આવે છે. ”

શાહ સાહેબે કહ્યું:–“ ઇબ્રાહીમ, હવે તો તારૂં બદન તંદુરસ્ત થયું છે ને ? ”

ઇબ્રાહીમ, શાહ સાહેબની હદ બેહદ રહમનો પરિચય મેળવીને ઘણોજ ખુશ થયો. તેણે અહેસાનમંદ ચહેરાથી ધીમા અવાજે જવાબ આપ્યો:–“ આપના જેવા પરવરદિગારના પાક ઓલિયાની મારાપર આટલી બધી મેહરબાની થવાથી, મારા મનમાં દુઃખનો અંશ માત્ર પણ શી રીતે હોઇ શકે ? આપની રહમથી કાલ રાતના ઉજાગરાનું જે થોડું ઘણું દુઃખ હતું, તે પણ દૂર થયું છે. ”

શાહસુફીએ કહ્યું:–“ ઇબ્રાહીમ મેં સાંભળ્યું છે કે, તેં તારા પિતાની મોટી મિલ્કતને બિલ્કુલ બરબાદ કરી નાખી છે, ઉડાવી દીધી છે. ”

“ હું મોટો બેનસીબ છું. જે કાંઈ થઈ ગયું છે, તેનાપર હવે મારો કાંઈ પણ અધિકાર ચાલી શકે તેમ નથી. ”

આમ કહીને ઇબ્રાહીમે લેણદારોના જુલ્મની વાત તથા તે દિવસે રાત્રે પોતે આપઘાત કરવા તૈયાર થયો હતો, તેની બધી બીના શાહસુફીને કહી સંભળાવી.

સુફી સાહેબ એ વાત સાંભળીને અજાયબીથી બોલ્યા કે:–“ ખુદાનું અહેસાન માન ! કે જેણે તારા અજ્ઞાનનાં ચક્ષુ ઉઘાડી દીધાં છે,

એવા સ્નેહમય વાલીદનો પુત્ર બનાવીને તને આ આલમમાં મોકલી આપ્યો છે. પણ હવે તું શું કરવા માગે છે ? ”

“ હું ફરીવાર મારા નસીબ અજમાવવા માગું છું. ”

“ તારા પિતાના ધંધાને પાછો સંભાળવા માગે છે ? ”

“ આપની ધારણા સત્ય છે. ”

“ હજી તારો ભ્રમ તો પૂરો દૂર થયો નથી. દૈવી ઇલાજથી મળેલું તારૂં જવાહિર જ્યારે સોનાના રૂપિયામાં બદલાઇ જશે, ત્યારે કદાચ તારી વિવેક-શક્તિ બિલકુલ નાબુદ થઇ જશે. મારી સલાહ મુજબ જો તું કિસ્મત અજમાવવાજ માગતો હોય, તો એકલો વહેપાર ન કરતાં અથવા એકજ હાથે કારભાર ન રાખતાં, બીજી કોઇ ભલા વહેપારીની સાથે મળીને ભાગીદાર તરીકે કારભાર કર. ”

“ આપનું ફરમાન થતાં પહેલાજ, બપોરે એકાંતમાં ચિંતા કરીને મેં મારો ભવિષ્યનો માર્ગ નક્કી કરી રાખ્યો છે. આપની પાસે હવે હું કશું પણ છૂપું રાખીશ નહિ. આ અજમેર શહેરથી ચાર ગાઉ ઉપર હસદક નામે એક નામજાદો ઝવેરી છે. તે મારો બચપણનો દોસ્ત અને ખાસ ભલું ચાહનાર છે. તેની પાસે આ ઝવેરાત થાપણ મૂકીશ. તે મને જેવી સલાહ આપશે, તેવું કામ કરવાને હું તૈયાર થઇશ. ”

“ તારો આ ઇરાદો ખોટો નથી. ઇબ્રાહીમ ! હું કર્મવાદી છું. વાદી છું. મનુષ્ય આ નસીબના ફળથી વારા ફરતી સુખ અને દુઃખ ભોગવતાં આવે છે. એ નસીબેજ તને આટલું દુઃખ દીધું છે; પણ પાછું એ નસીબજ તારા તરફ એકવાર પ્રસન્ન થઇને તારા કિસ્મતના

આસ્માનને રોશન કરશે. ઝીન્દગીના એક અમુક ભાગનો ઉપયોગ કરી હાથમાં ઇલ્મ શીખીને મનુષ્ય જે જ્ઞાન અને ડહાપણ મેળવે છે, તેના જેવું જ્ઞાન હજારો પુસ્તક વાંચવાથી પણ થતું નથી. તું અત્યારે એ જ્ઞાનનો અધિકારી થયો છે."

"તારા પિતા એક ખુદાના જાણીતા પુરુષ હતા, છેક મામૂલી હાલતમાંથી અખૂટ અયેશ અથવા દૌલતપર તેમણે પોતાના તકદીરનો પ્રભાવ બેસાડયો હતો. તારૂં કિસ્મત તારી ઝિન્દગીની શરૂઆત થતાંજ એ અયેશ પર સ્થાપિત થયું હતું. પરંતુ અવિવેકતાને લીધે, તેં બધું ફના કરી નાખ્યું છે. ત્યાર પછી ખુદાતઆલાએ તને જ્યારે ફરીવાર એક અદ્દભુત ઉપાયથી દૌલતમંદ કર્યો છે, ત્યારે મનમાં ચોક્કસ જાણજે કે, તારા દુઃખના દહાડા દૂર થયા છે."

"જે ઇસહાકની વાત તું કહે છે, તેને હું બહુ સારી રીતે પિછાણું છું. તે જવાન ઘણોજ મઝહબનો દૃઢ ઘણો પ્રેમી અને પાક દિલનો છે. જવાનીની સ્વાભાવિક ઉદ્ધતાઇ કે ગર્વનો તેનામાં ગંધ માત્ર પણ નથી. તે દાતા, ધર્મચૂસ્ત, ખાનદાન અને નેકીવાળો છે. મને ખાત્રી છે કે, એવા સારા વર્ત્તનવાળા દોસ્તની સોબતમાં રહેવાથી તારૂં તકદીર ફરીવાર ઝળહળી ઉઠશે."

શાહસુરીની આ કેટલીક વાતો ઇબ્રાહીમના જિગર સાથે ચ્હોંટી ગઇ. તેના પિતાના મરણ પછી આવી શિખામણની અને બોધની વાત તેને કોઇએ પણ સંભળાવી નહોતી.

ઇબ્રાહીમ શાહસુરીની સલાહ મૂજબજ કામ કરવાને તૈયાર થયો.

તેમ છતાં પણ તેને મોટી ફિકર સેરિનાની હતી. અજમેરમાં પાછા જવાનો હવે તેનો ઇરાદો હતો. મુબારક જ્યારે તેના ઘરબારની

રખવાળ માટે નીમાયો છે, ત્યારે એ બાબતમાં પણ તેને કશી ફિકર નહોતી.

છતાં તે એમ ધારતો હતો કે, જો કે હું ગમે ત્યાં હોઇશ, તોપણ મને મારી સેરિનાના વચ્ચે વચ્ચે સમાચાર નહિ મળે, તો મારા દિલને પણ આરામ મળી શકશે નહિ. મારી આખી ઝિન્દગી ઝેર થઇ જશે."

જે અજમેરમાં તેની આવી બુરી હાલત થઇ. તે અજમેરને તે થોડા દિવસને માટે છોડી દેવાના નિશ્ચય પર આવી ગયો. મનમાંને મનમાંજ તેણે સખ્ત પ્રતિજ્ઞા કરી કેઃ—"મારા કિસ્મતને સુખ તથા અયેશના તખ્તપર સ્થાપ્યા સિવાય હું કદીપણ અજમેર સ્હામું જોઇશ નહિ, મારા મકાનમાં પણ દાખલ થઇશ નહિ. ઇસહાકના હાથમાં મારૂં ગોહર જવાહિર આપીને કેટલાક દિવસ આ શાહસુરીની સાથે પરદેશની મુસાફરી કરીશ. આ સાધુ મહાત્માની સાથે રહેવાથી અથવા તેમની સોબતથી મારા મનનો મેલ ધોવાઇ જશે. જૂદા જૂદા મુલ્ક તથા દેખાવો જોઇને હું મારી અસલ સ્મૃતિને ભૂલી જઇશ જ્યારે જ્યાં જઇશ, ત્યાંથી મુબારકને કાગળ લખીશ. એથી સેરિનાની ખબર મેળવવામાં મને જરા પણ મુશ્કેલી નડશે નહિ."

તેના મનનો આ ઇરાદો તેણે શાહસુરીની પાસે જાહિર કર્યો શાહસુરીએ ઇબ્રાહીમના આ નિખાલસ ઠરાવમાં કશો પણ વાંધો ઉઠાવ્યો નહિ. ઇબ્રાહીમનો દિલગીરીથી છવાયલો ચહેરો જોઇને તથા તેના કિસ્મતને અજબ રીતે બદલવાનો વિચાર કરીને, તેમણે તેના તરફ ઘણીજ દિલસોજી દેખાડી. દુનિયાના ત્યાગી ફકીર જોકે તેઓ હતા, તો પણ પાછા માયાના છળથી ભૂલીને ઇબ્રાહીમની મરજી વિરુદ્ધ કાંઇ પણ કહી શકયા નહિ.

થોડીવાર વિચાર કર્યા પછી શાહસુરીએ કહ્યું:-" વત્સ! તું મારા મુરીદનો પુત્ર છે. એટલે મારા બેટાની જગાપર છે. જેથી તારી ખુદાની પિછાણુના સંબંધમાં ઉન્નતિ થાય, એ જોવું એ મારી ખાસ ફરજ છે. હમણા મેં માળવા જવાનો ઇરાદો કર્યો છે. તું મારી સાથે માળવા ચાલ. પર્વતથી ઘેરાયલા, નર્મદા નદીના વહનથી શોભિતા માલવાની ગુફાઓપર એક એકાંત જગામાં મારૂં સ્થાપેલું આવું એક બીજું આસ્તાના–આશ્રમ છે. ત્યાંનો કુદરતી દેખાવ ઘણો ખૂબસૂરત છે, ઘણોજ મનને આરામ આપનારો છે. તારૂં સળગતું હૈયું, તે સુંદર શોભાવાળી કુદરતી ઠંડી–શીતળ હવાથી, ઘણીજ શાંતિ મેળવી શકશે. હું અહીં હવે ચાર પાંચ દિવસ રહીશ. એટલામાં તું ઇસહાકની સાથે મુલાકાત કરીને જવાહિરનો એક ઘટતો બંદોબસ્ત કરી આવ. હવે તને જવાની રજા છે. હું અહીં જેટલા દિવસ રહીશ, એ દરમ્યાન હમેશાં બપોરના વખતેજ તને મારી મુલાકાત થઇ શકશે. હવે તને મારો ખાસ આગ્રહ છે કે, તું નકામી ઢીલ કરતાં આવતી કાલે સવારમાં ઇસહાકના મકાન તરફ રવાના થજે."

ઇબ્રાહીમે ભક્તિ સાથે તે પ્રતાપવાન સૌમ્ય મૂર્ત્તિ સન્યાસીના ચરણોમાં પ્રણામ કર્યા. ત્યાર પછી તેમની પાસેથી રજા લઇને, તે પોતાના ઓરડામાં આવી આગળ પાછળની ચિંતા કરવા લાગ્યો.

સારી સોબતમાં જે એક તીવ્ર શક્તિ છે, તેને ઇબ્રાહીમ પોતાના ઓરડામાં આવ્યા પછી સારી રીતે સમજી શકયો. તે ઘણા વિચારો કર્યા પછી એમ પણ જાણી ગયો કે, તેના દિલનો બોઝો ઘણો ખરો હળવો થઇ ગયો છે. જિગરને ચારે બાજૂએથી ઘેરીને જે ભડભડતી આગની જવાળા પ્રબળ વેગથી ગાજતી હતી, તે અત્યારે બિલકુલ હોલવાઇ ગઇ હતી. તેના જિગરમાં જે એક નિરાશાનું

કેદન જાગી ઉઠતું હતું, હમેશાં ખોટી ધાસ્તી અને ખોટા વિચારો પેદા થતા હતા, તે સઘળું હવે નાબૂદ થયું હતું. કોઈ રોગી એક સખ્ત રોગમાંથી બચીને જેવી રીતે એક નવા આનંદનો અનુભવ કરે છે, તેવીજ અવસ્થા તેની પણ થઇ ગઇ હતી.

ઇબ્રાહીમે તેજ સ્થળે ઘુંટણભંડીએ બેસી ઉંચું મ્હોં કરી ખુદાની બંદગી કરી. તેથી તેનું મન જાગે બહુ હલકું થયું. બંદગી પછી ઇબ્રાહીમે નવી તાકાત મેળવી.

તેણે મનમાંને મનમાંજ કહ્યું કેઃ—"જેમણે મારા જેવા એક કમનસીબ બેકારને મોતના મ્હોંમાંથી અદભુત ઇલાજે બચાવી દઇને પાછો ગરીબમાંથી અમીર બનાવ્યો છે, એક મહા દિલાવર ફકીર કે ફરિસ્તાની સાથે અણધારી રીતે મને મિલાવી આપ્યો છે, જેણે આ વિશાળ વિશ્વના સાધારણ કીટ પતંગનો પણ ભાર વહોરી લીધો છે, તે પાક પરવર દિગાર એવીજ રીતે ભક્તિવાળી, કમભાગિની સેરિનાનો બચાવ નહિ કરે, એવો વિચાર લાવવો એ પણ એક મોટું પાપ છે. ખુદા! ખુદા! હું મારી આખી ઝિન્દગીને માટે ઉંડા દરિયામાં ડૂબું છું. તું સેરિનાને સંભાળજે, પ્રભુ! મારા વફાદાર પુત્રથી પણ પ્યારા મુબારકની ખબર રાખજે. તે મારૂં મકાન છોડીને બીજે ક્યાંય પણ ન ચાલ્યો જાય!



# પ્રકરણ ૧૭ મું



## બંદો કે ફિરસ્તો ?

હવે એકવાર આપણે આપણા મુબારકની સંભાળ લેવી પડશે. તે ગંભીર રાત્રે મુબારક સદર દરવાજાને તાળું વાસીને, ઇસહાકના મકાન તરફ ચાલ્યો ગયો. ત્યાં જઇને તેણે સાંભળ્યું કે, "ઇસહાક સાહેબ અમદાવાદથી પાછા આવી પહોંચ્યા છે, છતાં એક જરૂરના કામ માટે દિલ્હી ગયા છે."

ઇસહાકનો જે દીવાન અથવા મુખ્ય કારભારી હતો, તેની સાથે મુબારક સારી રીતે પરિચિત હતો. મુબારકે તેને બધી બીના ટુંકામાં સમજાવી દઇને, પેલી હુંડી તેના હાથમાં આપી.

તેણે કહ્યું:–" તારી આ હુંડીને હમણાં હું રાખી મુકું છું. મારા માલિક દિલ્હીથી પાછા આવશે, એટલે તેમની સાથે સલાહ કરીને હું આ બાબતમાં ઘટતો બંદોબસ્ત કરીશ. મારા કરતાં તેઓજ આ બાબતમાં સારી સલાહ આપી શકે તેમ છે. તું હવે એક અઠવાડિયા પછી આવજે.

મુબારકે કહ્યું:–" સાહેબ! જો જો કે આ વાત ખુલ્લી ન પડી જાય, જાહિર ન થઇ જાય, હુંડીને મારા માલિકના નામેજ તમારા ખાતામાં જમા કરજો. અમારી પાસે હજી જે રૂપિયા છે, તેમાંથી અમારા પરચુરણ લેણદારોનું કરજ પતાવી શકીશું. તેમની હમણાં ઘણીજ બુરી હાલત થઇ પડી છે. રૂપીયાની ખાસ જરૂર છે. તેઓ જો જાણી ગયા હોત કે, સેરિનાના વેચાણના રૂપિયાથી તેમનું ગુજ-

શાન ચાલે છે, તો તેઓ તરતજ આપઘાત કર્યા સિવાય રહેત નહિ, આ રૂપિયા હમણાં તમારે ત્યાં જમા રહેવા દો. કારણ કે હજી પણ તેમના પર કોણ જાણે કેટલુંય છૂપું કરજ બાકી પડયું હશે. જો કોઇ લેણદાર નીકળશે, તો તે ઉમરશેખની બદ સલાહથી ફરીવાર કાંઇક નવી આફત ઘસડી લાવશે. માટે એ વખતે આ જમા પડેલા રૂપિયા વડે મારા માલિક સહેલાઇથી છૂટી શકશે. ”

“ તેઓ થોડા વખતમાંજ ઇસહાક સાહેબની સાથે એકવાર મુલાકાત કરવા આવશે, એવું મેં સાંભળ્યું છે, મારી આપને ખાસ પ્રાર્થના છે, દીવાન સાહેબ! કે મારા માલિક આ હુંડીની બાબતમાં કાંઈ પણ ન જાણી શકે, એવો બંદોબસ્ત કરવાની મારા પર કૃપા કરશો. ”

દીવાન અથવા મુનીમ ઘણો ભલો માણસ હતો. ઇબ્રાહીમને, તે પોતાના માલિક ઇસહાકના જેવોજ ચહાતો હતો. તેણે મુબારકને કહ્યું:–“ કાંઇ ચિંતા તારે ન કરવી, મુબારક! તેં એ કુટુંબમાં ઘણા દિવસો ગુજાર્યા છે. તારા જેવા વફાદાર ચાકર બહુજ થોડા જોવામાં આવે છે. હજી સુધી ઇસહાક સાહેબ તને વારંવાર યાદ કરી દિલગીરી દેખાડયા કરે છે. તું તારા માલિકના ભલા માટે જે કાંઇ કરવાનું કહે છે, તે સઘળું હું જરૂર કરીશ. જો કે તેમને ન જણાવતાં હું બીજી કોઈ વિશ્વાસુ પેઢીપર આ હુંડીને જમા કરાવી શકું તેમ છું અને તેમ કરવાની કોશિશ પણ કરીશ. તું હવે સાત દિવસ પછી આવજે. ત્યારે તને બધા સમાચાર મળી શકશે. ”

બીજી કેટલીક વાતો ચીતોમાં રાત્રિ ઘણીજ વીતી ગઇ. રાત્રિનો ત્યારે ત્રીજો પહોર થવા આવ્યો હતો. મુબારક એથી ઘર તરફ

પાછો ફરવાને ઘણો ગભરાઇ ગયો. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–"સાહેબને તો આજકાલ સારી ઊંઘ આવતી નથી. એથી જો કદાચ તેઓ જાગી જઇને મને બોલાવશે તથા ઘરને બિલ્કુલ રેઢું પડેલું જોશે, તો ગજબ થઇ જશે, વાતોમાંને વાતોમાં મને બહુ મોડું થઇ ગયું છે. તેઓ કદાચ મને એમ પૂછશે કે, તને આવતાં આજે આટલો બધો વિલંબ કેમ થયો ! તો હું શો જવાબ આપીશ ?"

ચાલાક મુબારક જતાં આવતાંની ગાડી ભાડે કરીને ગયો હતો, એમ કહેવાની અગત્યજ નથી; એથી તેણે એક્કાવાળાને બોલાવીને કહ્યું કેઃ–"તને એક રૂપિયો વધારે બક્ષિસ આપીશ, માટે જેમ બને તેમ જલ્દી ઘેર પહોંચાડી દે."

એક્કાવાળાએ ખૂબ જોરથી એક્કો મારી મૂક્યો. જે વખતે મકાનપર પહોંચવાનું ધાર્યું હતું, તે પહેલાં ઘણોજ વહેલો મુબારક ઘેર આવી પહોંચ્યો. એક્કાવાળો ઠરાવેલા ભાડા કરતાં એક રૂપિયો વધારે મેળવીને ઘણો ખુશ થઇ સલામ કરી ચાલ્યો ગયો.

કંપતા દિલે મુબારકે બહારના દરવાજાનું તાળું ખોલ્યું ત્યાર પછી તે સદર દરવાજાને સાવચેતીથી બંધ કરીને પોતાના ઓરડામાં ગયો ત્યાં જઇ તેણે દીવો સળગાવ્યો.

રાત્રિનો ત્યારે ત્રીજો પહોર વીતી ગયો હતો. મુબારક જે વખતે ઘેર પહોંચ્યો, તે પહેલાં ઘણા બનાવ બની ગયા હતા. તે બધા બનાવોને વાંચકો સારી રીતે જાણે છે. જ્યારે મુબારકે પોતાના અંધારાવાળા ઓરડામાં જઇને દીવો સળગાવ્યો, ત્યારે ઇબ્રાહીમ

અજમેરના કબ્રસ્તાનના અંધારાવાળી પોતાના પતાની કબ્ર પાસે બેસી દીન આંખોથી રડી રહ્યો હતો.

બત્તી સળગાવી પોતાનો માલિક શું કરે છે, એ જોવા માટે મુબારક બીજા માળપર ચાલ્યો ગયો. તેણે અજાયબીની સાથે જોયું કે; ઇબ્રાહીમના ઓરડાનું દ્વાર ખુલ્લું પડયું હતું. તેની પથારી પણ ખાલી પડી હતી.

" કેવી ગજબની વાત ! આવી રાત્રે તેઓ ગયા કયાં ત્યારે શું જે આફતની દહેસત આજ સુધી રાખી હતી, તેજ આફત આવી પડી ? "

અણધારી આફતની દહેશતથી ગભરાઇને, મુબારકે તે મોટા મકાનની ઉપર અને નીચેના સઘળા ઓરડાઓને બરાબર તપાસવા માંડયા. પરંતુ કયાંય પણ તેને માલિકનો મેળાપ થયો નહિ. તેણે મનમાંજ વિચાર્યું કે:–" કદાચ તેમણે દિલના દુઃખથી આપઘાત કર્યો હશે. "

મુબારકે ફરીવાર વિચાર્યું કે:–" તેઓ કદાચ સખ્ત ગરમીના ઉકળાટથી, અગાશીપર ફરવા ગયા હશે અને હવે પાછા નીચે ઉતરી આવ્યા હશે. " આમ ધારીને તે ફરીવાર તેના ઉપરના ઓરડા તરફ દોડયો. તેણે જોયું કે, હજી પણ તેની પથારી ખાલીજ પડી છે.

એ પથારી પાસે પડેલા એક લાલરંગના કાગળના ટુકડા તરફ એકાએક તેની નજર પડી. મુબારકે તે કાગળ ઉપાડી લીધો. કાગળ વાંચ્યા પછી તેને સમજાયું કે, એ કાગળ તેના માલિકની આખરની રવાનગીનો કાગળ હતો.

ઇબ્રાહીમે એ કાગળમાં લખ્યું હતું કે:–" તને મેં કહ્યું નથી, મુબારક! કે આજે સવારે ફરીવાર કાજીના પ્યાદાઓ મારા મકાનપર આવ્યા હતા. જેમની પાસે મેં પરચુરણ કરજ કર્યું છે, તેમણે આ વખતે મારા નામપર નાલિશ કરી હુકમનામું મેળવ્યું છે. એ પરચુરણ કરજ આશરે અઢારસો અશર્ફીઓ જેટલું થવા જાય છે. મારા હાથમાં એક કોડી પણ નથી. સેરિના પણ હવે નથી કે જે પોતે વેચાઇને પણ મારી આફતને વખતે ખરી મદદ કરે, મારી આફતને વખતે ખરી મદદ કરે, મારી ઇજ્જતને બચાવે."

" મારા પિતાએ મને એક હાથીદાંતની પેટી આપી હતી. તેઓ તેમની હયાતીમાં એક દિવસે વાતચીતમાં કહી ગયા હતા કે, જો કદાચ કોઈ દિવસ તારો બહુજ બુરો વખત આવે, તો આ હાથીદાંતની પેટીમાં, હું તારા માટે જે શિખામણનાં વચનો લખી જાઉં, તે મૂજબ બરાબર ચાલજે આટલા દિવસ પછી મને એ વાત યાદ આવવાથી, તે પેટી ઉઘાડીને જોયું તો તેમાંથી મને એક કાગળ મળી આવ્યો. એ કાગળમાં લખ્યું હતું કે:–" કરજની જવાબદારીનું અપમાન, મોતની વેદના કરતાં પણ વધારે ભયાનક છે. નીચ અને ઇતર લોકોનાં હલકાં વચન સાંભળવા કરતાં, મોતજ બેહતર છે. જો તું કોઇ દિવસ એવી હાલતમાં આવી પડે, તો મા.ા બગીચામાંના આંબાની ડાળીપર દોરડું બાંધી આપઘાત કરજે. બસ, એજ મારૂં આખરનું ફરમાન છે."

" મુબારક! ભયંકર અપમાન અને ફજેતી મારી સ્હામે ઉભા હતી! મોત સિવાય બીજો કશો પણ ઇલાજ નહોતો. એથી હું મરવા ચાલ્યો ખુદાને અસંખ્ય ધન્યવાદ આપું છું કે, એ વખતે મને અટકાવનાર કોઈ નહોતું. સેરિના નાહાતી, તું પણ નહોતો."

આ વાત સાંભળીને મુબારક કંપતા દિલે, ઉપરથી નીચે ઉતરી આવ્યો. ઇબ્રાહીમના કહેલા તે આંબાના ઝાડ તળે જઇ તેણે જોયું કે, ત્યાં ઇબ્રાહીમ પણ નહોતો અને તેનું કશું નિશાન પણ નહોતું. તે આંબાની ડાળ પણ ભાંગીને જમીનપર પડી હતી. ત્યારે શું ઇબ્રાહીમના મુડદાંને, કોઇ પણ નિશાચર શિયાળાવાં કે તેવાંજ બીજાં કોઇ જાનવર ખાઇ ગયાં ? ”

એક મોટી મશાલ તૈયાર કરી, મુબારક તેના માલિકના શરીરની તપાસ કરવા માટે તે બગીચામાં જ્યાં ત્યાં ફરવા લાગ્યો, પણ ક્યાંય પણ તેને તેનો પત્તો મળ્યો નહિ.

મુબારક ત્યારે આંસૂ ભરેલી આંખોથી, કંપતાં દિલથી, ઘર તરફ પાછો ફર્યો. આવી રીતે તપાસ કરવામાં તેના બે કલાક વીતી ગયા અને તેનું ફળ પણ ઘણુંજ નિરાશા ભરેલું આવ્યું. ત્યારે શું ખરેખર ઇબ્રાહીમ મરી ગયો છે ? તેણે ખરેખર આપઘાત કર્યો છે ? તેના મુડદાંને શું શૃગાલ કે કુતરાં ખાઇ ગયાં છે ? ”

સવાર થવામાં હવે કાંઇ ઝાઝીવાર નહોતી. આકાશ સ્વચ્છ થવા આવ્યું હતું. હવે થોડીવારમાંજ અંધારાવાળી આલમ આફતાબના રોશનીથી ઝળહળી ઉઠે તેમ હતી કેટલીક અગવડોને લીધે રાત્રે તે બધી જગાઓને બરાબર શોધી શક્યો નહિ. તેણે વિચાર્યું કે, દિવસના ભાગમાં આ બગીચાની આસપાસ તપાસ કરવામાં કશી અડચણ આવશે નહિ.

પણ કોઇએ જાણે મુબારકના દિલની અંદરથી તેને કહી દીધું:—“ ઇબ્રાહીમ મર્યો નથી. ” આત્માની આવી અદૃશ્ય વાણીપર તે એકદમ ભરોસો મૂકી શક્યો નહિ. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું

કેઃ—" તરેહ તરેહની વેદનાઓથી કદાચ મન ખૂબ ખગબ થઇ જવાથી ઇબ્રાહીમ સાહેબ છૂપી રીતે આ દેશ છોડી ચાલ્યા ગયા છે. શહેરમાં સારી રીતે તપાસ કરવાથી હું તેમને જરૂર મેળવી શકીશ."

મુબારકે તેના મનનાં સંકલ્પને અમલમાં મૂકયો. નજીકના મહોલ્લાઓમાં ઠેક ઠેકાણે તેણે ઇબ્રાહીમને ઘણો શોધ્યો. શહેરમાં જે સઘળાં સરાયખાનાં હતાં, તેમાં ભટકી ભટકીને માલિકની તપાસ કરી પણ કાંઇ પત્તોજ મળ્યો નહિ.

મુબારક નિરાશ મને ઘેર પાછો આવી માલિકની પથારી પાસે જઇ ઉભો રહ્યો. ઇબ્રાહીમ એ આકસ્મિક આપઘાતમાંથી બચી ગયા પછી, પથારી વચ્ચે જે એક નાનો કાગળ મુબારકને માટે મૂકી ગયો હતો, તેને તે જોઇ શકયો નહિ. કારણકે, આ પહેલાંજ ઉઘાડી બારીમાંથી આવતી હવાના જોરથી તે પત્ર ઉડીને ખાટલા તળે જઇ પડયો હતો.

મુબારકે, તેના માલિકનું ઓશિકું ઉંચું કરતાની સાથેજ કેટલાંક જવાહીરની ભરેલી એક નાની કોથળી જોઇ. કોથળી ખોલતાં તેમાંથી કીમતી મણિઓ બહાર નીકળેલી જોઇને તે ઘણોજ અજાયબ થયો ખરો, પરંતુ એ જવાહિર ઓશિકાં તળે કયાંથી આવ્યું. અને કોણ મૂકી ગયું, એ બાબતમાં કશું પણ સમજી શકયો નહિ.

આવી રીતે તપાસણીનું કામ પતાવીને જેવો તે તેના ઓરડામાં દાખલ થતો હતો, એવામાં બારીમાંથી તેણે જોયું કે, ઇબ્રાહીમના લેણદારો કાજીના પ્યાદાઓ દરવાજા પર આવી ઉભા છે. મુબારકે મનમાંજ વિચાર્યું કેઃ—" આ સઘળા કમનસીબ શવતાનોને માટેજ મેં

મારા માલિકને ગુમાવ્યા છે. એમને કદી પણ મકાનમાં પેસવા દઇશ નહિ. એ સ્થળેથીજ એમનું કરજ પતાવીને પાછા કાઢીશ."

એક લેણદારે એવામાં મુબારકને દરવાજા પર આવેલો જોઇને કહ્યું કેઃ–"કેમ અલ્યા મુબારક? તારો માલિક ક્યાં છે?"

મુબારકે કહ્યુંઃ–"તેની તમને શી જરૂર છે?"

લેણદારે કહ્યુંઃ–"જોતો નથી કે અમો તેના લેણીઆતો છીએ. કાજીના પ્યાદાઓ લઇને અમો તેની મિલ્કતને જપ્ત કરવા આવ્યા છીએ."

આમ કહીને એ લોકો જેવા સદર દરવાજાપર પગ મૂકવા ગયા કે તરતજ મુબારક તાડુકીને બોલી ઉઠયોઃ–"ખબરદાર! શયતાનો! અહીંથી એક ડગલું પણ વધશો નહિ. અહીંને અહીંજ ઉભા રહો. મારા માલિક તમારા જેવા નીચ માણસોની સાથે મુલાકાત કરવાને ખુશી નથી. તમારા લેણા રૂપિયા હું હમણાંજ ચૂકવી આપું છું."

આ સઘળા વહેપારીનો ઇરાદો ઇબ્રાહીમ પાસે જઇને તેને પજવવાનો હતો, પરંતુ મુબારકની ક્રોધ–કંપિત ભીષણ મૂર્ત્તિ જોઇને, તેઓ હવે ઘરમાં દાખલ થઈ શક્યા નહિ. જે લેણદાર મુબારકની સાથે વાતચીત કરતો હતો, તેણે તેના દોસ્તને કહ્યુંઃ–"મામલો શો છે! આ બન્દો બેટો શા જોર પર ફુલાય છે? એ ગરીબડો ગુલામ જોઇએ છીએ કે, હવે શી રીતે આપણું લેણું પતાવે છે."

પરંતુ તેમણે જ્યારે જોયું કે, મુબારક રૂપિયાની એક કોથળી હાથમાં લઇને આવે છે, ત્યારે તેઓ જાણે કાંઇક નિરાશ થઇ ગયા.

મુબારકે તેમની દરેકની પાસેથી કરજના દસ્તાવેજ લઇને, બધાના લેણા રૂપિયા ચૂકવી આપ્યા. કોઇનાથી કશું પણ બોલી શકાયું નહિ. એ વખત ગુલામોમાં જેઓ કાંઇક ઉંચા વર્ગના હોય, તેઓ લખતાં વાંચતાં જાણતા હતા. મુબારક એ વર્ગનો ભણેલો ગુલામ હતો. તે બધા વહેપારીઓને ઓળખતો હતો. એથી કોઇ તેને દગો દઇને વધારે રૂપિયા લઇ શક્યું નહિ.

એમ કહેવાની જરૂર નથી કે, સેરિનાની તે જમીનમાં દાટેલી સોના મોહોરોમાંથીજ મુબારકે માલિકનું પરચુરણ કરજ પતાવીને એક જાતનો અપૂર્વ આરામ મેળવ્યો.

પણ તે દિવસે તે, તે મકાનમાં ટકી શક્યો નહિ, છળવાળી આશા, મોહિનીના વેશે તેના સ્હામે આવી બોલીઃ–“ડરે છે શા માટે? તારા માલિકે હરગિઝ આપઘાત કર્યો નથી. જરૂર તેઓ જિગરની જવાળાથી ક્યાં ચાલ્યા ગયા છે. પ્રથમથી કદાચ તેઓ જાણી ગયા હશે કે, આ સર્વ વહેપારી લેણદારો લેણું વસુલ કરવા માટે તેમના આંગણે આવી ઉભા રહેશે. એટલા માટે અપમાનના ભયથીજ તેઓ દેશ ત્યાગી ગયા હશે.”

આશાથી કમર કસીને, વફાદાર ચાકર મુબારકે આખો દિવસ ગુજાર્યો. તે દિવસે તેણે ખાધું પણ નહિ. પણ હાય! તેમ છતાં પણ ઇબ્રાહીમ આ વફાદાર નોકરના સળગતા જિગરને આરામ આપવા માટે ઘર તરફ પાછો ફર્યો નહિ.



# પ્રકરણ ૧૮ મું

## જુલુસની બહાદુરી!

"મામલો શો છે, કહે જોઇએ જુલુસ?"

"ગમે તે હો, અમ્માજાન? આપણે એ જાણવાની શી જરૂર છે?"

"ના–ના, તારે મને જરૂર જણાવવું પડશે. કહે જોઇએ, આજે સવારના પહોરમાં તારા માલિક કયાં ચાલ્યા ગયા છે કે, હજી સુધી પણ પાછા આવ્યા નથી?"

"હું ધારૂં છું કે, તેઓ શયતાન અસગરની સાથે કાંઇક સલાહ કરવા ગયા છે."

"શાની સલાહ વળી બાકી રહી ગઇ છે?"

"તેઓ એમને એમ તમારા હાથમાંથી શી રીતે બચી જાય અને સેરિનાની સાથે મોજમજા ઉડાવી શકે?

"ખરૂં છે, પણ તું એ બાબતમાં કાંઇપણ હકીકત જાણે છે ખરો કે?"

"ન જાણું એમ તો બને કદી બનેજ નહિ. પણ એ પરથી તેમના મનની મતલબ શી છે, એ બરાબર મારા સમજવામાં આવતું નથી."

"એ બાબતમાં શું સાંભળ્યું છે કહેતો ખરો."

"મને જણાય છે કે, હમણાં એક દિવસે ગમે તે રીતે ફુરસદ મેળવીને હજુરાલિ સેરિના બીબીની મુલાકાત કરવા ગયા હતા, પણ સેરિનાનું મન ઘણું ઉંચું છે. જે પોતાના માલિકને કરજમાંથી છૂટો કરવા માટે, આવી દિલાવરી બતાવી પોતે પણ વેચાઇ શકે છે, તેનું દિલ કેવું ઉમદા હશે, એનો તમે પોતેજ ખ્યાલ કરી જૂઓને. તે મારા માલિકની ફોસલામણીથી પોતાની ઔરત તરીકેની ઇજ્જત વેચે, એમ મને તો જણાતું નથી. તેને કોઇપણ રીતે કબ્જે ન કરી શકવાથી મારા માલિકે એક નવી બાંદીને બગીચામાં લાવી રાખવાની કોશિશ કરી છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે, "

" કેમ ? "

" સેરીનાને ગમે તે રીતે ફોસલાવી—સમજાવીને એ બાંદી ઉમર શેખના કબ્જામાં લાવે એવા ઇરાદાથી તેમણે તેને રાખવાની તજવીજ કરી હોય, એમ જણાય છે, મેં તેને એકવાર અસગર સાહેબને ત્યાં જોઇ હોય, એમ જણાય છે. "

"ત્યારે તો ગજબ થયો ! સતીના સતીત્વનો નાશ થશે, એ મારાથી સહી શકાશે નહિ. મને હમણાં એક ઇરાદો થઇ આવ્યો છે કે, સેરિના જરૂર કોઇ નેક બુનીયાદની—વંશની છે, મોટા ઘરની દુખ્તર છે. માટે હવે તે જેથી નિરાપદ રહે, એવો બંદોબસ્ત મારે કરવો પડશે. મારા પોતાના સ્વાર્થ માટે નહિ, તેનેજ માટે તેને બચાવવી પડશે. "

" હું કહું તે કામ કરશો ? જો કરશો તો સેરિના જરૂર બચી શકશે. "

" શું કામ ?

" તમે જાણો છો કે, તમારા ખાવિંદે દશ હજાર મોહોરો આપીને, એ સેરિનાને ખરીદી છે. હવે તમે જો કોઇ પણ ઇલાજે તેને છોડાવવા માગતાં હો, તો હું તેને કોઈ દૂરની જગામાં જઇને છૂપાવી આવું. પણ તેથી તમારા શૌહરની દશ હજાર મોહોરો એકદમ પાણીમાં જશે, અને તેઓ છેક મરણ પથારીએ પડશે.

" એ દશ હજાર તો શું—પણ મારા માલકની સઘળી મિલ્કત જવા છતાં પણ સતી સેરિનાના ધર્મની રક્ષા થતી હોય, તો હું તેમ કરવાને પણ તૈયાર છું. સતીના સતીત્વ નાશમાં જે મહાપાપ સમાયલું છે, જુલુસ! એ પાપથી આપણો આ સંસાર બળીને રાખ ખાક થઈ જશે. માટે તું બીજું એક કામ કરે તો સારૂં."

" કયું કામ, મા?"

" સેરિનાને હું છોડાવીશ, પણ તું તેને ઇબ્રાહીમ સાહેબના મકાનપર પહોંચાડી આવ."

" હાય મા! ક્યાં તે ઇબ્રાહીમ! એવો ભલો અને ખાનદાન આદમી બીજો કોઇ હશે કે? જેવું તેનું રૂપ છે, તેવોજ તે ગુણવાન છે, તેવાજ મીઠા બોલો છે. તે કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો છે, એ કોઇ કહી શકતું નથી. તેનો વફાદાર નોકર રોઇ રોઇને દહાડા ગુજારે છે."

' મુબારકની સાથે શું તારી મુલાકાત થઇ હતી કે?

" હા, અમ્મા! સેરિનાના સમાચાર જાણવા માટે તે કાલે આપણે ઘેર આવ્યો હતો."

" હાય! કેવી ગજબની વાત! હું સાફ જાણું છું કે, મારા આ જુલ્મી શૌહરના જુલ્મથીજ ઇબ્રાહીમ સાહેબની આવી બુરી

હાલત થવા પામી છે વારૂ, સેરિના એ બગીચામાં આવ્યા પછી શું એક દિવસને માટે પણ આનંદમાં નથી રહી ? "

" ના, જરા પણ નહી, અમ્માજાન ! તે ઉલટી દિવસે દિવસે સૂકાતી જાયછે. તેનો તે સુંદર ચહેરો ફીકો પડી ગયો છે. ખૂબ ખીલેલું ફુલ આગની જાળ લાગવાથી જેવી રીતે સૂકાઇ જાય છે, તેની દશા પણ તેવીજ થઇ ગઈ છે. "

" તારા માલિકની સાથે તે બિલ્કુલ બોલતી ચાલતી નથી ? "

" ના, અમ્મા, એમ તે બની શકતું હશે કે ? તમે તો માલિકને આજકાલ બહાર જતા આવતા એક રીતે અટકાવી દીધા છે, એથી બગીચામાં જઇ તેની સાથે કાંઇ મોજમજા ઉડાવવાનું તેના ભાગ્યમાં બની શકતું નથી. વળી સેરિના પણ તેના પર ખૂબ નારાજ છે, તે તેને બિલ્કુલ મળવા પણ માગતી નથી. "

" એ ઠીકજ થયું છે. ખુદા સહજમાં કોઇની આશાને બાળીને ખાક કરતો નથી. જો જુલુસ ! તું મારા દીકરા જેવો છે. હું આટલું દુઃખ ભોગવવા છતાં પણ આ કંજુસ શૌહરના ઘરમાં રહી છું, અને તેમના સુખ અને સ્વતંત્રતામાં શી રીતે વધારો થાય. એની કોશિશ હમેશાં કર્યા કરૂં છું. હું કાંઇક વાચાળ છું, એ ખરૂં; પણ મને આવી વાચાળ અને કંકાસી કોણે કરી ? મારા લોભી સ્વામીના હૃદયહીન વહેપારથી શું મારી હાલત આવી નથી થઇ ? ગમે તેમ હો, પણ હું સાફ જાણી શકી છું કે, સેરિના એક સતી ઓરત છે. તેના પર મારો જાલિમ શૌહર જેથી કાંઇ જુલ્મ ન ગુજારી શકે, એવી કોશિશ મારે કરવી પડશે. ગુન્હો કર્યા સિવાય તો કોઇનાથી કાંઇ સજા કરી શકાતી નથી. તું મનમાં ચોક્કસ ધારી લેજે કે,

મારો માલિક તે સતી ઓરતના ઉપર જે દિવસે કાંઇ પણ જુલમ ગુજારવાને તૈયાર થશે, તે દિવસેજ હું તેનો છૂટકો કરી અહીંથી બીજે ક્યાંય રવાના કરી દઇશ. જો તેને છૂટી ન કરી શકું, તો મારૂં નામ તાકિતુન્નિસા નહિ.”

આમ કહીને તાકિત બીબી, ઘરના કામકાજમાં ગુંથાઇ ગઇ.

જુલુસ બહાર આવીને મનમાંને મનમાંજ બોલ્યો:—“આજે જે મામલો ઉભો કર્યો છે, તે કાંઇ છેક ખોટો તો નથીજ. મારા માલિકને એવો કોઇ ઇન્સાફની રૂએ અધિકાર નથી કે, તે એક નિરાધાર અબળાના ઉપર અન્યાય અત્યાચાર કરી શકે. એ સેરિનાની દિલાવરી ભરેલી મીઠી વાતોને હું હરગિઝ ભૂલી શકીશ નહિ. જે દિવસે આ કમનસીબ કંજુસ માલિકના કુટુંબમાં અર્ધો ભૂખ્યો મરતો હતો, સૂકા મ્હોંએ સેરિનાની પાસે જઇ ઉભો હતો. તે દિવસે તેણેજ મને અમીરના જેવું ખાણું આપીને મારી સારી ખાતરી કરી હતી. ઇબ્રાહીમના ગુરૂની વાતનો તો આરોજ આવે તેમ નથી. તેનું ફિરિસ્તાના જેવું મહત્વ, હૃદયની ઉદારતા, વગેરેનાં વખાણુજ થઇ શકે તેમ નથી. જો મને એવો દિલાવર માલિક મળ્યો હોત, તો અત્યારે મારે આમ પેટની જવાળાથી તરફડીયાં મારવાં પડત નહિ. ગમે તેમ હો, પણ હવે જે ઇલાજે સેરિનાનો બચાવ થાય, તે ઇલાજ મારે સત્વર શોધી કાઢવો પડશે અને મારા શયતાન માલિકના પંજામાંથી મારે તેને જરૂર બચાવવી પડશે.



# પ્રકરણ ૧૯ મું

## દગાબાજીની શરૂઆત

હવે એકવાર આપણે ઇબ્રાહીમની ખબર લેવી પડશે. દૈવ યોગે મળેલું, તે જવાહિર લઇને, ઇબ્રાહીમ સાહેબ, શાહસુરીની સલાહ મુજબ ઇસહાક્ની પેઢી પર ચાલ્યો ગયો. ત્યાં જઇને તેણે સાંભળ્યું કે, ઇસહાક્ હજી સુધી દિલ્હીથી પાછો આવ્યો નથી. આ વાત સાંભળીને, તે જાણે કાંઇક નિરાશ થયો. પરંતુ જે બની શકે તેમ નહોતું, તેને તેનાથી શી રીતે અમલમાં મૂક શકાય ?

ઇસહાક્ દિલ્હીથી કયારે પાછો ફરશે, એ પણ કાંઇ નક્કી નહોતું. વળી એ કીમતી ઝવેરાતને જ્યાં ત્યાં સાથે લઇને ફરવું એ પણ મુનાસિબ નહોતું. એટલા માટે ઇબ્રાહીમ લાચારીથી ઇસહાક્ના દિવાન પાસે જવેરાતને જમા રાખી, જાણે કાંઇક બેફિકર થયો. દીવાનને ખાસ મના કરી દીધી કે, તેની ફતેપૂર આવવાની તથા ઝવાહિર જમા મૂકવાની વાત ઇસહાક્ સિવાય બીજી કોઇને પણ જણાવવી નહિ.

મુબારક કે જે બે ત્રણ દિવસ પહેલાં હુંડી જમા મૂકવા માટે તેમની પેઢીપર આવ્યો હતો, એ વાત પણ દીવાનજીએ ઇબ્રાહીમને કહી નહિ. કારણ કે, મુબારક એ બાબતમાં તેને બધી બીના છુપી રાખવાનું કહી ગયો હતો. આવી રીતે માલિક અને નોકર બન્ને એક બીજાના કામકાજથી અજાણ્યા રહ્યા.

આ તરફ ઇબ્રાહીમ પણ તમામ બાબતોમાં ઘણે ભાગે બેફિકર થઇને શાહસુરીની સાથે દૂર દેશાવરમાં ચાલ્યો ગયો. તેના જન્મસ્થાન

અજમેરપર જાણે તેને એક જાતની નફરત પેદા થઇ હતી. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ–" જન્મભૂમિથી થોડાક દિવસ કાંઇક દૂર રહેવાથી, મારા ચિત્તને ઘણો આરામ મળી શકશે."

મુબારક, ઇબ્રાહીમના છોડેલા મકાનમાં રહેતો હતો ખરો, પરંતુ તેનો બધો ઉત્સાહ અને આનંદ જાણે આખા ઝિન્દગીને માટે ચાલ્યો ગયો હતો. તે વારંવાર વિચાર કર્યા કરતો હતો કેઃ–" ક્યાં મારો તે હમેશનો દિલાવર માલિક ઇબ્રાહીમ અને ક્યાં તે ખીલેલી પ્રભાતની કમલિની જેવી સેરિના!"

આટલી આટલી આફતો તેના શિરપરથી વહી ગઈ હતી, તો પણ તે કમર કસી હૈયામાં હામ ભીડી આશાના તંતૂપર આધાર રાખી બેઠો હતો. માલિકની બરદાશ કરી, તેના હુકમને તાલિમ કરી, તે ખુશી થતો હતો. સેરિનાનું નીરસ હસતું મ્હોં જોઇને તે ઘણીજ ખુશાલી મેળવતો હતો. તે હમેશાં આશા રાખતો હતો કે, હવે પાછા સુખના દિવસો આવી લાગશે. હાય! ઇબ્રાહીમના ગુમ થવાની સાથે સાથે તેનું સુખનું ખ્વાબપણ ચૂરેચૂરા થઇ ગયું!

સેરિનાના ચાલી જવા પછી, તેની સાથે મુલાકાત કરવા માટે, તે ઘણોજ ઇન્તેજાર રહેતો હતો. પણ અત્યાર સુધી તેને તેવી કોઇ સારી તકજ મળી નહોતી. ઉમર શેખે, સેરિનાને જે બગીચામાં છુપાવી રાખી હતી, તે બગીચો નાનો હોવા છતાં પણ, તેની ચારે બાજૂએ ઉંચી દીવાલ વડે ઘેરાયલી હતી. તે ઉપરાંત બે બળવાન ખોજા, એ બગીચાની દીવાલના દાખલ થવાના દરવાજાપર પહેરા માટે નીમાયા હતા. ઉમર શેખના મનમાં એક દહેશત ઉપજી હતી, કે સેરિના કદાપિ તેના કબજામાં આવશે નહિ. અને વળી એ બહાદુર મુબારક જો કાંઇ સાધા-

રણુ તક પણુ મેળવશે, તો તેને ઉપાડી ગયા વિના રહેશે નહિ. આથીજ તેણે અસગરની સાથે સલાહ કરીને આવો બંદોબસ્ત કર્યો હતો.

ઉમર શેખે અત્યાર સૂધી સેરિનાપર કશો જુલ્મ ગુજાર્યો નહોતો, તેનાં બે કારણો હતાં. પહેલું કારણુ એ હતું કે, તે સેરિનાને બાંદી તરીકે પોતાના ઘરના કામકાજમાં દાખલ કરી શકત. પણુ, તાકિતની બ્હીકથી તે તેમ કરી શકયો નહિ. તેને ઉજાજડ મેદાનમાં રાખવા છતાં પણુ, ઉમર શેખ તેનાપર જુલ્મ કરી શકયો નહિ, એનું કારણુ એ હતું કે, અસગરખાંએ તેને સમજાવી દીધું હતું કે, એ સેરિના મન-માને મનમાં ઇબ્રાહીમને ચાહનારી છે. જો એમ ન હોત, તો એ બબ્બેવાર આવી રીતે પોતાની બધી દોલત આપીને તેને કરજમાંથી છૂટો કરવામાં મદદ કરત્ત નાહ. એ સોરનાના દિલપર કાબૂ મેળવતાં તેની સાથે ઘટતા વખતનો પણુ ઉપયોગ કરવો પડશે. શયતાની શક્તિની મદદથી તેને કબ્જે કરવા જતાં, કદાચ તે આપઘાત કરશે, અને નહિ-તો ન્હાસવાની કોશિશ કરશે. અસગરની આવી સલાહ મળવાથીજ ઉમરે હજી સૂધી સેરિના ઉપર કશો અત્યાચાર કર્યો નહોતો. તેમ છતાં પણુ, તે તક મળતાં કોઇ કોઇ વાર બગીચામાં જઇ સેરિનાને મળી આવતો હતો. ખરી રીતે ઉમર શેખ સોરનાની સાથે કેવી રીતે વર્તતો હતો કે તે તેમની બન્નેની વચ્ચે થતી નીચેની વાતચીત પરથી સાફ જણાઇ આવશે.

એક દિવસ ઉમર ખરા બપોરે, ઉઘરાણી કરીને પાછા ફરતી વેળાયે સેરિનાની સાથે મુલાકાત કરવા ગયો. ત્યાં જઇને તેણે જોયું કે, સેરિના ઓરડાના ભોંયતળીયાં પર ચિંતાતુર હાલતમાં બેઠી હતી.

તેની બન્ને આંખો અત્યારની તથા પહેલાંની હાલતની ફિકરમાં આંસુથી છલકાઇ રહી હતી. તે ખરીદેલી બાંદી હોવા છતાં પણ રાજરાણી કે બાદશાહી બેગમની પેઠે લાડકોડમાં ઉછરી હતી. ખાસ કરીને ઇબ્રાહીમના અમલમાં તે બાંદી પણામાંથી છૂટી થઇને મરજી મૂજબ વર્તતી હતી. સ્વાધીનતાની ગોદમાં પોતાની ઝિન્દગી ગુજારતી હતી, એવી હાલતમાં એકાંતવાળા કેદખાનામાં પૂરાઇને બંદીની પેઠે પરાધીનતાથી રહેવું તેને માટે મુશ્કેલ થઇ પડ્યું હતું.

ઉમર ઘરમાં દાખલ થઈ સેરિનાની આવી હાલત જોઇ મનમાંને મનમાંજ જરા દુઃખી થયો. તેના પત્થર જેવા સખ્ત દિલમાં રહમની છાયા જાગી ઉઠી. ઉમરે કહ્યું:-" સેરિના! કેમ છે ? "

સેરિનાએ જવાબ આપ્યો:-" જે હાલતમાં મને રાખી છે, તેમાં જેટલી સ્વચ્છંદતાથી રહી શકાય, તેટલી સ્વચ્છંદતામાં હું રહી શકું છું. "

"બંદાએ મને કહ્યું છે કે, ઘણીવાર તું ખાતી પીતી પણ નથી. ઘણીવાર રાત્રે તું ખાણાંને અડકતી પણ નથી. એમ કરવાથી તારૂં શરીર ક્યાં સૂધી ટકશે ? "

" અમો ખરીદેલી બાંદીઓ છીએ. બીજાઓ અમારી કીમત આપી અમોને ખરીદી લે છે. જે ઝિન્દગી સ્વાધીન નથી, જે બીજાની પાસે પૈસાના બદલામાં વેચાણી છે, તે ઝિન્દગી ટકે તોય શું અને ન ટકે તોય શું, સાહેબ ? આવી હાલતમાંજ જો મારૂં મોત થાય, તો આ દુનિયામાં કોઇને કાંઇ નુકસાન થવાનું નથી. "

ઉમર શેખ આ વાત સાંભળીને મનમાંને મનમાં બોલ્યો:-" બીજા કોઇને નુકશાન ન થઇ શકે, તો કાંઇ નહિ, પણ મને તો જબરદસ્ત

નુકસાન થાય તેમ છે. મેં એક જિદ્દપર ચઢીને દશ દશ હજાર સોના મોહોરો ખરચી તને ખરીદી છે. તું મરી જશે, તો મારા રૂપિયા પાણીમાં જશે. એટલા માટે હું તને મરવા દઇશ નહિ. ધીરજ ધારીને આખર સુધી જોયા કરીશ, તારી બરાબર ખબર રાખીશ. ”

મનમાંને મનમાંજ આવો વિચાર કર્યા પછી, ઉમર સહજ નરમાશ ભરેલા અવાજથી બોલ્યોઃ–“ ત્યારે શું તારા જેવું આવું સુંદર ફૂલ, ભૂખી તરસી અને દિલભેદક ફિકરથી આવી રીતે કરમાઇ જશે ?”

“ એકાંત વનમાં ઘણાં ફૂલો ખીલે છે, તેઓ સુવાસ વિલોવી, લોકોના લોચનથી અળગાં રહી, પાછાં પોતાની મેળેજ ખરી પડે છે. તેની ખબર કોણુ રાખે છે, મહેરબાન ? ”

“ મેં તને દશ હજાર સોના મોહોરો આપીને ખરીદી છે ખરૂં કહું તો, હું હવે તારો માલિક છું. મારી ઇચ્છાપર તારા ભવિષ્યના સુખનો આધાર રહેલો છે એક વાત હું તને પૂછવા માગું છું, એનો બરાબર જવાબ મને મળશે કે ? ”

“ કહોને શું પૂછવા માગો છો ? ”

“ તું શું ઇબ્રાહીમને ચાહે છે ? ”

“ તમે પણુ આજે જેવી રીતે મારા માલિક થયા છો, તેઓ પણુ તેવી રીતે ઘણા દિવસ સુધી મારા માલિક હતા. તે મને ચહાવાનો મને કશો હક્કજ નથી. કારણુ કે, તેઓ માલિક છે અને હું તેમની બાંદી છું. તેમ છતાં પણુ આ દુનિયામાં ખુદા અને તેના રસૂલ પછી જો હું બીજા કોઇને પણુ માનતી હોઉં, પ્યારની નિગાહથી જોતી હોઉં તો તેઓજ તે વ્યક્તિ છે. ”

ઉમર શેખ આ વાત સાંભળી, થોડીવાર ચૂપ રહી બોલ્યો:–" પણ તારા માટે આટલા રૂપિયા ખર્ચ્યા, તને આરામથી રહેવાનો સારો બંદોબસ્ત કરાવી આપ્યો, તારા મનમાં જેથી દુઃખ ન થાય, તેટલા માટે તારી સાથે હળવા મળવાનું પણ મેં બિલ્કુલ બંધ કરી દીધું છે, એ બધાનો બદલો મળવાને શું હું જરાપણ લાયક નથી ? તારા મુખની એક પણ મીઠી વાત સાંભળવાનો શું હું અધિકારી નથી સેરિના ? "

" સાહેબ ! હું હમણાં એક અજબ બનાવને તાબે થઇને તમારે આશરે આવી છું. તમે મારી સાથે જેવી ચાલ ચલાવશો, તે સહન કરવાને હું તૈયાર છું. તમે જો ઇબ્રાહીમ સાહેબની માફક મન-દિલને ઉમદા કરશો, ખોટી વૃતિઓને દબાવશો, મારા અન્નદાતા તરીકે મારી સાથે ચાલશો, તો હું તમને હમેશાં ફરિસ્તાની પેઠે પૂજીશ. પણ એ શું તમે કરી શકશો ? "

સેરિનાની આ વાત સાંભળીને ઉમર શેખ બિલ્કુલ ઝંખવાણો પડી ગયો. તેણે પોતાના મનમાં ધાર્યું હતું કે:–"એ નિરાધાર નાવારસ સેરિના જ્યારે પૂરતી રીતે મારા કાબૂમાં છે, ત્યારે તે મારા મનનો ઇરાદો જાણી લઇને લાચારીથી મને પોતાનું દિલ સોંપી દેશે, પણ હાય ! સેરિનાની વાતથી જાણે તેની સઘળી આશા અને આસ્થા એકદમ ડૂબી ગઇ.

તેણે સ્હામે ઉભીને સેરિનાનું તે ઉત્તેજનાવાળું સુંદર રૂપ જોયું ! તેણે જોયું કે, સેરિનાની બન્ને આંખો જાણે વાઘણની પેઠે સળગી રહી છે. તેના મ્હોંપર જાણે એક જાતની સ્વતંત્રતા અને નફરતની છાયા છવાઈ ગઇ છે.

આ જોઇને ઉમર શેખે મનમાંજ વિચાર્યું કેઃ—"ત્યારે શું મારા મનની મુરાદ લહેલાઇથી બર નહિ આવે?"

ઉમર શેખ લાચાર થઇને સૂકાયલા મુખથી બોલ્યોઃ—"સેરિના! આવી નિષ્ઠુર ન થા! મારા પર મીઠી નિગાહ કર, રહમ કર, મારૂં જે કાંઇ છે, તે બધું હું તને આપીશ. આજ સુધીમાં ઇન્સાફ કે ગેર ઇન્સાફ ગમે તે ઇલાજે; મેં જે કાંઇ એકઠું કર્યું છે, તેનું પ્રમાણ કાંઇ છેક કમ નથી. એ દૌલત કુબેરના ભંડાર જેટલી છે! અયેશની તો કાંઇ ખામીજ નથી, તું જો મને ખાસ તારૂં દિલ સોંપીશ, તો હું તને બાદશાહની બેગમની માફક ખુબ માન અને મર્તબામાં રાખીશ. તું મારા આ પ્યાર ભર્યા જિગરની માલિકિણી થઇશ, આ અખૂટ અયેશ પણ તારા તાબામાં આવશે. ગરીબડા—રાંકડા—ભિખારી ઇબ્રાહીમની મોનાજતમાં તો હવે કશો સારજ નથી, સેરિના! હું પ્રતિજ્ઞા કરૂં છું કે, તારી મરજી થતાંજ હું તને મઝહબ મૂજબ જોરૂ તરીકે તારી સાથે શાદી કરીશ. હું તને વધારે વાત કહેવા માગતો નથી પણ એટલું તો તું ચોક્કસ યાદ રાખજે કે, મેં જ્યારે તને આટલા રૂપિયા ખરચીને ખરીદી છે, ત્યારે હું તને સહજમાંજ છોડીશ નહિ. ખુદાનું નામ લઇને કહું છું કે, જો તને કબજે કરતાં, મારૂં સઘળું કુરબાન થશે, તો તેમ કરવામાં પણ હું પાછો પડીશ નહિ. હું તને એક પખવાડિયાંની વિચાર કરવાની મુદ્દત આપું છું. એ દરમ્યાન જો તું મને કાંઇ સારો જવાબ નહિ આપે, તો ખાત્રી સાથે જાણજે કે, હું મારા સ્વાર્થની સિદ્ધિને માટે ચારે તરફ આગ સળગાવી દઇશ." તેનાથી વધારે બોલી શકાયું નહિ. એવામાં જુલુસખાં સેરિનાને માટે ખાવાનું લઇને ત્યાં આવી પહોંચ્યો. ઉમર, જુલુસખાંને અચાનક ત્યાં આવી ચઢેલો જોઇને મનમાં ને મનમાંજ તેને હજારો ગાળો ભાંડવા લાગ્યો.

અને સેરિના ત્યાં હાજર હોવાથી ગરીબ બિચારો જુલુસ ઉમર શેખના સપાટામાંથી બચી ગયો.

ઉમર શેખે મનમાં ને મનમાંજ વિચાર્યું કેઃ-" આ બેનસીબ જુલુસખાંનને હમણાં જરા પણ ધમકાવી શકાશે નહિ. એનો કાંઇ પણ તિરસ્કાર કરવાથી કદાચ, એ શયતાન, બધી બીના મારી પ્રેમમયી તાહિતના કાને સંભળાવી દેશે."

આથી ઉમર શેખે મનનો વેગ દબાવી રાખી, જુલુસખાંને કહ્યું:- "કેમરે બન્દા! બીબીને માટે ખાવાનું લાવતાં આટલી બધી દેર કેમ થઇ ?"

જુલુસે તેના માલિકને એક સલામ કરીને કહ્યું:-" હું જૂરાલિ ! આજે તો વધારે દેર થઇ નથી. બરાબર વખત સરજ હું હમેશાં આવું છું. અમ્માજાન જ્યાંસૂધી મને અહીં આવવાની પરવાનગી ન આપે, ત્યાં સૂધી મારાથી વેળાસર શી રીતે અવાય ?"

ઉમર શેખે હસતા મ્હોંએ કહ્યું કેઃ-" હું જાણું છું કે, તું મારો નિમકહલાલ નોકર છે. ખાવા પીવામાં સેરિના બીબીને કાંઇ અડચણ ન પડે, તેની તું બરાબર સંભાળ રાખજે. તું પોતે પાસે બેસીને, એને ખવડાવજે. હું તરાપર આ સાધારણ કામનો ભાર સોંપી નિશ્ચિંત થાઉં છું. આ લે બે આના બક્ષિસ."

જુલુસખાં, તેના માલિકના મ્હોં તથા આંખના હાવભાવપરથી પહેલાં તો ડરી ગયો હતો કે, કદાચ તેનો માલિક તેનું અપમાન કરી બે ચાર ગાળો ચોપડાવશે. પણ જ્યારે તેણે જોયું કે, વાદળાં અને વાવાઝોડું જે ધીમે ધીસે ચડવા માંડયું હતું, તે બહુજ સહ-જમાં શમી ગયું છે, ત્યારે તે હસતા મુખે માલકની આપેલી બક્ષીસ

લઇને બોલ્યો:—" હુજૂર ! આપના અનાજનુંજ મારૂં આ બદન છે, હું મારી ફરજ બજાવવા સિવાય બીજા કશા પણ ઇનામની આશા રાખતો નથી."

ઉમર શેખે આનંદની સાથે જુલુસને કહ્યું:—" જો ! તું મારો ઘણો પ્યારો ચાકર છે. એટલા માટે તું કાંઇ ગુન્હો કરીશ, તો, તેના તરફ હું કશું ધ્યાન આપીશ નહિ. તને પહેલેથીજ ચેતાવી દઉં છું કે, હું અહીં આવ્યો છું. એ વાતની બીબીને ખબર ન પડે, એની ખાસ સાવચેતી રાખજે."

જુલુસે કહ્યું:—" હુજૂર માલિક ! આપના ફરમાનને નામંજૂર રાખવાની મારામાં હિમ્મતજ નથી, એ બાબતમાં આ બેફિકર રહો."

ત્યાર પછી ઉમર શેખ બેફિકર થઇને તે બગીચામાંથી ચાલ્યો રસ્તે જતાં જતાં તે પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કે:—" હું આવી રીતે ક્યાં સુધી આશા અને નિરાશાના યુદ્ધમાં ઝઝૂમી શકીશ? મેં એક પૈસો પણ મારી ઝિન્દગીમાં ખયરાત દાખલ વાપર્યો નથી. અને દશ હજાર મોહોરો એકદમ આ બાંદીને માટે ખરચી નાખી છે! પાણીના ભરેલા સરોવરના કિનારાપર જઇ મારાંથી તરસ્યા કંઠે પાછું ફરી શકાય, તેમ પણ નથી. સેરિનાને વિચાર કરવા માટે મેં પંદર દિવસની મુદ્દત આપી છે. પંદર દિવસ પછી કંઇ સારો જવાબ નહિ મળે, તો મારે મારા મનની ઇચ્છાને અમલમાં મૂકવી પડશે. પછી એમાં મને કોઇનાથી કોઇ પણ રીતે અટકાવી શકાશે નહિ."

ઉમર ચાલ્યો ગયો, એટલે જુલુસ ખાવાનું ઠેકાણાસર મૂકીને બોલ્યો:—" ખરેખર આજે કાંઇક મોડું થઈ ગયું છે. માટે તમે હમણાં ને હમણાંજ [illegible]"

સેરિના એક ઊંડો નિઃસાસો મૂકીને બોલ્યો:—" ખાવાની મારી બિલ્કુલ મરજી નથી. તું નથી જાણતો કે, મારા મનમાં ચિંતાની ભયંકર આગ સળગી ઊઠી છે."

જીલુસખાંએ કહ્યું:—" ડરો છો શા માટે બીબી! હું તો જો કે એક મોટો બેવકૂફ અને અભણ બંદો છું. માલિકની ગાળો ખાઇ ખાઇને મારી આટલી ઝિન્દગી વીતી ગઈ છે. નીચની સોબતમાં મારી આખી ઉમ્મર વીતી ગઇ છે. એટલો બધો અધમ હોવા છતાં પણ, મને ચોક્કસ ભરોસો છે કે, આ દુનિયામાં ખુદાના કરતાં બીજું કોઇ મોટું નથી તમારી સાથે હમણાં મારા માલિકની જે કાંઇ વાત-ચીત થઇ, તે મેં આ સીડીની પાછળ ઉભાં ઉભાં બરાબર સાંભળી લીધી છે. પણ ચોક્કસ જાણજો સેરિના બીબી ! કે ખુદા મદદમાં હશે, તો મારા માલિકની શી તાકાત છે કે, તે તમારા તરફ કરડી નજર પણ કરી વળી ખુદા તમારી મદદમાં છે, એની મુખ્ય સાબીતી એ છે કે, આટલા દિવસ થયાં તમે તે શયતાનના સપાટામાં સપડાયાં છો, છતાં તે તમારી પાસે એક અપશબ્દ પણ બોલી શક્યો નથી. તમને તમારા ધર્મને જાળવવાની જે મોટી દહેશત હતી, તે દહેશત ટળી ગઈ છે. પણ એ બધો ઉપકાર મારા માલિકની ઓરતનોજ છે. જો તમારો પક્ષ ન લીધો હોત, તો તમારાથી તમારા ધર્મને કોઇપણ રીતે બચાવી શકાત નહિ. વળી એટલું પણ ખસુસ યાદ રાખજો કે, જો ખુદા તમારી મદદમાં ન હોત, તો તાકિત બીબીના મનમાં પણ તમારા તરફ દયા ઉપજત નહિ. અને તમારા ભલાની ખાતર તે જીવતોડ મેહનત પણ કરત નહિ. હું મને સોળેસોળ આના ખાત્રી આપું છું કે, થોડા વખતમાંજ તમે મારી માલિકની સ્ત્રીની કોશિશથી છૂટાં થઇ શકશો. અને એટલું પણ મનમાં ખાસ માની લે જો કે, હું પણ મને લાગ

મળશે કે તરતજ મારા માલિકના બધા છૂપા ભેદ ભરમો મારી માલિકિનીને કહી દઇશ. એથી તે પણ જાણી જશે કે, તમને છોડાવવામાં જો તાકીદ નહિ થાય, તો કદાચ તેનું પોતાનું પણ નખ્ખોદ વળી જશે."

સેરિના, જુલુસની આ કેટલીક વાતો સાંભળીને કાંઇક શાંત થઇ, તેને થોડી ઘણી હિમ્મત મળી. તેનો ફીકો ચહેરો જાણે આશાના તેજથી ખીલી ઉઠયો,

સેરિનાએ કહ્યું:–"જુલુસખાં! તારી સાથે આજ મારી નવી ઓળખાણ નથી. મારૂં તથા મારા માલિક ઇબ્રાહીમ સાહેબનું તું ખાસ ભલું ચાહનાર છે, એ વાત હું ઘણા દિવસ થયાં જાણું છું. મુબારક તથા તારી બન્નેની ભલમનસાઇ જોઇને હું આફરીન થઈ છું તે તારાં ઘણાં વખાણ કરે છે, તારી વાત પરથીજ હું આજે આશાની કમર કસું છું, તારા માલિકની પત્ની તાકિતબીબીને જઇને કહે કે, હું તેની દુખ્તર બરાબર છું. મારી ઇજ્જત–આબરૂ સચવાઇ રહે, એવો બંદોબસ્ત જે કોઇ કરી આપશે, તેનું ખુદા ભલું કરશે. હું ઘણી કમનસીબ છું. મારી આંખોનાં આંસૂ લૂછનારને ખુદા, હમેશાં ખુશાલીમાં રાખશે. પણ હવે કહે જોઇએ, કે મુબારકની સાથે તારી મુલાકાત થઈ હતી કે?"

"હા, થઇ હતી, કેમ?"

"તેણે તને શું કહ્યું હતું?"

"તમારી સાથે મળવાની તેની ભારી ઇચ્છા છે. પણ મારા માલિકે દરવાજા પર જે બે જબરા ખોજા બેસાડી રાખ્યા છે, તેમને લીધેજ તે અંદર આવી શકતો નથી તેમ છતાં પણ તેણે કહ્યું છે કે, "એક દિવસ છુપાવેશમાં આ બગીચામાં આવી તમારી સાથે જરૂર મળી જઇશ."

"ઈબ્રાહીમ સાહેબ કેમ છે?"

"મજામાં છે. આજકાલ તેમની તબીયત સુધરી ગઇ છે; તેઓ ખુશીમાં રહે છે. કારણુ કે હવે તેમના પર એક પૈસાનું પણ કર્જ બાકી રહ્યું નથી. તમારા આપેલા પૈસાથી તેમણે તે શયતાન લેણુદારોનાં મોઢાં કાળાં કરી નાખ્યાં છે."

સેરિના આ વાત સાંભળી ઘણી ખુશ થઇ. તેણે મનમાંને મનમાંજ કહ્યું:–"માલિક! તમે ગમે ત્યાં હો, પણ સદા સુખી રહો. હું તમારી હમેશની તાબેદાર બાંદી છું, મેં કાંઇપણ વિચાર કર્યા વિના, સમજ્યા વિના, તમારા ચરણોમાં મારૂં તન—મન—ધન સોંપી દીધું છે. હું જાણું છું કે, મારી એ આશા આસ્માનના ફૂલ જેવી બેકાર છે, હું ઘણી નાની હોઇને ચાંદ પકડવાને તૈયાર થઇ છું, મારી એ આશા ફળે તેમ નથી. આ દુનિયામાં અનેક પરીઓ તમને પોતાનાં દિલ આપી શકે તેમ છે. પણ મારે તો તમારા સિવાય બીજું કોઇજ નથી. તમે ગમે ત્યાં રહો, પણ સુખમાં રહો છો, એવું સાંભળાશ, તોપણ મને સુખ અને આરામ મળી શકશે. ખુદાની હું રાત દિવસ બંદગી કરૂં છું કે, તમારૂં કિસ્મત ફરીવાર રોશન થાય, તમારા બેફિકર હસમુખા ચહેરાને જોવાથી, હું આ દુનિયાના બીજા કોઇપણ સુખને ચાહીશ નહિં."

સેરિનાને આવી ફિકરમાં પડેલી જોઇને જુલુસે કહ્યું:–"તમારે બિલકુલ ધાસ્તી રાખવી નહિ, તમે નિશ્ચિંત રહો, સેરિના બીબી! આજે તમારી સાથે મારા માલિકની જે કાંઇ વાતચીત થઇ છે, તે બરાબર લાગ મળતાં હું તાકિતબીબીને કહી દઇશ, તમે ચોક્કસ જાણજો કે, આ બધી વાત જો તાકિત બીબીના કાને જશે અને હું જરાક

આગની ચિનગારી મૂકી દઇશ, એટલે તમે તરતજ છૂટાં થઇ જશો. હવે મુબારકને જો તમારે કાંઇપણ કહેવું હોય, તો કહો, હું તેને કહી દઇશ આજે બપોરે મેં ઇબ્રાહીમ સાહેબના મકાને જવાનો ઇરાદો કર્યો છે."

સેરિનાએ કહ્યું કે–"મુબારકને મારે વધારે કાંઇપણ કહેવાનું નથી. તેમ છતાં પણ તેને એટલું જણાવજે કે, હવે મારા માલિક દરેક રીતે કરજમાંથી છૂટા થયા છે મારા વેચાણની જે દશ હજાર મોહોરોની હુંડી મળી છે, તે વટાવીને તેમાંથી તે ઇબ્રાહીમ સાહેબનો ખર્ચ ચલાવે. તેઓ કોઇપણ રીતે દુઃખી ન થાય, એની કાળજી રાખે."

જુલુસખાંએ કહ્યું કેઃ–"મને ઘણી દેરી થઇ ગઇ છે, માલિક હવે કદાચ ઘેર પહોંચી ગયા હશે. મને ઢીલ થયેલી જોઇને તેઓ પાછા કદાચ ગુસ્સે થશે. હવે હું રવાના થાઉં છું, સેરિના બીબી! આજે બપોરે ગમે ને રીતે મુબારકને મળીને તમારી વાત તેને કહી સંભળાવીશ."

આમ કહીને જુલુસખાં ત્યાંથી ચાલ્યો ગયો. ઝિન્દગીના બચાવ માટે સહુ કોઇ કોશિશ કરે છે, તો પછી સેરિના પણ શા માટે ન કરે? એ ઝિન્દગીને બચાવવામાં સેરિનાનો કાંઇક સ્વાર્થ હતો. તે મનમાંને મનમાંજ ધારતી હતી કેઃ–જો કોઇ પણ રીતે આ જીવને દેહ પિંજરમાં રાખી શકીશ, તો એક દિવસને એક દિવસ તેની સાથે જરૂર મારો મેળાપ થશે. ફરીવાર મારા સુખના દિવસો પાછા આવશે, તેના પગમાં ફરીવાર સ્થાન મળશે. અને તેની બરદાસ્ત ઉઠાવવાની ઉમદા તક મળશે."



# પ્રકરણ ૨૦ મું



## બદમાશોની બદફેલી

ચાલો વાંચકો! એકવાર આપણે કારસ્થાની બદમાશ અસગરના મકાન તરફ ત્યાં ઉમર શેખ અને અસગર બન્ને જણા બેસીને શી બદસલાહ કરે છે, તે સાંભળી રાખવાની આપણને થોડીક જરૂર છે.

ઉમરે કહ્યું-"સાંભળ, અસગર મિંયા, એક તાજજુબ બાપાર! મેં સાંભળ્યું છે કે, ઇબ્રાહીમ બેટો મનના દુઃખથી કયાંક ચાલ્યો ગયો છે."

"શું કહે છે? તેં શી રીતે એ વળી સાંભળી?" અસગરે પુછ્યું.

ઉમરે કહ્યું:-"મારા કાને એવી વાત ન આવે એમ તે ખરૂં કે? ઇબ્રાહીમનો નોકર મુબારક જે દુકાનેથી તેની હંમેશની જરૂરી ચીજો દુકાનદાર મારો એક ખાતાદાર છે. તેણે મુબારકની પાસેથી સાંભળ્યું છે કે, તેને તેના માલકનો એક કાગળ મળ્યો છે. તેમાં ઇબ્રાહીમે લખી રાખ્યું હતું કે, હું આપઘાત કરીને બધી વેદનાની જવાળાને બુઝાવીશ. વળી તેવી કોશિશ પણ તેણે કરી હતી, તેની ખરી સાબીતી તેના બગીચામાં ભાંગેલી આંબાની ડાળજ છે. પરંતુ ખરેખર જો ઇબ્રાહીમે આપઘાતજ કર્યો હોય તો તેનું મુડદું તો ગમે ત્યાંથી પણ મળી આવવું જોઇએ ને? મડદાંનો તો કયાંય પત્તોજ નથી. એથી એની ધારણા એવી છે કે, આપઘાત કરવાની ઇબ્રાહીમે ફક્ત એક ધાપજ મારી હતી. ખરી રીતે તે કયાંક વૈરાગી થઇને ચાલ્યો ગયો છે."

"યા અલ્લાહ! ઇબ્રાહીમ તે માટે મને ઘણીજ દિલગીરી થાય છે. ખરૂં કહેવામાં આવે તો આપણેજ તેની એવી કફોડી હાલત કરનારા છીએ."

"એ બધી વાતોને હવે પડતી મૂક જે થઇ ગયું છે, તેની ચર્ચા કરવાથી હવે કશું વળવાનું નથી. વળી કોશિશ કરવા છતાં પણ તે આફતને પાછી ફેરવી શકયો નથી, ત્યારે એ બાબતમાં નકામો ખેદ પણ શામાટે કરવો? મને જણાય છે કે, ખુદા આપણા પર પૂરો મહેરબાન છે. સેરિનાને મેળવવાનો રસ્તો સાફ કરવા માટે, તેણે ઇબ્રાહીમને દૂર દેશમાં હાંકી કાઢયો છે. હવે મારી વાત સાંભળ, હું ચારે તરફ અંધકારજ ભાળું છું."

"કેમ?"

"તાકિતે જાણે આજકાલ ખૂબ ઝગડા કરવા માંડયા છે. રાત દિવસ મારી સાથે તે એ બાંદીની બાબતમાંજ તકરાર કર્યા કરે છે. ઘરમાંથી મને સહજમાં બહાર પણ નીકળવા દેતી નથી. મારી ઉઘરાણી–પાત્રરાણી, કામકાજ અને ધંધો–રોજગાર વગેરે બધું લગભગ લગભગ બંધ થઇ જવા આવ્યું છે. વારંવાર મને એવું થઇ આવે છે કે, જાણે તાકિતને ઝેર દઇને મારી નાખું! હવે હું સમજયો છું, એજ સેરિનાને મેળવવમાં મારા માટે મોટી હરકતરૂપ થઇ પડી છે.

અસગરે કહ્યું:–"છટ્ છટ્! એવી વાત ન બોલ તે તારી મઝહબ મૂજબ લાવેલી જોરૂ છે."

ઉમરે કહ્યું:–"અરે જવાદે એ જોરુને ઊંડા કૂવામાં! તેની મુખ્ય ફરજ શી છે? હું જેથી સુખી થાઉં, એજ કરવાની તેની ફરજ છે. પણ તે તો એમ ન કરતાં દિવસે દિવસે મને બાળીને ખાક કરવા

માંડી છે. આ પહેલાં તો કાંઇ સેરિના બાંદીની પંચાત નહોતી તે ! પણ એતો સ્વભાવજ એવો છે ! આજકાલ તો તેણે ધમપછાડ કરવા માંડી છે ! મારા ઘરને ચકડોળે ચડાવ્યું છે. તેના મનમાં કોણ જાણે એવી નકામી શંકા પેદા થઇ છે કે, તે મને વારંવાર સેરિના સાથે શાદી ન કરવાનું કહ્યા કરે છે. સેરિનાનું નામ લેતાંજ તે કપી ઉઠે છે. હું કેવી ભયંકર જવાળામાં આવી પડયો છું, એ ફક્ત મારૂં મનજ જાણે છે. ”

‘ સેરિનાની સાથે તારી ફરીવાર મુલાકત થઇ હતી કે ? ” અસગરે પૂછયું અસગરને ઘણીવાર સુધી ફિકરમાં ડૂબેલો જોઇને, ઉમર બોલ્યો કેઃ—‘ કેમ દોસ્ત ! એક મને શું વિચાર કરી રહ્યો છે ? ”

“ દશબાર દિવસ પહેલાં એકવાર તેની પાસે ગયો હતો. ”

“ તેના મનનો ઇરાદો કાંઇ પણ જાણવામાં આવ્યો હતો કે ?

“ બરાબર જાણવામાં આવી ગયો હતો. તેનું મન એક બાજૂ વહેતા પાણીના પ્રવાહ જેવું છે. એ પ્રવાહ ઘણો પ્રબળ છે. હજી પણ તે કમનસીબ ઇબ્રાહીમનેજ ચાહે છે. મને સમજાઇ ગયું છે કે, એ સહજમાં મારે કબજે થશે નહિ. પ્યાર કે પ્રીતિ દેખાડવાથી હું તેને મારા કાબૂમાં લાવી શકીશ નહિ. છેવટે જુલમથી કબજે કરવી પડશે. જંગલનાં જાનવરોને જેવી રીતે સખ્ત સજાથી જાનવરનો પાળનાર પોતાનું તાબેદાર કરી શકે છે, તેવીજ રીતે મારે પણ કરવું પડશે. જ્યાં રહમ, અને દિલસોજી દેખાડવામાં આવે છે, ત્યાં કશું ફળ આવતું નથી; ત્યાં તો શીરજોરીજ ખરી ખપ લાગે છે. સેરિનાના જેવા નિમકહરામ જીવ મેં ખુદાની દુનિયામાં બહુજ થોડા જોયા છે. ઇબ્રાહીમને આશરે રહેવાથી આજે તેને ભૂખે મરવું પડત. મેં તેને તે દુઃખમાંથી

બચાવીને બાદશાહી બેગમ બનાવી છે. પણ એટલું કરવાં છતાં પણ તેનું મન માનતું નથી. અસગર! યાદ રાખજે કે, એક રૂપિયો મારા એક એક ખૂનનાં ટીપાં બરાબર છે. દશ–દશ હજાર મોહોરો ખરચીને મેં તેને ખરીદી છે. તે ઉપરાંત તેની મોજમજાને માટે, મહિને મહિને પચીસ પચીસ રૂપિયા ખરચવા પડે છે. આટલો બધો સારો વહેવાર રાખવા છતાં જ્યારે, તેના મનમાં નિમકહલાલી ન પેદા થાય, ત્યારે પછી જિગરપર કેવો જખ્મ થાય, તેનો વિચાર તું પોતેજ કરી જો."

"પણ ફિકર નહિ" ઉમર શેખે પોતાનું ભાષણ ચાલૂ રાખી કહ્યું:–"જો છેવટ સુધી તે નહિજ માને તો બળાત્કારે હું તેને મનાવીશ. મારા ખરચેલા પૈસા વસુલ કરીશ. મેં તેને પંદર દહાડાની મુદ્દત આપી છે. જોતજોતામાં તો તે તેર દહાડા વીતી ગયા છે, હવે ફક્ત બે દિવસજ બાકી રહ્યા છે. એ બે દિવસ પછી હું પાછો તેની પાસે જઈશ. જો તે સહેલાઇથી મારી તાબેદારી કબૂલ નહિ કરે, તો હું કેવો ભયંકર આદમી છું તે તેને બરાબર બતાવી આપીશ."

અસગરે એકમને ઉમરનું તે મોટું ભાષણ સાંભળ્યું. તેણે મનમાંને મનમાંજ વિચાર્યું કે:–"પ્રબળ બેગવાળી નદી, કદાપિ કાદવ કીચડવાળા સરોવરમાં મળવાથી પ્રસન્ન થતી નથી. અનંત સીમાવાન સમુદ્રમાં મળવાથીજ તેને ખરો આનંદ મળે છે. વરસાદના પાણી વિના ચાતક બીજું કોઇપણ પાણી પીતો નથી. સેરિનાનો તો હું કાંઇ ગુન્હોજ જોતો નથી. ઇબ્રાહીમ દેવતા–ફરિસ્તો છે અને આ ઉમર શેખ પિશાચ–શયતાન છે. ઇબ્રાહીમ બેહિસ્ત–સ્વર્ગ છે, આ ઉમર નરક–દોજખ છે. સેરિનાના દિલની મોટાઇને તો હું તે દિવસે જોઇ શક્યો છું. જે પોતે વેચાઇને માલિકને કરજમાંથી છૂટો કરી શકે, છે, તેના દિલનું મહત્ત્વ આ દુનિયામાં અતુલનીય છે. આ ઉમર

શેખ, જ્યાં સુધી ઇબ્રાહીમના જેવો દિલાવર થશે નહિ, ત્યાં સુધી તે કદાપિ સેરિનાપર કાબૂ મેળવી શકશે નહિ"

અસગર મનના ભાવને છુપાવીને બોલ્યો કેઃ—" તારી વાતજ વિચારી રહ્યો છું. મારા મત મૂજબ, તારેજ હમણાં મૂંગે મોઢે બધું સહન કરવું પડશે. તેમ નહિ કરે, તો તનેજ બહુ નુકસાન ખમવું પડશે. એ તેજદાર સિંહણને કાબૂમાં લાવતાં ઘણા વખત સુધી ધીરજ અને મનપર કાબૂ રાખવાની જરૂર છે. હલકા વર્ગની ખરીદેલી બાંદી હોત, તો તું તેને નીચ ઇલાજથી કબ્જે કરી શકત. પરંતુ યાદ રાખજે કે ઉમર સેરિના તેવી હલકી બાંદી નથી ઇબ્રાહીમે જોકે સઘળું ગુમાવી દીધું છે, તે રસ્તાનો ભીખારી બની ગયો છે, તેમ છતાં પણ તે હવે કરજમાંથી છૂટો થઇ ગયો છે, એ મર્યો નથી, એની સાબીતી પણ મને મળી છે. એ સાબીતી ભરોંસાદાર છે કે, નહિ, એનો વિચાર કરવાનો ભાર હું તને સોંપું છું. સાબીતી એ પ્રમાણે છે. ત્રણ ચાર દિવસ પહેલાં હું એકવાર કાંઇ કારણસર ફતેપૂર ગયો હતો. ફતેપૂરના મહમ્મદ ઇસહાકના નામથી તું માહિતગાર છે. તેના જેવો દોલતમંદ આદમી આજકાલ આપણી આસપાસના શહેરોમાં બીજો કોઇજ નથી ઇસહાક સાહેબના મકાનની નજીકમાંજ મારા એક કુટુંબીનું મકાન છે અને એ સગાંની સાથેજ મારે જરૂરનું કામ પડયું હતું. એક દિવસે સાંઝે મેં એક મકાનમાંથી એક માણુસને બહાર નીકળતો જોયો હતો. તે ઇબ્રાહીમ હોય, એવો મને શક આવ્યો હતો. પાછળથી એ બાબતની પૂછપરછ કરતાં ઇસહાક સાહેબના એક નોકરના મ્હોંએથી હું જાણી શક્યો હતો કે, એ ઇબ્રાહીમજ હતો."

" એટલા માટેજ કહું છું કે, ઇબ્રાહીમ આટલામાં નજીકમાં હશે,

તો તું તેનાપર કશો પણ જુલ્મ કરી શકીશ નહિ. ઇસહાકની સાથે તેની સારી દોસ્તી છે, એ પણ હું જાણું છું. માટે બરાબર યાદ રાખજે કે, એ ઇસહાકની જરાપણ મદદ મળશે, તો ઇબ્રાહીમ જબર-દસ્ત શકિતવાન થઈ પડશે. વળી બીજી વાત એ છે કે, રહમ ભરેલા વર્તનથી એક મદોન્મત માતંગને પણ વશ કરી શકાય છે, ત્યારે તું એમ કરવા છતાં પણ સેરિનાને કબ્જે નહિ કરી શકે, એ વાત માન-વાજોગ નથી. ધીરજ હારતો નહિ. મેં આ ઝિન્દગીમાં ઘણા શયતાની ધંધા કર્યા છે, એ ખરૂં, પણ તેમ છતાં પણ મને પૂરો ભરોંસો છે કે, એ અબળાપર જુલ્મ ગુજારનાર જુલ્મગારપર ખુદાના ખૌફનો પારજ રહેતો નથી. તું મારો દોસ્ત છે, માટે હું તારા ભલા ખાતરજ આ બધી વાતો કહું છું! એ ઉપરાંત એ રાક્ષસ જેવા મુબારકને તો તું જાણેજ છે. તે જો કોઇ પણ રીતે સાંભળી જશે કે, તું સેરિનાપર જુલ્મ ગુજારે છે, તો તે દુર્દાન્ત દુશ્મનના હાથમાંથી બચવાનો કશો ઇલાજ નહિ રહે.

અસગરની આવી વાત સાંભળીને ઉમર શેખ ઘણોજ ડરી ગયો. તે મનમાંને મનમાંજ બોલ્યો:–" સેરિનાના સંબંધમાં આની પાસે મારા મનની વાત ખોલી દેવામાં મેં મોટું ગેરઇન્સાફનું કામ કર્યું છે, મને ઉત્સાહિત કરવાની વાત તો દુર રહી, પણ આણે તો ઉલટો મને નિરાશ કરી નાખ્યો છે. "

ઉમર મનનો ભાવ દબાવી રાખી અસગરના મનને રાજી કરવા ખાતર બોલ્યો:–" સારૂં! તારી સલાહ મુજબજ ચાલીને હું હજી બીજા થોડાક દિવસ સબૂર કરીશ ત્યાર પછી ભવિષ્ય મને જ્યાં દોરી જશે, તે રસ્તો પકડી લઇશ. "

# પ્રકરણ ૨૧ મું



## દીવાનજીની દિલાવરી

"સેરિનાના શા સમાચાર છે ?"

"તે તંદુરસ્ત છે ખરી, પણ તેનું મન ઘણુંજ ગભરાયલું રહે છે."

"કેમ ?"

"મારો માલિક આજકાલ તેને બહુ પજવ્યા કરે છે."

"બનાવ શો બન્યા છે, જુલુસખાં ? શું હું . એ બધી વાત સાંભળી શકું તેમ નથી"

"એ મારા મ્હોંએથી સાંભળવા કરતાં, ખુદ સેરિના બીબીના મ્હોંએથી સાંભળશો, તો ઠીક પડશે. કરણ કે, મારાથી એ બધી વાત બરાબર ખુલ્લી રીતે કહી શકાશે નહિ."

"મારી સાથે સેરિનાનો મેળાપ થવાનો તો કાંઇ ઇલાજ નથી."

"કેમ, તે દિવસે જે બતાવ્યો હતો, તે ઉપાય શો ખોટો છે ! મારો માલિક કાલેજ ફતેપૂર જાય, એમ જણાય છે. ત્યાંથી પાછા ફરતાં તેને લગભગ સાંઝ પડી જશે. એ દરમ્યાન, કાલેજ જો કોઇ ફૂળવાળાના વેશમાં એકવાર દશ અગિયાર વાગ્યાને શુમારે, તેની સાથે મુલાકાત કરવા જાઓ, તો તે કાંઇ ખોટું નથી. હું એ વખતે બગીચાની બહારજ ઉભો રહીશ."

"એ વાત ઘણીજ ઉમદા છે ! એમજ કરીશ. પણ તારા માલિકે, તમારા બગીચાના દરવાજાપર જે બે નવા ખોજાને પહેરા પર મૂક્યા છે, તેઓ કદાચ મને ઓળખી જશે તો ગજબ થશે."

"તેમનાથી ઓળખી શકાય એવો કશો ઈલાજજ નથી. તેઓ આપણા અજમેરના આદમી નથી. પરદેશી છે. વળી તમે જો ખરેખરા ફૂળવાળાના જેવો પોશાક પહેરીને ત્યાં જશો, તો કોની તાકાત છે કે તમને ઓળખી શકે ?"

"એમજ થશે, એમજ કરીશ ઘણા દિવસથી સેરિનાનો મેળાપ થયો નથી. તેની સાથે મુલાકાત કરવા માટે હું ઘણોજ ઇન્તેજાર છું. તું મારાપર અહેશાન કરનાર મારો ખરો દોસ્ત છે. સુખના દહાડામાં સહુ મળી આવે છે ખરા, પણ દુઃખના દહાડામાં કોઇ આવતું નથી. તારા આ સ્વાર્થ વગરના અહેશાન માટે, હું હંમેશાં તારો અહેશાનમંદ રહીશ. જો મારા માલિક પાછા ઘેર આવશે, અને ફરીવાર તેમની હાલત સારી થશે, તો ચોક્કસ જાણજે કે, હું ગમે તે ઇલાજે તને તારા આ માલિક શયતાન ઉમરશેખની ગુલામીમાંથી જરૂર છોડાવીશ."

"હા, ઠીક યાદ આવ્યું ઇબ્રાહીમ સાહેબનો કાંઇ પત્તો મળ્યો છે ખરો કે ?"

"મળ્યો છે. કાલે હું એક કામસર ઇસહાક સાહેબની પેઢી પર ફતેપૂર ગયો હતો. ઈસહાક સાહેબ મારા માલિકના એક ખાસ દોસ્ત છે. તેમનો એક ખાસ ચાકર મારો ખૂબ નજીકનો સગો છે. તેની પાસેથી સાંભળ્યું છે કે, મારા માલિક ઇસહાક સાહેબની સાથે મળવા માટે ફતેપૂરની પેઢી પર આઠ દશ દિવસ પહેલાં એકવાર આવ્યા હતા. પણ ઇસહાક સાહેબની સાથે તેમની મુલાકાત ન

થવાથી, તેઓ ચાલ્યા ગયા છે. તેમ છતાં ખુદાના લાખો શુક્ર છે કે, તેઓ જીવથી બચી ગયા છે. એના કરતાં સુખના સમાચાર શું બીજા કોઇ હોઇ શકે ખરા કે જુલુસ ?"

"ખરૂં છે. ઇબ્રાહીમ સાહેબની વાત સેરિના, મને રોજ પૂછ્યા કરે છે, પણ હું તેનો કાંઇ જવાબ આપી શકતો નથી. ફક્ત મજામાં છે, એટલી વાતજ કહ્યા કરૂં છું. કારણ કે, સેરિનાને ઇબ્રાહીમ સાહેબના દેશ છોડવાની વાત કહેવાથી, તે ઘણીજ ચંચળ થઇ ઉઠે તેમ છે. વળી એથી તેના મનની શાંતિ દૂર થઇને તે રાત દિવસ રોયા કરે, એવી દહેશત રહે છે, તે ગમે તેમ હો, પણ જ્યારે કાલે તમે ત્યાં જવાના છો, ત્યારે તેને બધી વાતો ખુલ્લે ખુલી કહી દેજો."

મુબારકે કહ્યું:–" જો ભાઇ જુલુસ ! મારે છેવટે કયાંક તારા બગીચામાંથી બેઆબરૂ થઇને બહાર નીકળવું ન પડે !"

"ના–ના, કશી ચિંતા ન રાખવી, મુબારક! હું તમને દાખલ થવાનો રસ્તો ખુલ્લો કરી આપીશ."

આમ કહીને જુલુસ ત્યાંથી ચાલ્યો ગયો. મુબારક મનમાંને મનમાં બોલ્યો:–" પૈસા હોવાથીજ આદમીનું મન મહત્ત્વવાળું થતું નથી, તેની ખરી સાબીતીનો નમુનો આ ઉમર શેખજ છે: પણ ઘણો ગરીબ બંદો આ જુલુસ, ગરીબ હોવા છતાં પણ ઉમરથી ચઢી જાય તેવો છે, તેના દિલમાં દુઃખના દર્દથી પીડાતા ઇન્સાન તરફ ઘણીજ દયા વસેલી છે, પણ ઘણા વખત થયાં સેરિનાને ન મળવાથી મારૂં મન ગભરાઇ ગયું છે. આજે આ જુલુસખાં નસીબ જોગે મળી જવાથી તેને મળવાનો રસ્તો ખુલ્લો થયો છે."

ત્યાર પછી મારી મુખ્ય ફિકર એ થઇ પડી છે કે, મારા માલિક ઇબ્રાહીમ કયાં હશે? તેમનું શું થવું હશે? ઇસહાકના મકાને જે કાંઇ સાંભળી આવ્યો, એથી મને ચોક્કસ ભરોસો છે, કે તેણે આપઘાત કર્યો નથી. કોઇ દૈવી ઇલાજે, તેઓ આપઘાતના મોટા પાપમાંથી બચી ગયા છે. ઇસહાકના મકાને તેઓ કેમ ગયા હતા, એ હજી સુધી મારી સમજમાં આવતું નથી. તે દિવસે કમનસીબે દીવાનજીની સાથે મારો મેળાપ થયો નહોતો. મને ખાત્રી છે કે, તેઓ બધી બીના જાણે છે. મને તેઓ ખાસ ચાહે છે. તેમને પૂછ-વાથી તેઓ મારા માલિકની ખરી ખબર આપવાની દયા નહિ દેખાડે? આજનો આખો દહાડો મારા હાથમાં છે. હમણાંજ એકવાર ફતેપૂર તરફ જઇશ અને જોઇશ કે ખુદા મારાપર મેહરબાન થાય છે કે નહિ?"

આમ કહી મુબારક મકાનના સદર દરવાજાપર તાળું વાસી એક એક્કામાં બેસી ફતેપૂર તરફ રવાના થયો.

મુબારકના નસીબજોગે, દીવાનજી એ વખતે દફતરખાનામાં હાજર હતો. મુબારકે તેની પાસે જતાંની સાથેજ અદબથી એક સલામ ભરીને તેને કહ્યું:–" આપની સાથે મારે એક ખાસ જરૂરની વાત કહે-વાની છે. આપ કૃપા કરી થોડીવાર એકાંતવાળા ઓરડામાં આવી શકશો કે?"

મુબારકની આવી ગભરાટ ભરેલી વાત તથા મ્હોંના હાવભાવ જોઇને દીવાનજીની તાજજુબી વધી પડી તે તરતજ એક નજીકના ઓરડામાં ચાલ્યો ગયો. તેણે ત્યાં જઇને મુબારકને કહ્યું:–" અહીં ખુશીથી તું હવે તારા મનની વાત મને કહી શકે છે."

મુબારકે કહ્યું:–" તે દિવસે હું આપને મળવા આવ્યો હતો.

પણ મારા કમનસીબે, મેળાપ થયો નહોતો. ગમે તેમ હો. પણ એક વાત જાણવા માટે મને ઘણીજ અજાયબી થઇ પડી છે. આપ જાણો છો કે, આ દુનિયામાં મારે બીજું કોઇ નથી. આ આલમમાં મારો એક આધાર મારા ભલા માલિક ઇબ્રાહીમ સાહેબજ છે. મને ખબર મળી છે કે, તેઓ અહીં આવ્યા હતા. પણ તેમણે શા કારણથી ઘર છોડ્યું, એવું કારણ કોઇ પણ રીતે મારી સમજમાં આવતું નથી. આપ ઘણા ભલા અને પરોપકારી છો. મને હમેશાં પ્યારની નજરથી જોતાં આવ્યા છો, જૂઓ છો. મારા માલિકના સંબંધમાં, કાંઇ વધારે જાણવાજોગ સમાચાર હોય એ સંભળાવીને મારા ઉદ્વેગને દૂર કરો."

દીવાનજી ખરેખર મુબારકપર ઘણો પ્યાર રાખતો હતો ઇબ્રાહીમ પણ એ દીવાનજીને પોતાના દોસ્ત ઇસહાક ઘણા ભરોસાદાર મુનીમ તરીકે માનતો હતો. એથી ઇસહાકની ગેરહાજરીમાં તેને જણાવવા માટે, તેણે ગળેફાંસો ખાવાની બધી વાત દીવાનની પાસે બેધડક કહી સંભળાવી હતી.

દીવાનજીએ મનમાંજ વિચાર્યું કે-"આ મુબારકને નકામી શંકામાં રાખી દુઃખ દેવામાં કશો સાર નથી. જો કે ઇબ્રાહીમ તેની બીના બીજાને જણાવવાની મના કરી ગ છે, તો પણ તેણે મુબારક પર વફાદારીપર આશક થઇને બધી હકીકત ખોલીને કહી સંભળાવી.

મુબારકે મનમાં ને મનમાંજ વિચાર્યું કે:-"હું અત્યારે જાણે વાર્તાનો વ્યાપાર સાંભળ રહ્યો છું."

તેણે દીવાનજીને કહ્યું:-"જૂઓ! ખુદાતઆલાની મેહરબાની મારા માલિકપર કેટલી બધી છે! વળી મારા મર્હૂમ માલિક અબુ

અજુબના ભવિષ્યનો વિચાર કરવાની શક્તિ પણ કેવી અજબ છે ? આપે તો તે જવાહિરને જોયું છે, આપ તેની કિમ્મત શું આંકો છો." દીવાનજી સહજ હસીને બોલ્યો:–" તેણે કિમત કાંઈ છેક મામૂલી નથી. જરા ધીરજ રાખીને વેચવાથી તેની લાખ રૂપિયા સૂધી કિમત ઉપજી શકે તેમ છે."

આ સાંભળીને મુબારક ઘણોજ તાજ્જુબ થયો. આનું નામજ કિસ્મતની મેહર કહેવાય છે ! આનેજ કિસ્મતની કપટબાજી કહેવામાં આવે છે.

મુબારકે પૂછ્યું:–" તારા માલિક ઇબ્રાહીમ અત્યારે કયાં છે, એ આપ જાણો છો કે ?"

દીવાનજીએ કહ્યું:–" ના, એ સમાચાર હજી સૂધી મને મળ્યા નથી. તેઓ મને કહી ગયા છે કે, કોઈ સગવડ ભરેલી જગાએ પહોંચ્યા પછી ખબર આપીશ, પરંતુ આજ સૂધી તેમની કાંઇ ખબર જ મળી નથી. તેમ છતાં એટલું ચોક્કસ જાણજે કે, તેઓ જ્યાં હશે, ત્યાં મજામાંજ હશે. કારણકે, તેઓ મને એમ પણ કહેતા ગયા છે કે:–" ઇસહાક આવે ત્યારે તેને કહેજો કે, નસીબજોગે મને શાહસુફીની સોબતનો લાભ થયો છે, માટે હવે થોડાક દિવસ તેમની સાથેજ ફરીશ."

ચપળ બુદ્ધિવાળા મુબારકે, દીવાન સાહેબની આ વાતપરથી મનમાંને મનમાંજ એક મનસૂબો ઘડી કાઢયો કે:–"જ્યારે તેમને શાહસૂફીના જેવા એક ઓલિયા ફકીરની સોબતનો લાભ મળ્યો છે, ત્યારે તેમણે તે બાબતમાં અધીરા થઇને કોઇ પણ કામ કર્યું નથી. તેમના સંબંધમાં હું ઘણોજ નિશ્ચિંત થયો છું એ ખરૂં, પણ એવીજ રીતે

સેરિનાને છોડાવીને આફતમાંથી બચાવી શકીશ, તો મારી બધી ફિકર ટળી જશે. ”

મુબારકે, પ્રસન્ન મનથી દીવાનજી પાસેથી રજા માગી વળી તેના આ મોટા અહેશાન બદલ પણ તે તેને શાબાશી આપ્યા સિવાય રહી શકયો નહિ.

# પ્રકરણ ૨૨ મું

## આશાનો સંચાર

સેરિના મનના દુઃખમાંજ દહાડા ગુજારતી હતી. જે ઇબ્રાહીમ તેનું સર્વસ્વ હતો, જે ઇબ્રાહીમને લીધેજ તે જીવતી હતી, તે ઇબ્રાહીમની સાથેથી વિખૂટી પડીને તે જો મનમાં અસહ્ય દુઃખ ભોગવી દિવસો ગુજારતી હોય, તો તેમાં અજાયબી પણ શી છે?

સેરિનાને માટે દિવસ ગુજારવાનું મહા મુશ્કેલ થઇ પડયું. એ એકાંતવાળા બગીચામાં માણસ કે જાનવરનું નામનિશાન પણ નહોતું. દરવાજાપર બે ખોજા ફકત રાતદિવસ પહેરો ભરતા હતા. તેઓ તે બગીચામાં ભીખારીને પણ દાખલ થવા દેતા નહોતા. તેમને તેમના માલિક તરફથીજ એવો સખ્ત હુકમ થયો હતો. ફકત જુલુસજ દિવસમાં બેવાર ખાવાનું લઇ સેરિનાની પાસે જતો હતો. તેની સાથેજ તે બેચાર વાતો કરી શકતી હતી.

રાતદહાડો ચિંતામાંને ચિંતામાંજ તે ગુજારતી હતી. કોઇવાર એ ચિંતામાં મશગુલ થઇ, તે સુખનું સ્વપ્ન જોઇ આશાથી ખીલી ઉઠતી હતી. મનમાં વિચારતી કેઃ—“ ફરીવાર એવો એક દિવસ આવશે કે જે દિવસે હું મારા દિલદાર ઇબ્રાહીમને મેળવી શકીશ. તેના હસમુખા મનોહર ચહેરાપર ખુશાલી છવાયલી જોઇને હું પણ ખુશી થઈ શકીશ. મારા આ દુઃખના દહાડા કાયમ રહેશે નહિ જો તેઓ ઇસહાક સાહેબની સાથે મળીને કાંઈ વહેવાર શરૂ કરશે, તો તેમનું ભાગ્ય ગગન ફરીવાર રોશન થઇ ઉઠશે. ફરીવાર તેમનું ખાલી મકાન માણસની મેદનીથી ચીકાર થશે, હાય ! તેમના એવા દિવસો કયારે આવશે. અને હું પણ એ શુભ દિવસ દેખીને આંખનાં આંસૂ કયારે લૂછી શકીશ ? ”

“ તેમને માટે મારૂં મન આટલું બધું કેમ વ્યાકુળ થાય છે ? તેમના ચહેરાને જરાક ફીકો જોવાથી મને આખું જગત કેમ ફીકું જણાય છે ? તેઓ મારા કોણ છે ? દિલને જો એ વાત પૂછું છું, તો તે આનંદથી નાચી ઉઠે છે. મનને પૂછવાથી, તેમને કહી દે છે કે, આ દુનિયામાં અનેકનાં અનેક છે, પણ તારા જેવી અભાગણીને પોતાનું કહેવા જેવુ કોઇ નથી. આ ઇબ્રાહીમજ તારૂં સર્વસ્વ છે. ખરેખર તેઓ મારૂં સર્વ કાંઇ છે તેઓ આ ચશ્મનું નૂર, બદનની તાકાત, શરીરમાં લોહીનો પ્રવાહ, જાગરણમાં અને ઉંઘમાં એક માત્ર સુખનું ખ્વાબ છે. તે જે અવસ્થામાં ગમે ત્યાં ભલેને હો, પણ ખુદા ! તેમને સદા જીવતા રાખે ! સુખમાં રાખે ! ”

સેરિના વળી કોઇ કોઇ વેળાએ એમ પણ વિચારતી હતી કેઃ—“ એક મહત્વવાળા ફરિસ્તાનો આશ્રય છોડીને, હું એક શયતા-

નના આશ્રયે આવી છું. તેણે મને ઘણાં રૂપિયા ખરચીને ખરીદી છે. હજી સૂધી એના જેવો શયતાન મારી સાથે આવો સારો વહેવાર ચલાવે છે, એ પણ તાજ્જુબ થવા જેવું છે! પણ તેના કિસ્મતની આ સ્થિરતા, જરૂર કોઈ ભયંકર તૂફાન થવાનાં પૂર્વ લક્ષણો દેખાડી રહી છે. તેણે મને વિચાર કરવા માટે પંદર દિવસની મુદ્દત આપી છે. હું તેને તાબે થાઉં, સતીત્વનું સર્વસ્વ ધન વેચીને તેની બાંદી બનું, એજ તેના દિલની મુખ્ય મુરાદ છે, મારા આ બદનમાં જીવ હશે, ત્યાં સૂધી એ શયતાનને હું મારો શૌહર હરગિજ બનાવીશ નહિ. ઇબ્રાહીમ બેહિશ્ત છે, આ ઉમરશેખ જીવતું જાગતું દોજખ છે. કોણ પોતાની મરજીથી, બેવકૂફી બતાવી, બેહિશ્ત છોડીને દોજખમાં જવાનું પસંદ કરે વારૂં? ખુદા! મહિમામય! આ વિશાળ દુનિયાના પેદા કરનાર! તારા બનાવેલા સાધારણ કીટપતંગોનો પણ જ્યારે તું સંભાળ લે છે, ત્યારે શું આ હતભાગિની, આશ્રય વગરની, ઝિન્દગી સૂધીની દુઃખિણી સેરિનાને તું નહિ સંભાળે?"

"હું નથી જાણતી કે, એ શયતાન ઉમરની જોરૂ, તાકીતબીબી કેટલી બધી ભલી અને દિલાવરી છે, તેની મેહરબાનીથીજ હું આજ સૂધી આફતમાંથી બચી શકી છું. મેં તેને નજરે જોઇ નથી, પણ તેના દરેક કામપરથી હું તેની દિલાવરીને જોઇ શકું છું."

"તે પોતાના હાથથી ખાણું તૈયાર કરીને મારા આ મામુલી શરીરને બચાવવા માટે મોકલી આપે છે. સમજુ થયા પછી માનો પ્યાર કેવો હોય, તે મેં જોયો નથી, માનો સ્નેહ કેટલો બધો કીમતી હોય છે, એનો પણ મને અનુભવ થયો નથી. પરંતુ શયતાન ઉમરની માયાળુ ઔરત તેના દરેક કામમાં માનો સ્નેહ કેવો હોય છે, તેમ મને સમજાવી રહી છે."

"હવે તો ફક્ત બે દિવસજ બાકી રહ્યા છે. ઉમરે મને પંદર દિવસની મુદ્દત આપી છે, પણ એ બાબતમાં હજી સુધી હું કાંઇ વિચાર તો કરી શકી નથી. હું મદદ વિનાની અને તાકાત વગરની છું. જો તે આ એકાંત બગીચામાં મારાપર કાંઈ જુલ્મ કરશે, તો મને તેમાંથી કોણ બચાવશે ?

સેરિના ઉંચું મ્હોં કરી, હાથ જોડી, આંસૂ ભરેલી આંખોથી આસ્માન તરફ જોઇ બોલી:–" આ આફતમાંથી બચાવનાર, આશા અને ભરોસારૂપ એ એક પાક પરવરદેગારજ છે. જેનું કોઇ નથી, તેનો ખુદા છે. જે ખુદાપર પૂરી આસ્થા રાખે છે, ખુદા તેને જરૂર બચાવે છે. હું હમેશાં ખુદાપર આસ્થા રાખનારી છું; તો પછી તે શું આ આફતમાંથી મારો બચાવ નહિ કરે ? "

સેરિના જ્યારે આવી ફિકર કરી હતી, તેવામાં જુલુસ, તે ઓરડામાં દાખલ થઇને બોલ્યોઃ–"સેરિના બીબી ! એક ફૂળવાળો આ બાગ પાસેથી જતો હતો. તમે ફૂળને બહુ ચાહો છો, માટે તેને હું સાથે લાવ્યો છું. "

સેરિના ઓરડામા હતી. ફૂળવાળો આ બાગ પાસેથી જતો હતો.

મુબારકે એવી ચાલાકીની સાથે પોતાનો પોશાક બદલ્યો હતો કે સેરિના, તેને પહેલાં ઓળખી શકી નહિ. સેરિના ફૂળવાળાને જોઇ પોતાના માથાના કપડાંને જરા આગળ તાણીને બોલીઃ–" ના મારે આ બધાં ફૂળની કશી જરૂર નથી. તું એને પાછો રવાના કર. "

છુપાવેશવાળા મુબારકે કહ્યું:–" એમ તે થતું હશે, બીબી સાહેબ ! આટલી આશા કરીને આવ્યો હતો, માટે છેક નિરાશ કરી પાછો ન કાઢો. થોડાંક ફૂળ તો ખરીદો. "

ફળવાળાનો અવાજ જાણે તેને જાણીતો લાગ્યો. સેરિનાએ જરા તીખી નજરથી જોયા પછી ધારી લીધું કે, એ મુબારક સિવાય બીજો કોઇજ નથી.

સેરિના આંસૂ ભરેલી આંખોથી બોલીઃ-" મુબારક! તું આવ્યો છે!

સેરિનાની આંખોના આંસૂએ મુબારકના જિગરમાં સળગતા લોઢાના સળીયાનો ડામ દીધો. તે ગળગળો થઇને બોલ્યોઃ-"ઝાઝીવાર હું અહીં રોકાઇ શકીશ નહિ. ઢીલ થયેલી જોઇને પહેરેગીર કદાચ અહીં આવી પડશે. તને બેચાર વાતો કહેવા માટે આજે જુલુસની સલાહથી આ છુપા વેશમાંજ મારે આવવું પડયું છે."

સેરિના હસતા મુખે બોલીઃ-" ખુદા તારૂં ભલું કરો. સાહેબની શી ખબર છે?"

મુબારક આ વખતે મુશ્કેલીમાં આવી પડ્યો. ખરી વાત કહેવાથી તરતજ એક મોટો ગોટાળો થઇ જશે ઇબ્રાહીમે ગળેફાંસો ખાવાની કોશિશ કરી હતી અને તેમાં તે નિરાશ થવાથી કયાંક ચાલ્યો ગયો છે, એમ કહેવાથી સેરિના કદાચ આપઘાત કરશે.

આમ ધારીને મુબારકે ખરી હકીકતને છૂપાવી રાખી હસતાં મ્હોંએ કહ્યું:-" સાહેબને માટે તારે કશી ફિકર રાખવી નહિ! તેમની તબીયત મજામાં છે, તંદુરસ્ત છે. હવે તેમનાપર એક પૈસાનું પણ કરજ રહ્યું નથી, એથી તેઓ ખુશીમાં રહે છે. પણ જયાં સુધી આ શયતાનના સપાટામાંથી તેઓ તને છોડાવી શકશે નહિ, ત્યાં સુધી તેમના દિલને ખરો આરામ મળી શકશે નહિ. તે દિવસે તેઓ ઇસહાક સાહે-

બની પાસે ગયા હતા. તેમની સાથે ફરીવાર વહેવાર કરવાનો બધો બંદોબસ્ત બરાબર કરી આવ્યા હતા. ખુદા તેમનાપર મેહરબાન થશે, તો થોડા વખતમાંજ તેઓ પાછા પહેલાંના જેવી સુખી હાલતમાં આવી જશે. તેમના માટે તું ચિંતા કરીશ નહિ જ્યાં સૂધી મારા આ શરીરમાં જીવ હશે, ત્યાં સૂધી હું તેને બનતા સુખમાં રાખવાની કોશિશ કરીશ. "

મુબારકે ઝિન્દગીમાં કદી પણ જૂઠી વાત કહી નહોતી, પણ સેરિનાને શાંત કરવા અથવા ધીરજ આપવા માટે, તેણે આટલી જૂઠી વાત કહી નાખી.

સેરિનાને મુબારકની વાતપર પૂરો ભરોસો આવ્યો, તેણે હસતાં મુખે કહ્યું:—" સાહેબ શું મારી બાબતમાં કાંઈ પણ વાતચીત કરે છે ખરા કે ?

" રાતદિવસ તારીજ વાતને સંભાર્યા કરે છે. "

" મુબારક ! હું શું આ શયતાનના પંજામાંથી કદી પણ છૂટી શકીશ નહિ ? "

" એમ તે હોતું હશે કે ? તું જ્યારે તેમના માટે વેચાણી છે, તે તેમની ઇજ્જત આબરૂને બચાવી છે, ત્યારે તો તેં સાહેબને વિના મુલ્યે ખરીદી લીધા છે, સેરિના ! તેમના હાથમાં કાંઇક રૂપિયા આવશે કે તરતજ સહુથી પહેલાં તનેજ છોડાવશે. "

સેરિનાએ કહ્યું:—" તેમને મારી માનસહિત હજારો સલામ જણાવજે અને કહેજે કે, સેરિના, સેરિના ગમે ત્યાં ગમે તેવી હાલતમાં હશે, તો પણ તમને કદાપિ ભૂલી શકશે નહિ. "

મુબારકે કહ્યું:–"જરૂર કહીશ પણ હવે તું મારી એક વાત સાંભળ. વધારે વાર અહીં રોકાવાથી, મારે કદાચ પકડાઇ જવું પડશે. જો તેમજ થશે તો પછી ફજેતીનો કાંઇ પારજ રહેશે નહિ. આ ફળો ખરેખર મેં તારે માટેજ આણ્યાં છે. સાહેબેજ તારા માટે એ મોકલી આપ્યાં છે. આને રાખી મૂક. એથી પહેરાવાળાઓ ધારશે કે, ખરેખર હું ફળ વેચવાજ આવ્યો હતો, અને હું એક ખરો ફળ વાળોજ છું. બીજું એક કામ કર–આ ફળની નીચે કાગળમ વીંટેલો એક મોટો છૂરો છે, એ છૂરાને પણ તારી પાસે ર ખ જ્યારે આ શયતાનના ખપ્પરમાં પડી છે, ત્યારે કયારે કઇ આફત આવી પડશે, એ કહી શકાતું નથી. છૂરાને તારી પાસે જોવાથી એ શયતાન એકાએક તારાપર જુલ્મ ગુજારી શકશે નહિ. બસ, સેરિના હવે મને રજા આપ ફરીવાર આવી રીતેજ આવીને હું તારી મુલાકાત કરીશ."

આમ કહીને મુબારક ત્યાંથી ચાલ્યો ગયો. જતી વેળાયે જાણી જોઇને ટોપલીમાં બે નારંગી સાથે લેતો ગયો.

દરવાન પાસે આવ્યા પછી, એક દરવાન બોલ્યો:–" આટલી બધી વાર કેમ લાગી ?"

મુબારકે જવાબ આપ્યો:–" તમારી આ બીબી સાહેબ, બડી હિસાબી ઔરત છે. ઘણી રકઝક કર્યા પછી તેણે મારાં ફળ ખરીદયાં છે. તે ઉપરાંત આ લો તમારી દસ્તુરીના આ બબ્બે આના. પણ દોસ્ત ! આખરે બદમાશી ન કરતો. બીજા કોઇ ફળ વાળાને આ મકાનમાં પેસવા દઇશ નહિ. દરેક વખતે હું તમને આટલી દસ્તુરી આપવાને તૈયાર છું.

ઉમર શેખની દરવાની કરીને દરવાનોએ આજ સુધીમાં પગાર ઉપરાંત એક પૈસાનું પણ મ્હોં ભાળ્યું નહોતું. એકાએક બેઉ જણાએ ચાર આના બક્ષિસ મળવાથી, તેઓ મુબારક પર ઘણા ખુશી થયા.

તેમાંનો એક જણ હસતા મુખે બોલ્યો:-"ફળવાળો થવાથી શું થયું, પણ તું એક ખરો દિલાવર મર્દ છે. તને ધર્મનું જ્ઞાન હોય એમ જણાય છે, જ્યારે મરજીમાં આવે, ત્યારે આ બીબી પાસે આવીને તું તારાં ફળ વેચી જજે. અમો બીજા કોઇને અહીં આવવા દઇશું નહિ."

મુબારક આ પ્રમાણે દરવાનોને કબ્જે કરી, પ્રસન્ન મનથી બગીચામાંથી ચાલ્યો ગયો. તે મનમાંને મનમાંજ બોલ્યો કે:-"ખુદા મારી મદદમાં છે! અને એ ઉદાર જુલુસનું શી રીતે એહશાન માનું, એતો મારાથી સમજાતુંજ નથી. માલિકને ગુમાવવાથી હું બિલ્કુલ નિરાશ થઇ પડ્યો છું. પરંતુ મારી વ્હાલની વસ્તુ સેરિનાને વચ્ચે વચ્ચે મળવાથી મને ઘણો આરામ મળશે. દરવાનને જ્યારે વશ કર્યા છે, ત્યારે સેરિનાને માટે સારી સારી ખાવાની ચીજો પણ આ રીતે લાવી શકાશે."

ચાલો પાઠક એકવાર આપણે મુબારકને રવાના કરી, જુલુસખાં તથા સેરિના, જ્યાં એકાંતમાં વાતચીત કરે છે, ત્યાં જઇએ.

મુબારકના ચાલ્યા જવા પછી જુલુસખાંએ કહ્યું:-"સેરિના બીબી! હવે એવો બંદોબસ્ત કરી દીધો છે કે, તમે દર અઠવાડિયામાં એકવાર મુબારકને મળી શકશો."

સેરિનાએ કહ્યું:-"જુલુસખાં! કોણ કહે છે કે તું બાંદો છે? તારા દિલમાં જે દિલાવરી છે, તેનો સોમો ભાગ પણ જો તારા

માલિકમાં હોત, તો મારે અને ઇબ્રાહીમ સાહેબને આવું દુઃખ ભોગવવું પડત ખરૂં કે ?"

જુલુસખાંએ કહ્યું:–"મને તમારે કશી વાતજ કહેવાની જરૂર નથી. મારી ફરજ હું બજાવું છું. તમારૂં ઘણું નિમક ખાધું છે, સેરિના બીબી ! હું જ્યારે આ કમનસીબ માલેકને ત્યાં અર્ધો ભૂખ્યો મરતો, ત્યાર તમારે ત્યાંથીજ સારૂં સારૂં ખાવાનું મને મળતું. તે ઉપરાંત તમારા તરફથી જે બક્ષિસ કે ઇનામ મળ્યું છે, તેનો સરવાળો કરૂં તો, તે મારા માલિકના એક વરસના પગાર બરાબર થાય તેમ છે. હું આજ સૂધી તમારા માટે મારે જે ફરજ બજાવવાની હતી, તે બજાવી શકયો નહોતો. હવે ખુદાતઆલાએ એ ફરજ બજાવવાની ઉમદા તક આપી છે."

સેરિનાએ કહ્યું:–"તારા માલિકની પત્ની તાકિત બીબીએ ખરેખર મારી માનું કામ બજાવ્યું છે, તેને મારી હજાર હજાર સલામ કહેજે."

"એમાં કશી ખામી આવશે નહિ, સેરિના બીબી ! તમારા પહેલાંજ મેં એ બધું કામ કરી નાખ્યું છે. તેને મેં એવી ચડાવી રાખી છે, કે જો મારો માલિક તમારાપર કાંઈ પણ જુલ્મ ગુજારશે, તો તે તેને બરાબર સજા કર્યા વિના રહેશે નહિ."

સેરિનાએ કહ્યું:–"હા, ઠીક યાદ આવ્યું. તે દિવસે તારો માલિક અહીં આવીને જે કાંઇ બોલી ગયો હતો, તે તો બધું મેં તને કહ્યું હતું. પણ એ બધી વાત તેં શું તારી તાકિત બીબીને કહી સંભળાવી હતી કે ?"

"ફક્ત શું લુખો સૂકોજ વાત કહી હતી, એમ નહોતું, સેરિના બીબી ! પણ તે સાથે તેમાં એટલું બધું મીઠું મરચું ભભરાવીને કહ્યું હતું કે, તે સાંભળીને તે ખૂબ ગુસ્સામાં આવી ગઇ હતી, તેણે તેજ વખતે મને કહી દીધું હતું કે:–" જુલુસ ! હું તને ખરેખરૂં કહું છું કે, તે સેરિનાને જ્યારે મેં દીકરી કહી છે અને તેણે મને પોતાની મા માની લીધી છે, ત્યારે મારે મરીને પણ તેને બચાવવી પડશે. તેને કશો પણ ભય નથી."

સેરિનાએ કહ્યું:–" એથી તમને શો ભય છે ? મુબારક આજે તમને જે એક છૂરો આપી ગયો છે, તે તો જોયો છે ને ! હવે તમે કાંઈ છેક બિનતાકાત હાલતમાં રહ્યાં નથી. મારો માલિક ખૂબ બદમાશ આદમી છે. હું તેના મિજાજને બહુ સારી રીતે જાણું છું. તે બહારથી મોટાં મોટાં બણગાં ફૂંકે છે ખરો, પણ અંદરથી છેક ડર પોક અને બાયલો છે. તે તમારાપર કાંઇ જુલ્મ કરવાની કોશિશ કરશે, તો તમારા હાથમાં આ તીખો છૂરો જોઇને તરતજ ઠંડોગાર બની જશે. પણ એ વાત પણ હું તમને કહી રાખું છું, કે હું પણ તમારા સંબંધમાં બેફિકર રહીશ નહિ. મારો માલિક એ બે દિવસ પછી જ્યારે તમારી મુલાકાત કરવા આવશે, તે દિવસે હું પણ એવો બંદોબસ્ત કરી રાખીશ કે જેથી તમને કશી ઇજા આવશે નહિ."

સેરિના આંસૂભરી આંખે બોલી:–જુલુસ ! ખુદા ખરેખર મહેરબાન છે. મારા જેવી નાવારસ, નિરાધાર ઔરતનાપર તેની ઘણી દયા છે. તેમ ન હોય, તો મારી આ આફતના દિવસોમાં તારા જેવો ભાઇ મને ક્યાંથી મળી શકે ? ખુદા તને હમેશાં સુખી રાખો."

જુલુસે સહજ હસીને કહ્યું:–" સુખ તો હવે મળે તેમ નથી.

જે માલિકના હાથમાં ખુદાએ મારા કિસ્મતને સોંપી દીધું છે, તે પર-થીજ માલૂમ થાય છે કે, ખુદા મારા જેવા કમનસીબના ઉપર કેવો મેહરબાન છે ! તેમ છતાં પણ આજકાલ મારી માલિક–પત્ની મારી સાથે ખુબ માયાળુ વહેવાર રાખે છે. આજે ત્યારે હવે રવાના થાઉં છું. નિશ્ચિંત રહો સેરિના બીબી ! તમારાપર કશી આફત આવશે નહિ. તમારૂં દિલ ઘણું ઉમદા છે. ખરીદેલી બાંદીઓનાં તો આ શહેરમાં તમામ ઘરમાં ટોળાંને ટોળાં છે પણ તમારા જેવી કેટલીક છે, સેરિના બીબી ! મારો માલિક જો એ ઇબ્રાહીમ સાહેબની માફક ફિરિશ્તા જેવો માણુસ હોત, તો હું નથી કહી શકતો કે, તેમને માટે હું મારૂં લોહી રેડવામાં પણ પાછો પડત નહિ. હું એક તરફ ગુલામ છું ! પણ તમારા વહેવાર પરથી હું સાફ સમજી શકું છું કે, તમે ચોક્કસ કોઇ પાક બુનીયાદનાં દુખ્તર છો. કિસ્મતના ફેરથી તમારી આ હાલત થઇ છે ! વળી એમ પણ કહું છું કે, તમારા આ દુઃખના દહાડા, કાયમ ટકશે નહિ. જોઇ લેજો કે મારી વાત ખરી પડે છે કે નહિ ?"

આમ કહી જુલુસે ખાવાની વસ્તુઓને ઠેકાણાસર મૂકી સેરિના પાસેથી રવાનગી લીધી.

કહેવાની જરૂર નથી કે, ન બની શકે તેવા ઇલાજે મુબારકની સાથે મુલાકાત થવાથી અને અને જુલુસનાં ધીરજ ભરેલાં વચનોથી તે દિવસે તેના મનમાં જાણે તેને ઘણાજ આનંદનો અનુભવ થયો. મોહિની આશા છે કે જે થરેલાંને પણ જીવતું કરે છે, એમાં જરા-પણ ખોટું નથી. સેરિનાના કાનમાંને કાનમાં એ દગાબાજ આશાએ ધીરજનાં વચનનોનો પડઘો પાડી કહ્યું:–" ભય શો છે, તને સેરિના ! ખુદા જ્યારે તારો મદદગાર છે, આ જુલુસખાં જ્યારે તારો તાબેદાર

બન્યો છે અને શયતાન ઉમરની જોરૂ, તાહિલ બીબીએ જ્યારે તને કન્યા કહી બોલાવી છે, ત્યારે તારે ધાસ્તી રાખવાનું કાંઇ સબબ જ નથી."

આશાનાં આ ઉસ્કેરણી ભરેલાં ધીર વચનોથી સેરિનાના અંધારાવાળા અંતરમા તે દિવસે જાણે ચમકતી રોશની ચમકી ઊઠી જ્યારથી તે ઉમરના તાબામાં આવી હતી, ત્યાંસૂધીમાં તે આવા આનંદમાં કદાપિ આવી શકી નહોતી.



## પ્રકરણ ૨૩ મું

"દગા કિસીકા સગા નહિ !"

આજે સેરિનાની મહા પરીક્ષાનો દિવસ હતો. સેરિના ફજરમાં ખુદાનું નામ લેતાં લેતાં પથારીમાંથી ઊઠી. તે દિવસ ઉમરના કરેલા કરારનો છેલ્લો દિવસ હતો. પ્રભાતના પહોરમાંજ જે એક અહિત થવાની ચિંતાથી વ્યાકુળ થઇ પડી. તેણે તે દિવસે પોતાના ઓરડામાં બેસી આકાશ તરફ જોઇ ખરા દિલથી ખુદાની બંદગી કરી. એથી તેના દિલનો બોજો જાણે કાંઇક હલકો થયો.

ઉમર પણ આ કરારની વાતને જરૂર ભૂલ્યો નહોતો. કારણ કે, તેણે જુલુસને દિવસે બપોરે પૂછ્યું કે:—"સેરિના બીબી કેમ છે ? જુલુસ !"

જુલુસે જવાબમાં જણાવ્યું કેઃ-" પહેલાંની માફકજ તે દિલગીરમાં ડુબેલી છે. નથી ખાતી પેટપુરતું અનાજ કે નથી લેતી પૂરી ઉંઘ ! રાત દિવસ ફિકર, ફિકરને ફિકરજ કર્યા કરે છે.

ઉમર એ વાત સાંભળી જાણે કાંઇક ફિકરમાં પડી ગયો. તેણે મનમાં ધાર્યું હતું કે લાચાર થઇને સેરિના જરૂર તેને શરણે આવશે. ઇબ્રાહીમને ભૂલીને તેનું ધ્યાન ધરશે, પરંતુ જુલુસની વાત સાંભળીને તેનું મન ઘણુંજ નિરાશ થઈ ગયું.

ઉમર, આજકાલ જુલુસના ઉપર ઘણો મેહરબાન થયો હતો. કારણકે, તે હમેશાં તેને સેરિનાની ખબર લાવી આપતો હતો.

જુલુસને રવાના કરીને ઉમરે મનમાંને મનમાંજ વિચાર્યું કેઃ-" આજે આ મામલાનો ગમે તે એક નિકાલ લાવવો પડશે. આટલા દિવસ આ બાંદીની બાંદી સેરિનાપર રહેમ ભરેલી નજર રાખતો આવ્યો છું, પણ આજે તેનો છેલ્લો દહાડો છે. જો તે મારા ઠરાવમાં સહજમાંજ સામેલ નહિ થાય, મારી વાતને કબૂલ નહિ કરે તો ગજબ થઇ જશે. પણ સહજમાં જુલ્મ કરવાનું સાહસ કરી શકાશે નહિ. અસગર ઘણા દિવસ થયાં કહે છે કે, 'તારૂં મેં આટલું મોટું કામ કરી આપ્યું, પણ તેં મને એના બદલામાં એક દિવસ પણ શિરાજી પીવડાવી નથી. તેના આગ્રહને તાબે થઇને ગમે તે રીતે આજે મારે પોતાની ગરજથી એની માગણીને મંજૂર કરવી પડશે. ઘરમાં બેસીને એ બધાં કારસ્થાનો કરવાનો તો મને વખત મળી શકે તેમ નથી. કારણ કે એમ કરવાથી તાકિતબીબી મારો જીવ ખાઇ જાય તેમ છે. "

મનમાંને મનમાં આ પ્રમાણે ચિંતા કર્યા પછી ઉમર શેખ

સારો ખાન્દાની પોશાક પહેરી ઘરમાંથી બહાર નીકળી પડયો.

પોશાક પહેરવા તરફ એ કંજુસ ઉમરનું હમેશાં બહુ કમ ધ્યાન રહેતું હતુ. વધારે પૈસા ખરચવાની બ્હી-થી, એ બિલ્કુલ કંજુસ બની ગયો હતો. પણ તે દિવસે તેને સારા પોશાકથી ફાંકડો બનેલો જોઇને જુલુસના મનમાં કાંઇક શક પેદા થયો.

દિવસ લગભગ આથમી જવા આવ્યો હતો. આખી કુદરત સૂર્યનાં કિરણોથી સોનાના રંગે રંગાઇ ગઇ હતી. પંખીઓ સાંઝ થવા આવેલી ધારીને, વાદળાંની ઘટાને ભેદીને પોતપોતાના માળા તરફ ઉડી રહ્યાં હતાં. આખા દિવસના કામકાજ પછી, એ મ્હેનતદાર સાંઝે લોકો આનંદિત મને ઘર તરફ ફરી રહ્યાં હતાં, એથી રસ્તાપર માણસોની મોટી ભીડ જામી હતી.

એ વખતે જુલુસના મનમાં એક વિચાર આવ્યો. તેનો માલિક કયાં જાય છે, એ જોકે અનુમાનપરથી તે જાણી ગયો હતો, તો પણ તે પોતાની નજરે જોવા માગતો હતો કે, ઉમર કેણી તરફ જાય છે.

માણસની અકડ ઠઠ ભીડમાં મળીને, જુલુસ છેટે છેટે રહીને તેના માલિકની પાછળ ચાલવા લાગ્યો. જે રસ્તેથી સહેલાઇથી બગીચામાં જઇ શકાતું હતું, તે રસ્તો છોડીને ઉમર શેખે જ્યારે બીજો રસ્તો પકડયો, ત્યારે તની શંકા તેનાથી પણ વધારે વધી ગઇ. તેમ છતાં પણ તે પહેલાંની માફકજ માલિકની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

ઉમર શેખ જ્યારે અસગરના મકાનમાં દાખલ થયો, ત્યારે જુલુસખાં ઘણોજ નિશ્ચંત થયો. તેના મનમાં અચાનક એક ફિકર જાગી ઉઠી:—" આવો પોશાક પહેરી ઠાઠમાઠ કરી, ભપકો મારી બગીચામાં

ન જતાં મારો ગુણવાન માલિક અસગરના મકાને શા માટે આવ્યો ? ”

“ જોયું જશે,–કે કોણ હારે છે ને કોણ જીતે છે. ” આમ કહીને, જુલુસ, ફરીવાર પોતાના માલિકના ઘર તરફ પાછો ફર્યો. ઘરનું કામકાજ જે કાંઇ બાકી હતું, તે એકદમ પતાવી લીધું. તેના મનમાં તે વખતે, પોતાનો માલિક અસગરને ત્યાં જઇને શું કરે છે, એ જોવા માટે ઘણુંજ ઇન્તેજાર બની ગયું હતું.

ત્યારે સાંઝ પડી ગઇ હતી. વિશાળ વસુંધરા અંધારાની ચાદરથી ઢંકાઇ ગઈ હતી. આખું અજમેર શહેર દીવાની ઝગહળની રોશનીથી ચમકી ઉઠયું હતું. જુલુસ, અત્યારે બરાબર તક જોઇને, અસગરના મકાન તરફ ગયો.

સરખી ઉમર અને સરખી હાલતમાં માણસોમાં કુદરતી રીતેજ એક જાતની દોસ્તી બંધાય છે. અસગરને ઘેર જુલુસને વારંવાર કામ પ્રસંગે જવું પડતું હતું એટલા માટે અસગરના વડા બંદાની સાથે તેની ખૂબ દોસ્તી જામી ગઇ હતી. અસગર, ઉમરનો આશ્રિત જીવ હતો, એથી તેના બંદાની હાલત પણ જુલુસ જેવીજ હતી.

જુલુસ ઘણાં ધીમાં પગલાં ભરતો, તેના તે ઓળખીતા બંદાના ઓરડા તરફ ચાલવા લાગ્યો. ઉમર અસગરના બેઠકખાનામાં બેસી હુક્કો ગગડાવી રહ્યો હતો. આંગણામાં અંધારૂં હોવાથી, ઉમર જુલુસનેજ જોઇ શકવા છતાં પણ તેણે તેના માલિકને જોયો. તેણે એમ પણ જોયું કે, ઉમરનો દિલોજાન દોસ્ત અસગરઅલી પણ એ બેઠકખાનામાં બેઠો હતો.

અસગરનો ચાકર, તેના ઓરડામાં બેસી ઝોકાં ખાતો હતો. કારણકે, તે અફીણનો બંધાણી હતો. જુલુસે તેનું બદન હલાવી,

તેની ઉંઘ ઉડાડી કહ્યું:-" અદબ સાહેબ! કેમ છો, તબીયત તો મજામાંને ? "

અસગરના બંદાનું નામ નાસિરૂદીન હતું. અસગર તથા બીજા સર્વ તેને નાસિર કહી બોલાવતા હતા. નાસિરે કહ્યું:-" કેમ છે શું ? મારી અત્યારની હાલત જોઇનેજ ખ્યાલ કરી લે ને! પણ દોસ્ત, તેમ છતાં મારો દહાડો કાંઇક ઉમદા નિવડયો છે. "

" કેમ કહો જોઇએ ? "

" આજે એક કલદાર રૂપિયાનું મ્હોં જોયું છે. "

" કેમ, કોઇ મિજબાન આવ્યા હતા કે તેણે એક રૂપિયાની દિલાવરી દેખાડી છે ? "

" ના—ના, મિજબાન તે શું આવે ધૂળ ? આજ તો તારા માલિકે એક રૂપિયો બક્ષિસ આપવાની ઉદારતા બતલાવી છે. "

" કેમ, એ મુંજીના સરદારે એકદમ એક પોળીયો આપવાની હિમ્મત શી રીતે કરી ? "

" આજે બન્ને દોસ્તી સાથે બેસીને જરા રંગ ઉડાવતા હતા. થોડીવારમાંજ તેમણે એક બોટલ ખાલી કરી નાખી હતી. ત્યાર પછી મને બોલાવીને કહ્યું હતું કે:-" બંદા ! બઝારમાંથી ખૂબ ઉમદા શિરાજી લઇ આવ. " એથી મેં બઝારમાંથી બે રૂપિયાની બાટલી ખરીદી લાવી ત્રણ રૂપિયા કિમ્મત બતાવી એક રૂપિયો મારી ખાધો છે અને એ ઉપરાંત પાછી આ બક્ષિસ મળી છે ! "

જુલુસે કહ્યું:-" ઠીક કર્યું છે, ભાઇ ! આ સઘળા કસાઇઓની પાસેથી આવી રીતે પૈસા વસુલ ન કરવાથી આપણા જેવા ગરીબોના

પેટનું પૂરૂં થાય નહિ. મારો માલિક હમેશાં બીજાનાં ગળાં રેંસીનેજ આ બધાં કામો કર્યાં કરે છે. તારા અસગર માલિક હોય એમ જણાય છે. કેમકે, તેણે કંજુસના સરદારના ખીસાપર કાપ મૂકયો છે. પણ આજ એકાએક આટલી બધી દિલાવરી કયાંથી આવી ગઇ ?"

નાસિરે કહ્યું:–" તારો માલિક, આજે કદાચ બગીચામાં જાય, તેમ જણાય છે. કારણકે, બે ત્રણ વાર મેં તેના મ્હોંએથી તેની તે નવી સેરિના બાંદીનું નામ સાંભળ્યું હતું. મારા માલિકને પણ સાથે લઇ જવાની ખેંચતાણ કરી હતી, પણ તેઓ તેમાં કાંઇ ખુશી નહોતા."

આ વાત સાંભળીને જુલુસના મનમાં ઘણીજ દહેશત થવા લાગી. સેરિનાનું નખોદવાળવા માટે જરૂર કાંઇક મતલબ ચાલી રહી છે, એવો વિચાર આવતાં તે ઘણોજ ફિકરમાં પડી ગયો. તે તેના દોસ્ત તે બંદાની સાથે બે ચાર વાતો કરીને તરતજ ત્યાંથી ચાલ્યો ગયો.

રસ્તે ચાલતાં ચાલતાં જુલુસ મનમાંજ વિચારવા લાગ્યો:–"બધું સમજી ગયો છું. મારા માલિકે આજે સેરિના પાસે આંખની શર્મ ગુમાવવા માટે ખૂબ દારુ પીધો છે. સેરિનાપર જુલ્મ કરવાનોજ તેનો મુખ્ય ઇરાદો હોય, એમ જણાય છે. આજે જો સેરિનાને તેના જુલ-મમાંથી બચાવી શકીશ, તો એક ખૂબ મોટું કામ કરી શકયો છું, એમ હું મારા મનમાં માનીશ પણ આ મામલામાં મારી એકલાની તો કાંઇ તાકાતજ નથી. જો કાંઇ કરી શકે એમ હોય અથવા આ ભયંકર મામલાને કોઇ અટકાવી શકે, તેમ હોય, તો તે મારા માલિ-કની જોરૂ તાકિત બીબીજ છે જો તેને હમણાંજ ખબર નહિ કરૂં તો

સેરિનાનો કોઈ પણ રીતે બચાવ થઇ શકશે નહિ. સેરિનાની પાસે એક છૂરો છે. તેથી તેનાપર તે જો કાંઇ પણ જુલ્મ કરશે, તો તે આપઘાત કરશે એથી એક મોટી ખૂનખૂવારી અને ગજબનો મામલો બની જશે. ખુદા મારી મદદે છે. જોઉં છું કે, એને કોઈ કોઇ પણ રીતે અટકાવી શકે છે કે નહિ ? ”

જુલુસખાં એકદમ શ્વાસભેર ઘર તરફ પાછો ફર્યો. તાકિતબીબી ત્યારે ઘરના કામમાં ગુંથાયલી હતી. જુલુસે તેની પાસે આવીને કહ્યું:–“ મા, મા ! ગજબ થયો ! ”

તાકિતે તેનું કામ છોડી, બહાર આવી, અજાયબીની સાથે પૂછ્યું:–મામલો શો છે, જુલુસ ! ”

જુલુસે જવાબ આપ્યો:–“ મારા માલિક આજે અસગરને ત્યાં બેસી ધરાઇ ધરાઇને દારુ પી રહ્યા છે. ”

“ તેના બદનમાં આજે એટલી બધી સ્ફૂર્તિ આવવાનું કાંઇ કારણ ? ”

“ તેઓ હમણાંજ બાગમાં જશે. ”

“ હું ધારૂં છું, કે તે બાંદી સેરિનાપર જુલ્મ ગુજારવા માટે ?

“ ખરેખર, અમ્મીંજાન એમજ છે. પણ હવે શું થશે ? ”

“ હુ પરદાનશીન છું. તેમજ એ બગીચો કયાં છે, એ પણ જાણતી નથી. એક બગીચો ખરીદો છે, અથવા કોઇની પાસેથી જુગારૂ ખેલી મેળવ્યો છે, એટલુંજ હું જાણું છું. ત્યાં જવું એ શું મારા માટે મુનાસિબ છે ? ”

“ સેંકડોવાર મુનાસિબ છે હું તમને ત્યાં લઇ જઇશ મા ! જેને તમે દુખ્તર કહીને બોલાવો છો, જેનો આટલા દિવસ થયાં તમે

બચાવતાં આવો છો, આજે તેનો સત્યાનાશ વળી જશે, અમ્માજાન ! તમે સતી–અને પાક છો. સતીના ધર્મનો નાશ થતો તમે શી રીતે જોઇ શકશો ? હું હમણાંજ એક પાલખી લઇ આવું છું. તમે હમણાંજ ચાલો આપણે નીચેના એક ઘરમાં છૂપાઇ રહીશું. જે કાંઇ આજે બનશે, તે બધું તમે નજરો નજર જોઇ શકશો ત્યાર પછી જે કરવાનું હશે, તે કરીશું. ”

તાકિતબીબી થોડીવાર સુધી વિચાર કર્યા પછી બોલીઃ–“ ઠીક એમજ કરીશું, જા, તું હમણાંને હમણાંજ એક પાલખી લઇ આવ. ખરેખર સેરિનાને બચાવવી એ મારી મુખ્ય ફરજ છે. તેણે મને મા કહી છે, મેં તેને દીકરી કહી છે ! મારા નસીબમાં જે થવાનું હોય તે ભલે થાય, પણ હું તેને બચાવીશને બચાવીશજ. ”

જાુલુસ આનંદ પામી, હસતા મ્હોંએ પાલખી લેવા ગયો અને તાકિત બીબી ત્યાં ઉભી ઉભી જમીન આસ્માનના વિચારો કરવા લાગી.

# પ્રકરણ ૨૪ મું

## નિરાધારનો આધાર પરવરદિગાર !

વાંચક ! હવે ઉમર શેખના બગીચાવાળા મકાનમાં જે ભયાનક મામલાની શરૂઆત થાય છે, તે એકવાર આપણે જોઇ આવીએ.

ઉમરે તે દિવસે ચીકાર દારૂ પીધો હતો. તેના દિલમાં રહમ, દયા,

માયા કે શીલતા જેવા ગુણોનો એક સાધારણ ભાગ મોજૂદ હતો, તે પણ મદિરાની શક્તિથી લોપ થઇ ગયો હતો. તે આજે ઇન્સાનના આકારમાં હયવાન હતો; પશુ હતો. તેની બન્ને આંખો લાલચુમ થઇ ઉઠી હતી. દિલપર એક ખોટી ફિકરથી ઉશ્કેરાઇ ગયું હતું.

આ મામલામાં મદદ કરવા માટે તેણે અસગરને સાથે લેવાની ખૂબ કોશિશ કરી હતી, પણ અસગર તેમાં સામેલ થયો નહિ. બીજા બીજા મામલામાં અસગર ઉમરના જેવો શયતાન હતો. પણ નાવા-રસ, બેમદદ સતી નારીપર જુલ્મ કરવા જેવા છેક નીચ કામમાં, તે હજી સુધી ટેવાયો નહોતો. એથી ઉમર એકલોજ બાગમાં ચાલ્યો ગયો હતો.

ત્યારે રાત્રિનો પહેલો પહોર વીતી ગયો હતો અને એ વખતે વદીનું પખવાડિયું ચાલતું હતું. એથી બગીચાની ચારે તરફ ઘોર અંધારૂં છવાઇ ગયું હતું. આસ્માનમાં ઘણા ચમકતા સિતારા ઝગ-મળી રહ્યા હતા. આખી આલમ શાંત હતી.

ઉમરના મનમાં ત્યારે જરા આનંદ ખીલી ઉઠયો હતો. તેણે બગીચાના એક ઓરડામા દાખલ થઇને મનમાં ને મનમાંજ વિચાર્યું કે:—"આજે મારી અતૃપ્ત આશા પૂરી થશે, મનની મુરાદ બર આવશે. જે ખ્વાહિશને જિગરમાં રાખીને, આજ સૂધી દિલને દઝાવ્યા કર્યું છે, ફક્ત નિરાશામાંજ ગોથાં ખાધાં છે, આજે એજ બળેલા જિગરને ઘણો આરામ મળશે. મારા આ આશાથી ડોલતા દીલપર, સેરિનાને બેઠાડીને હું ધન્ય થઇશ. ખુદાએ જેને ખુબસૂરતીના ખજાનામાં અને ગુણના ભંડારમાં સહુથી ઉમદા કરીને મોકલી છે, જેને મેળવવા માટે આટલી દૌલત બરબાદ કરી છે, આટલી શયતાની કરી છે, તે આજે

મારાં ગળાં સાથે આવી ભેટશે ! અહા ! આજે મારો દહાડો કેવો સુખનો ઉગ્યો છે !

ઉમર, શિરાજીની બૉટલ સાથે લાવ્યો હતો. તે બગીચાની નીચેના ભાગમાં કેટલાક ઓરડાઓ હતા. એ ઓરડાઓમાંનો એક ઓરડો ખાસ ઉમરના બેઠકખાનાનોજ હતો. ઉમર એ બેઠકખાનામાં દાખલ થયો. ત્યાં બેસી બીજા પણ મદિરાના એકાદ બે ગ્લાસ ચડાવ્યા ! ત્યાર પછી તે પૂરો શયતાન બનીને, સેરિનાના ઓરડામાં દાખલ થયો.

સેરિના હજી સુધી ઉંઘી નહોતી. તેને સફેદ બિછાનાને ચમકતું કરી આંખો મીંચી સૂતી હતી. કોઇએ જાણે તે બિછાનાપર અસંખ્ય ફુલો બિછાવી દીધાં હોય એમ જણાતું હતું.

ઉમર ઓરડામા દાખલ થઇ, અચકાતા અવાજથી બોલ્યોઃ- " સેરિના બીબી ! સૂઇ ગઇ છે કે શું ? "

ભયથી ચકિત થયેલી હરિણીની માફક, સેરિના તરતજ પથારી પરથી ઉઠીને બેઠી થઇ. ઉમરની દીવાની હાલત જોઈ તે ઘણીજ ડરી ગઈ. પથારી પરથી ઉઠી જરા દૂર જઇ ઉભી રહી અને પછી બોલીઃ- " આ શું સાહેબ ! આપ આવી હાલતમાં અહીં કેમ આવ્યાછો ?"

ઉમરે કહ્યું:-" કેમ-એ શું તને બોલીને કહેવું પડશે ? મેં તને પંદર દિવસની મુદ્દત આપી હતી. આજે એ કરારનો છેલ્લો દહાડો છે. તેં શું નક્કી કર્યું છે સેરિના ? "

સેરિનાએ જવાબ આપ્યોઃ-" સાહેબ ! મારો પહેલાનો નિશ્ચયજ કાયમ રહ્યો છે ! હમેશાં એમજ રહેશે. હું આપની બેટી બરાબર છું. આપની પત્નીને મેં મા કહીને બોલાવી છે. મારી સાથે આવી વાત કરવી એ મઝહબ તથા ઇન્સાનિયતથી વિરુદ્ધ છે. "

" મોસ્ત્રીને હવે પછી પૂછી જોઇશ કે, મારૂં આ કામ મઝહબ મૂજબ છે કે નહિ! હવે તને જે પુછું છું, તેનો બરાબર જવાબ આપ. શીતળ સરોવરના કિનારાપર ઉભો રહી, હવે હું પ્યાસની વેદનાથી મરી શકીશ નહિ ઘણું સહન કર્યું છે, સેરિના હવે સહેવાય તેમ નથી. તારા અનાદર અને દિલવગરના વહેવારે મારી ખામોશનો બંધ તોડી નાખ્યો છે. એથી હું આજે બરાબર તૈયાર થઇને આવ્યો છું. "

" તમારી ધર્મપત્ની હજી હયાત છે એક જોરુ જીવતી હોય અને બીજી ઓરતપર આશક થઇ પાપ કરવાની ધર્મ-શાસ્ત્ર સાફ મના કરે છે, એવી વાત પણ મેં સાંભળી છે. જો તમારી જોરુ તાકિતબીબી કોઇ પણ ઇલાજે આ વાત જાણી જશે, તો તમારી બેહદ બેઇજ્જત થશે-સોળેસોળ આના ફજેતી થશે. "

" તાકિતબીબી જહન્નમમાં જાય હું તને મેળવવાથી તેને કૂતરીની માફક લાત મારી હાંકી કાઢીશ. સેરિના! તું મારી થા. મારી આ અખૂટ દૌલત તારી છે. ખરીદેલા બંદાની પેઠે હું તારા ચરણોમાં વેચાયો છું. આવ-આવ સેરિના, મારા ગળાં સાથે ભેટી પડ મારા આ સળગતા સીનાને તારા શીતળ સ્પર્શથી સંજીવન કર."

ઉમર જ્યાં ઉભો હતો, ત્યાથી ખસીને સેરિનાની નજીકમાં ગયો. સેરિના ભયથી દૂર સરી ઉભી રહી. ઉમર વધારે આગળ વધી હાથ ફેલાવીને બોલ્યોઃ-" હવે હું તને ખ્યાલ કરવાનો વખત આપીશ નહિ. તારી આ દિલકશ ખૂબસૂરતીએ મને બેભાન બનાવી દીધો છે. શિરાજી પીવાથી મારા દિલમાં ઉહેજતની લહેરો છૂટે છે. તે ઉપરાંત તારી આ ગુલાબી ખૂબસૂરતી અને આ એકાંત અવસર જોઇને, હું

સ્થિર રહી શકતો નથી. મારી આશા પૂરી કર. સેરિના ! મારી આશા પૂરી કર ! મેં હમેશાં શયતાનની તાબેદારી ઉઠાવી છે. મારા હાથમાંથી આજે તારો કોઇ પણ રીતે છૂટકો થવાનો નથી. આ બગીચાનો માલિક હું છું. બન્ને દરવાનો મારા પગારદાર છે. તું હજારો બૂમો મારીશ, તો પણ અહીં તારી મદદે કોઇ આવશે નહિ.”

સેરિનાએ કહ્યું:–“ સાહેબ ! જો તમારા દિલમાં જરા પણ દીલાવરી હોય, જરા પણ વિવેક હોય, ખુદાની દુનિયામાં હયવાન ન હોઇ ઇન્સાન થઇ જનમ્યા હો એવો ગર્વ હોય, તો તમે હમણાં ને હમણાંજ અહીંથી ચાલ્યા જાઓ. અહીં કોઇ નથી, તેમજ આ વાત જાણીને કોઇ મારી મદદ આવે તેમ નથી, એ ખરૂં; આ આસ્માનની ઉપર જે ખુદા છે, તેનો મને પૂરતો વિશ્વાસ છે. તેમની મહેરબાની હોય તો તમારાથી શું થાય ! તમારી શી તાકાત છે કે, તમે એક સતી સ્ત્રીના શરીર તરફ આંગળી પણ ચીંધી શકો ? તમારા પાપી શ્વાસથી આ ઓરડો ગંધાઇ ઉઠે છે, માટે તમે એકદમ અહીંથી ચાલ્યા જાવ. ”

“ અને જો ન જાઉં તો બળાત્કારે તને એ ગંધાતી છાતી સાથે વળગાડું તો–” આમ કહીને ઉમર વધારે આગળ વધ્યો.

સેરિના વધારે દૂર સરી જઇને બોલી:–“ ખબરદાર ! સાહેબ ! હવે એક ડગલું પણ આગળ વધશો નહિ, નહિતો મોટી આફતમાં આવી પડશો. સતી નારી પોતાના ધર્મ માટે, પોતાના બચાવ માટે શયતાનનું ખૂન કરતાં પણ પાછી હઠશે નહિ. ”

આમ કહીને સેરિનાએ એકવાર પોતાની કમર તરફ નજર કરી. તથા તે સાથે સાક્ષાત્ સિંહણનું સ્વરૂપ ધારણ કરી મુબાર કના આપેલા છુરાને કમરપરથી બહાર કાઢી ભયંકર ગર્જના કરી

બોલી ઊઠી:–"ખબરદાર ! શયતાન ! હવે એક ડગલું પણ હવે આગળ વધીશનહિ, નહિતો સતીનારી પોતાના ધર્મને બચાવવા માટે એક શયતાનનું ખૂન કરતાં જરા પણ પાછી પડશે નહિ."

આથી ઉમર શેખ કંપી ઉઠયો અને તરતજ સેરિના પાસેથી પાછો હઠી ગયો.

"સેરિના ફરીવાર છરો લઇને તેના તરફ ધસવા જતી હતી, એવામાં અચાનક તાકિત બીબીએ તે ઓરડામાં દાખલ થઇ સેરિનાનો હાથ પકડી કહ્યું:–"સબૂર ! સેરિના ! મારા માલિકનો નાશ ન કર."

સેરિના પારધિના બાણુથી બ્હીતી હરિણીની માફક, તે ઓરડાની જે તરફ જતી હતી, તે તરફ તેની પાછળ પાછળ શયતાન ઉમર શેખ પણ જવા લાગ્યો.

એવામાં એક અજબ બનાવ બન્યો. બરાબર એ આફતના વખતેજ, તાકિત બીબી, તે ઓરડામાં દાખલ થઇ સેરિનાને છાતી સાથે વળગાડીને બોલી:–"બેટી ! સેરિના ! તને કશો ભય નથી. મેં બાજૂના ઓરડામાંથી મારા આ શયતાન સ્વાગી તથા તારી બધી હાલચાલ જોઇ છે. આજે જો હું જાણી શકી હોત કે, તું આ શયતાનની પાસે વેચાવાને તૈયાર થઇ છે, તો હું તારૂં સખ્ત અપમાન કરત. અમારા મનની એક ચોક્કસ ધારણા હતી, કે, તું એક સતી–સાધ્વી છે. આજે એ ધારણા હમેંશ માટે પાકી થઇ છે. તું મારી બેટી છે, હું તારી માતા છું. તાકાત શી છે મારા શૌહરની કે, જે તારાપર કાંઇ પણ જુલ્મ ગુજારી શકે ? ચાલ, બેટા મારી સાથે ચાલ."

આમ કહીને તાકિત બીબી, કંપતી કાયાવાળી સેરિનાને લઇને, ત્યાંથી ચાલી ગઇ. તે નફરતની મારી, શૌહરની સાથે એક પણ વાત કહી નહિ; અથવા તેનો કાંઇ તરસ્કાર પણ કર્યો નહિ.

ભેદી શાહજાદી
પૃષ્ઠ ૨૪૨.

અમરસિંહજી પ્રેસ
અમદાવાદ.




ખબરદાર શયતાન ! એક ડગલું પણ હવે આગળ વધીશ નહીં, નહીં તો સતી નારી...........

અને ઉમર શેખ, શાથી શું થયું. એ ન સમજી શકવાથી, પગથી તરછોડાયલા કૂતરાની પેઠે, તે ઓરડામાંથી ટહેલતો ટહેલતો બહાર ચાલ્યો ગયો.

તેનું દિલ આશાનો ભંગ થવાની વેદનાથી ઘણું દુઃખી થયું. તેણે મનમાં ને મનમાં તાકિતને સેંકડો ગાળો ભાંડી. એ તાકિત જીવતી હશે, ત્યાંસુધી, તેની કશી આશા પૂરી થશે નહિ, એમ ધારીને તે તાકિતના મોતનો ઇરાદો કરવા લાગ્યો.

## પ્રકરણ ૨૫ મું

### શાહસુફીનો સુફીવાદ

દિલ્હીથી, પાંચ છ ગાઉ દૂર, શરીફ પૂર નામનું એક નાનું ગામ હતું. એ ગામ પહેલાં, કોઇ આબાદ શહેર હોય, એમ જણાતું હતું. કારણ કે, અત્યારે તે ગોચ અને ઘટાદાર જંગલથી ઘેરાયલું હોવા છતાં પણ અનેક મોટી મોટી ઇમારતોનાં ખંડિયેરો જોવામાં આવે છે.

ગામ ઘણું કરીને પહાડની ગોદમાં આવેલું હતું. અત્યારે ગામનું કાંઇ ચિન્હજ નથી. હાલમાં ત્યાંના રહેવાસીઓની સંખ્યા પણ કમ છે. અને તેઓ સાધારણ ખેડુતો છે. તેમ છતાં હજી પણ અહીં ચોખાલ નદીના કિનારાપર એક સુંદર કબ્રસ્તાન છે. એ ચોખાલ નદી, યમુનાની એક માત્ર શાખા છે. નદીના કિનારાપરના કબ્રસ્તાનનું નામ પીર શરીફનું કબ્રસ્તાન છે.

એ પીર શરીફ એક મોટા ધર્માત્મા મહાપુરુષ હતા.

મઝહબનું પૂરૂં જ્ઞાન ધરાવનારા, મોટા મોટા મૌલ્વીઓને પણ ઇલમમાં હરાવી દે તેવા, તમામ જીવોને એક સરખી નજરથી જોનારા તથા તમામ ધર્મ તરફ ઉદાર નજરવાળા હોવાથી, તેઓ આખી આલમના પ્યારા થઇ પડયા હતા. હિન્દુ-મુસલમાન બન્ને કોમોએ પાક મહાત્માને સરખી ભક્તિ તથા માનની નજરથી જોતી હતી. તેમની હયાતીમાં ઘણાં દૂર દૂરના દેશોમાંથી મોટા મોટા હિંદુ મુસલમાન અમલદારો તેમના દર્શનાર્થે આવતા હતા. તેમની દરગાહમાં હિન્દુ અને મુસલમાન બન્ને બંદગી કરતા અને ઘણાના મનની આશા પૂરી થતી, લોકોના આધિવ્યાધિને આરામ કરી શકતા હોવાથી એ વિભાગમાં પીર શરીફના નામના પડઘા સંભળાતા હતા.

તેમની અજબ શક્તિની બાબતમાં કહેવત ચાલૂ છે કે, તેમનો પાળેલો એક વાઘ અને એક બકરી હતી. તેને તેઓ એકજ વાસણમાં પાણી રાખી પાણી પીવા માટે બોલાવતા હતા. શેર અને બકરી બન્ને કાંઇ પણ તકરાર કર્યા વિના પાણી પી ચાલ્યાં જતાં.

પીરસાગર નામે એક નાનું તળાવ અથવા સરોવર, તેમના આસ્તાના-આશ્રમની હદમાં મોજૂદ હતું. એ તળાવમાં દીન અને દુનિયા નામના બે મોટા મગર રહેતા હતા. ફકીર સાહેબનું યોગબળ અને અમાનુષક શક્તિ એટલી બધી વિશેષ હતી કે, તેઓ એ મગરોનાં નામ લઇને બોલાવતા, તો તરતજ તેઓ નજીકમાં આવી તેમના હાથમાંથી ખાવાનું લઇ લેતા. તેઓ જ્યારે દીનને બોલાવતા, ત્યારે દુનિયા પોતાની જગાએથી તિલભાર પણ ખસતો નહિ અને દુનિયાને બોલાવતાં દીન પણ આવતો નહિ.

આપણા પહેલાંના પરિચિત ફકીર શાહસફી, આ શરીફ પીરના એક ઘણા પ્યારા શિષ્ય હતા. શાહશરીફ નિરામીષ ભોજન કરતા

હતા. હિન્દુ શાસ્ત્ર મુજબ તેમણે યોગનો અભ્યાસ પણ કર્યો હતો. તેમની પાસે રામ અને રહીમ બન્ને સમાનજ હતા. જગતમાં વધી પડેલા અહંકાર, દ્વેષ કે પક્ષપાતનું તેમના દિલમાં નામો નિશાન પણ નહોતું.

ઘણા દિવસ થયાં એ નામજાદા ફકીર શરીફનો આત્મા, દેહ-મુક્ત થઇને ખુદાના દરબાર ભણી વિદાય થયો હતો. પરંતુ હજીસુધી લોકો, તેમની વાત ભૂલ્યા નહોતા. તેમના મુખ્ય એ શિષ્યોમાં શાહસુ-ફીજ અત્યારે હયાત હતા.

નદીના કિનારાપરનું એ કબ્રસ્તાન ઘણુંજ સુંદર હતું. જે સ્થળે ફકીર શરીફનો પાક દેહ દફનાવવામાં આવ્યો હતો, તેનાપર સંગેમ-રમરની બનાવેલી એક સુંદર કબ્ર હતી. એ દરગાહની આજુબાજુમાં બીજા કેટલાક ઓરડા અને સાધારણ વર્ગના લોકોને ઉતરવા માટે આશ્રમો હતા. એમાંનો એક આશ્રમ અથવા મઢી હિન્દુ સાધુઓને માટે હતી અને બીજો મુસલમાન મૌલ્વી તથા ફકીરોને માટે હતો. શાહ શરીફની હયાતીમાં, એમાંના ઘણાખરા આશ્રમો ફકીરો અને સાધુઓથીજ ચીકાર રહેતા હતા. શાહ શરીફે મુસલ્માન સમાજને ઉન્નત કરવા માટે ઘણી કોશિશો કરી હતી. તેમની દૃષ્ટિ વિશાળ વિશ્વવ્યાપી હતી.

આજકાલ જેમ કેટલાક હિન્દુઓ, મુસલ્માન તરફ અભક્તિની નજરથી જૂએ છે ને મુસલ્માનો હિન્દુ તરફ કુસંપ ભાવ રાખે છે, એમાંનું તેમનામાં કશું પણ નહોતું. તેઓ એમજ માનતા હતા કે, હિન્દુસ્તાન દેશમાં હજારો વર્ષ થયાં મુસલ્માનો આવી વસ્યા છે, માટે હિન્દુસ્તાનપર તેમનો હિંદુઓના જેવો સમાન હક્ક છે અને હિન્દુઓ તેમના ભાઇઓ છે. હિન્દુ તથા મુસલ્માન જેવી બે જબર-

દરત કોમો દોસ્તીના બંધનમાં બંધાઇને પોતાના પરાક્રમનો પ્રભાવ બતાવશે, ત્યારે આખી આલમ ચકિતની પેઠે તેમના તરફ જોઇ રહેશે અને દાંતમાં આંગળાં નાખી ' વાહ વાહ ' નો પોકાર કરશે. દીન અને દુનિયા હિન્દુ અને મુસલ્માન બેઉને માટે સરખાં છે, તો પછી નકામા ભેદ ભાવને વધારી મૂકવામાં શો સાર છે. એક પરવરદિગાર-નાજ હિન્દુ, મુસલ્માન બન્ને સંતાનો છે, બેઉનો દેશ પણ એક થઇ પડ્યો છે, તો પછી પરસ્પર વિરોધ રાખવાનું શું પ્રયોજન છે ? "
આવા આવા અનેક ઉમદા સિદ્ધાંતો તેમણે હિન્દુ મુસલ્માન બન્ને કોમોને સચોટ રીતે સમજાવી ફક્ત 'નેકી' નો ઝુંડો ફરકાવી મૂક્યો હતો અને દીન તથા ખુદા સહુને માટે એકજ છે, એમ પણ સમજાવી દીધું હતું.

આપણો ઇબ્રાહીમ, શાહસુરીની સલાહ મૂજબ, તેમની સાથે એક એકાંતવાળા સ્થાને આવ્યો હતો, શાહસુરી પોતે જે ઓરડામાં વસતા હતા, તેની જોડેના એક ઓરડામાંજ ઇબ્રાહીમ વસતો હતો.

આખા દિવસમાં ફક્ત એકજ વાર શાહસુરીની સાથે તેની મુલાકાત થતી હતી. શાહસુરીએ પોતાના અપૂર્વ જ્ઞાન, પ્રતિભા અને મનોહર ઉપદેશોની મદદથી, ઇબ્રાહીમના ચંચળ દિલમાં હમણાં શાંતિ લાવી દીધી હતી. તેઓ હમેશાં ઇબ્રાહીમને કહેતા હતા કે:–" લોકો જેવી રીતે મરણ પામેલાં માણુસોને ધીમે ધીમે ભૂલી જાય છે, તેવી રીતે જે વાતો બની ગઇ છે, તેને ભૂલી જવાની કોશિશ કર. માણુસનું ભવિષ્ય પણ ઘોર અંધારામાં છુપાયલું છે. પ્રતિભાવાળાં ઉમદા માણુસો પણ એ અંધારામાંથી, ભવિષ્યના ગર્ભમાં શું સમાયલું છે, તે જોવાને સમર્થ નથી, ત્યારે ભવિષ્યને છોડી દઇને ફક્ત ચાલૂ હાલતમાંજ મસ્તાન રહે. "

શાહસુફીની પાસેથી આવો ઉમદા ઉપદેશ મેળવીને ઇબ્રાહીમ ભૂતકાળને ભૂલી જવાની બનતી કોશિશ કરતો હતો, પણ તેમાં તે ઝાઝો સફળ થયો નહોતો. તેની સઘળી મિલ્કત ફના થઈ જવાથી તે અત્યારે રસ્તાનો ભિખારી બની ગયો છે, એ ફિકર તેને ગભરાવી કરતી નહોતી એ ખરૂં પણ તે ખરા દિલથી કોશિશ કરવા છતાં પણ સેરિના અને મુબારકની ફિકરને કોઇ પણ રીતે ભૂલી શકતો નહોતો.

ફક્ત ઉપદેશજ નહિ, પણ ઇબ્રાહીમના દિલને રાજી રાખવા માટે શાહસુરીએ તેને હાફેજનો ઉમદા કવિતા ગ્રંથ વાંચવા આપ્યો હતો. એ સિવાય બીજાં કેટલાંક ધર્મ ગ્રંથો, તેની મરજી મુજબ વાંચવા માટે તેના ઓરડામાં રાખી દીધા હતા.

ઇબ્રાહીમ આજે તેના ઓરડામાં એકલો હતો. હાફેજનું પુસ્તક ખોલી તેની એક કવિતા વાંચવાની સાથેજ તેનું ચિત તેના તરફ ઘણુંજ ખેંચાયું. તે કવિતામાં લખ્યું હતું:–

" જેઓ, પોતાનું સર્વસ્વ આપીને ચાહી શકે છે, ચાહીને તેના બદલાની આશા ચાહતા નથી, જેને ચાહતા હોય તેના સુખેજ સુખી થાય, અને પોતાના સુખની જરાપણ ખ્વાહિશ ન રાખે, તેઓજ ખરા પ્રેમિક છે. "

આ કેટલીક હારો વાંચ્યા પછી, ઇબ્રાહીમના મનમાં, સેરિનાની વાત સાંભરી આવી. ઇબ્રાહીમ મનમાંને મનમાંજ ધીમા અવાજથી બોલ્યો:–" આ સર્વદર્શી, ખુદાના પાક ફરિસ્તા, ઇશ્કના બંદા હાફેજે, ખરા પ્યારનો અર્થ જે રીતે બતાવ્યો છે, તે તેની ઉંડી અનુભવ શક્તિનું પરિણામ છે! હાય! હું કેવો દુર્ભાગ્યવાન છું! આવી એક સ્વાર્થ વગરની માશુકા મારા કિસ્મતમાં તો મને આવી મળી હતી. એ મારી ઝિન્દગીની પણ ઝીન્દગી સેરિના મારા નસીબમાં આવી મળી હતી.

પણ દરેક બાબતમાં હું તેને માટે ઘણો નાલાયક છું, તેના ઉંડા પ્યારના એક બિન્દુ માત્રનો પણ બદલો આપવો તો દૂર રહ્યો, પણ મેં ઉલટી જુલ્મી-જાલિમની પેઠે તેને તરછોડી દીધી છે—ત્યાગી દીધી છે. જેણે હરમની પેઠે દિલની દિલાવરી દેખાડીને મારા માટે પોતાની કાયા વેચી, એક શયતાન—ચંડાળનું બાંદીપણું કબૂલ કર્યું છે, તેની મેં આજ સુધી કાંઇ ખબર પણ લીધી નથી. તે વફાદાર બંદો મુબારક, કે જે એક પળ પણ મારા ચહેરાને ફીકો જોવાથી અધીરો થઇ જતો, મારા મનને ખુશાલીમાં રાખવા માટે વ્યાકુળ રહેતો, હતો મેં તે પુત્ર તુલ્ય મુબારકને પણ હું જુલ્મી પાખંડીની પેઠે, ભૂલી ગયો છું. ખુદા! ખુદા! મને માફ કર પરવર દિગાર! મારા મનમાં ફરીવાર અશાંતિની આગ શા માટે સળગાવી દીધી!

ઇબ્રાહીમ, ફરીવાર તે સુંદર પુસ્તકનાં પાનાં ફેરવવા લાગ્યો. હારેજ આજ સુધી તેની પાસે પડયું રહેતું હતું, પણ તેણે કદી પણ મનન પૂર્વક તેમાંની કોઇ કવિતા વાંચી નહોતી.

પુસ્તકનાં પાનાં ફેરવતાં, ઇબ્રાહીમે તાજ્જુબીની સાથે જોયું કે, તે પુસ્તકની અંદર એક લિફાફો કોઇએ ચોંટાડીને કાળજી પૂર્વક મૂકેલો છે. તેણે અજાયબીથી તે લિફાફો ખોલી તેની અંદરની વસ્તુને બહાર કાઢી બહાર કાઢતાંની સાથેજ તેણે જોયું કે, એ એક ઘણી ખૂબસૂરત સ્ત્રીની છબિ હતી. તસ્વીર તરેહ તરેહના રંગથી રંગાયલું અને ચિત્રકળાના આબેહુબ નમુના રૂપ હતી.

એ તસ્વીર જોતાંની સાથેજ ઇબ્રાહીમના રોમેરોમ કંપી ઉઠયા. તે તસ્વીરને બે ત્રણવાર જોઇને—બરાબર ધ્યાન પૂર્વક જોઇને તે મનમાંને મનમાં કહેવા લાગ્યો કેઃ—" અહા! કેવી સુંદર! કેવી ખૂબસૂરત! ખુદાતાઆલાની દુનિયામાં આવી ખૂબસૂરત પરી તો બાજે

ક્યાંય પણ જોવામાં આવી નથી. આ તસ્વીર જરૂર કોઇ કુશળ ચિતારાની કલ્પનાથી ચિતરાયલી હશે. અહા! કેવાં ચમકતાં ચશ્મ છે! કેવી તિરછી નિગાહ છે! કેવા લાલ લાલ ગુલાબી ગાલ છે! બન્ને હોઠ તો જાણે ખીલેલાં ગુલ્જ હોયની! એમ જણાય છે. જો અહા કેવી સુંદર! કેવી સુંદર! ચપળા છે! હું નથી જાણી શકતો કે આ ચિત્ર કોઈ ચાલાક ચિતારાની કલ્પનાથી ચિતરેલું છે કે, જીવતી જાગતી કોઇ પરિસ્તાનની પરી જેવી નાઝનીનું ચિત્ર છે! આવી સુંદર નાઝની આવા સુંદર ગોરા રંગવાળી સુંદરી પણ આ સંસારમાં હયાતી ધરાવી શકે છે એ વાત તો મેં આજેજ જાણી! આજેજ પરીનો ખરો ખ્યાલ મારા મગજમાં પેદા થયો!"

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં એકવાર નહિ, બેવાર નહિ પણ ઘણીવાર ફેરવી ફેરવીને ઇબ્રાહીમ એ તસ્વીરને જોવા લાગ્યો. જેમ જેમ તે જોવા લાગ્યો, તેમ તેમ તેનું દિલ તે નાઝની તરફ ખેંચાવા લાગ્યું. હાય ઇબ્રાહીમ! તું શું ખરેખર દીવાનો બની ગયો? હમણાં થોડીવાર પહેલાંજ તું સેરિના માટે ગભરાઇ ગયો હતો ને?

ઇબ્રાહીમે એ તસ્વીરને હાથમાં લઇને ઘણીવાર સુધી જોઇ, તેમ છતાં પણ તેના જિગરને તૃપ્તિ ન થઇ. ઇબ્રાહીમ મનમાંને મનમાંજ બોલ્યો:–" આ વળી પાછી કયા નવા મોહની છળના આવીને મારી નજર આગળ ઉભી રહી ખુદા! હું તો શાહ સાહેબની સાથે રહીને દિલનું દમન કરવાની કોશિશ કરતો હતો ને! શાહ સાહેબે આજ દિવસ સુધી મને જે કાંઇ સમજાવ્યું, શિખવાડ્યું, તે બધુંયે શું એકી સાથે તણાઇ ગયું! આ કલ્પી કાઢેલી નાઝનીની તસ્વીર જોઇને, મારૂં મન એની જીવતી તસ્વીર જોવાને કેમ ગભરાઇ ઉઠ્યું? આટલું બધું વ્યાકુળ કેમ બની ગયું? જેને જીવનથી, બોલવાની તાકાત નથી, હાલ

ચાલ નથી, તેને માટે હું આટલો બધો દીવાનો કેમ બનીજાઉંછું ?"

અમો નથી કહી શકતા કે, ઇબ્રાહીમ તે દિવસે કયા કુગ્રહની શક્તિને તાબે થઇને આમ ગભરાઇ ગયો હતો છબિને ઠેકાણે સર મૂકતાં પણ તેને ઘણું દુઃખ થવા લાગ્યું. તે ગ્રંથને બંધ કરી, તે તસ્વીરને હાથમાં લઇ પોતાના ઓરડામાં આમ તેમ ટહેલવા લાગ્યો.

એવામાં ફકીર શાહસુફી સાહેબે. એ ઓરડામાં આવી જોયું કે, ઇબ્રાહીમ, કોઇ એક ચીજને હાથમાં લઇ, એકી ટસે તેના તરફ જોઇ રહ્યો છે. એથી તેમણે અજાયબ થઇ પૂછ્યું કેઃ–" તારા હાથમાં શું છે, ઇબ્રાહીમ ? "

ઇબ્રાહીમે શાહ સાહેબને એકાએક ત્યાં આવી ચઢેલા જોઇને જાણે સહજ ઝંખવાણો પડી, તેને એક એક સલામ કરી. ત્યાર પછી કહ્યુંઃ–' એક તસ્વીર ! "

" તને એ તસ્વીર ક્યાંથી મળી ?" શાહ સાહેબે પૂછ્યું.

ઇબ્રાહીમે કહ્યુંઃ–" આ કિતાબમાંથી મને જણાય છે કે, આ કોઇ ઘણીજ ખુબસુરત નાઝનીની તસ્વીર છે. "

તરતજ શાહસુફીના મનમાં એક વાત સાંભળી આવી. તેમણે સહજ નારાજ થઇને કહ્યુંઃ–" એ તસ્વીરને ત્યાંથી ઉપાડી લેવામાં તેં મોટો ગેરઇન્સાફ કર્યો છે હમણાં ને હમણાંજ એ ભયંકર તસ્વીરના ટુકડે ટુકડા કરી નાખ. "

ઇબ્રાહીમ એ વાતથી ઘણોજ અજાયબ થયો. તેણે એકવાર શાહ સુફીના મ્હોં તરફ જોયું. એ જોઇને ઇબ્રાહીમ બોલ્યોઃ–"ના–ના–માલિક ! એવી સખ્ત આજ્ઞા ફરમાવશો નહિ. હું નથી જાણતો કે આ તસ્વીર કોની છે, પરંતુ એટલું કહી શકું છું કે, આ તસ્વીરમાં ચીતરેલી છબિ જો ખરી હોય. એ જો ચિતારાની કલ્પનાથી ન

ચિતરાવલી હોય, તો એ તસ્વીરમાં ચિતરેલી નાઝની ખુદાની દુનિયાનું ઉમદા શૌહર છે ! પણ મને માફ કરશો, માલિક ! હું હિમ્મત કરીને શું આપને પૂછી શકીશ ખરો કે, આ તસ્વીર આપની પાસે ક્યાંથી અને શી રીતે આવી ?"

શાહ સુફીએ કહ્યું:–"જો એ વાત સાંભળવા માગતો હશે, તો હું તને નિરાશ નહિ કરૂં. આ સુંદર તસ્વીર દિલબહારની છે. આ શાહજાદી દિલબહાર, બાદશાહ સિકન્દર લોદીની મોટી શાહજાદી છે. એ દૈવજોગે ગુમ થઇ ગઇ છે. તેની નાનપણુની છબિપરથી બાદશાહે ચાલાક ચિતારાઓ પાસે આ ચિત્ર ચિતરાવી તે પાણીમાં ડૂબેલી શાહજાદીનું યુવાનીમાં આવેલી ઉમ્મરનું આ એક કલ્પિત ચિત્ર તૈયાર કરાવ્યું છે."

ઇબ્રાહીમે પૂછ્યું:–"પણુ આ તસ્વીર આપની પાસે ક્યાંથી ?"

"એ તો તું જાણેજ છે કે, બાદશાહ મારા એક આશ્રય આપનાર છે. મારા તરફ તેઓ ભક્તિ ધરાવે છે. તેમણે પોતાની ગુમ થયેલી શાહજાદીની તપાસ માટેજ મને આ તસ્વીર આપી છે."

"એ દિલબહારનું નામ મેં આ પહેલાં પણુ સાંભળ્યું છે, પણ તે ઘણા દિવસની વાત છે. એકવાર બાદશાહે મારા વાલીદને એક કબૂતરના ઇંડા જેવો મણિ લાવવાનું ફરમાવ્યું હતું. વાલીએ ઘણી મુશીબતે એ મણિ મેળવ્યો હતો. તેની કિમ્મત એક લાખ રૂપિયા હતી. એ વખતે મેં મારા પિતાની પાસેથી સાંભળ્યું હતું કે, બાદશાહની મોટી શાહજાદી દિલબહારને માટેજ આ કિમતી મણિની ફરમાયશ કરી હતી. ત્યાર પછી, શાહજાદી ગુમ કેવી રીતે થઈ?"

શાહસુફીએ કહ્યું:–"દિલબહાર જ્યારે સાત આઠ વરસની બાલા, હતી, ત્યારે તે એક દિવસે યમુના નદીમાં નૌકા વિહાર કરવા ગઇ હતી. કોઇ કોઇવાર નદીમાં ફરવા જવામાં તે એક જાતની મોજ મા-

ણુતી હતી. તે દિવસે એકાએક એક તૂફાન અથવા વાવાઝોડું થવાથી, શાહજાદીની હોડી પાણીમાં ડૂબી ગઇ. ત્યાર પછી તેનો પત્તોજ મળતો નથી.

"શું કહો છો? એટલું મોટું તૂફાન થયું હતું? અમોએ તો એમાંના કશા પણ સમાચાર સાંભળ્યા નથી અને સાંભળીએ પણ શી રીતે? એ વખતે મારા પિતા પણ દૂરના બસરા શહેરમાં વહેપાર માટે જઇને બે વરસ સુધી પાછા આવ્યા નહોતા પણ શું આ તસ્વીર મળ્યા પછી શાહજાદીને મેળવવાની આપે કાંઇ કોશિશ કરી હતી કે?"

શાહસુફીએ કહ્યું:-"'શા માટે ન કરૂં? એવો એક પણ દેશ નથી કે, જ્યાં મેં તેની તપાસ ન કરી હોય. પણ મારી એ સાવચેતી ભરેલી તપાસનું કાંઇ ફળજ આવ્યું નથી. આથી નિરાશ થઇને એ શાહજાદીની છબિને મેં આ કિતાબમાં મૂકી દીધી હતી.

ઇબ્રાહીમે કહ્યું:-"માલિક! હું આપનો તાબેદાર ગુલામ છું. જો આપ મને પરવાનગી આપશો, તો હું ગમે ત્યાંથી તેનો પત્તો મેળવી લાવીશ."

શાહસુફીએ કહ્યું:-"બેટા! તું મને મારા જિગરથી પણ પ્યારો છે! હું તને આવી ભયંકર બાબતમાં કદાપિ રજા આપી શકું તેમ નથી. આવા ભયંકર કામમાં ગુંથાવાથી, તું ઘણીજ આફતોમાં આવી પડીશ."

ઇબ્રાહીમે કહ્યું:-"એ એવું તે શું ભયંકર કામ છે કે, જેથી મારાપર આફત આવી પડવાની દહેશત રહે છે, જનાબ?"

"સાંભળ. ત્યારે આ તસ્વીરની પહેલેથી લઇને છેવટ સુધીની કહાણીને બરાબર ધ્યાન દઇને સાંભળ બાદશાહ સિકન્દર લોદીએ, છ માસ સુધી તેની ખોવાયલી બેટીની તપાસ કરાવી, પણ જ્યારે દિલ-બહારનો કાંઇ પત્તોજ મળ્યો નહિ, ત્યારે તેમણે પોતાની એ પ્રાણથી

પણ પ્યારી કન્યાની યાદગીરી માટે. દિલ્લી શહેરમાં યમુનાના કિનારા એક સુંદર સંગેમરમ્મરની કબ્ર તૈયાર કરાવી અને તેના સ્મરણ માટે એક સુંદર આરસની તખ્તીપર એક લેખ કોતરાવ્યો, એ લેખમાં પચાસ મણ સોનું તથા અર્ધું રાજપાટ, જે મનુષ્ય શાહજાદીનો પત્તો મેળવી આપે, તેને આપવાની બાદશાહે શર્ત કરી છે તે ઉપરાંત એમ પણ જણાવ્યું કે, જો કોઇ ખાન્દાન અને ઇસ્લામ જાતિનોજ પુરુષ શાહજાદીને શોધી આપશે, તો શહેનશાહ તેની સાથેજ શાહજાદીની શાદી પણ કરશે. પણ જો આ કામમાં તૈયાર થયા પછી કોઇ માણસ પાછો પડશે, તો તેની કત્લ કરી નાખવામાં આવશે."

"શું કહો છો ? તે ગમે તેમ હો, પણ જો આપનો આશીર્વાદ હશે, ખુદાના ચરણમાં મારી આસ્થા હશે, તો હું એ ચોરાયલી અથવા ખોવાયલી શાહજાદી દિલબહારને જરૂર શોધી કાઢીશ અને નહિ શોધી શકું, તો બેવકૂફની પેઠે મારી જાન આપીશ."

શાહસુફી ઇબ્રાહીમની આ વાત સાંભળીને ગુંચવણમાં આવી પડયો તેનો સ્વાભાવિકજ ગંભીર રહેતો ચહેરો વધુ ગંભીર બની ગયો. તેમણે કંપતા અવાજે કહ્યું:—"ઇબ્રાહીમ! તારા આ ઇરાદાને છોડીદે. દીવાનાની પેઠે સળગતી-ધધકતી આગમાં કૂદી પડવાની કોશિશ ન કર. કેમ બેટા હાથે કરીને મોતને શા માટે મોતને બોલાવે છે ?"

ઇબ્રાહીમે જવાબ આપ્યો:—"સુફી સાહેબ ! આપના મુખથીજ મેં ઘણીવાર સાંભળ્યું છે કે, જવાનીમાં જે મરદ આળસુ થઇ પડી રહે છે, મેહનત કરતો નથી અને પોતાનાં કિસ્મત અજમાવવાની કોશિશ કરતો નથી, તેનાપર ખુદા કદી પણ મેહરબાન' થતો નથી ત્યારે મારાં નસીબ તો ફૂટી ગયું છે, ત્યારે એકવાર કિસ્મત અજમાવવામાં મને શું નુકસાન છે ? જો એ ખોવાયલી શાહજાદીની ખબર લાવી શકીશ,

તો હું મામૂલી કોશિશથી દૌલતનો ખજાનો મેળવી શકીશ. અને જો તેની ખબર નહિ મેળવી શકું તો મારૂં મોત નિપજશે. પરંતુ સાહેબ હું આપને ખરૂં કહું છું કે, મેં કોઇ પણ ઠેકાણે આ તસ્વીરના જેવીજ એક ઔરતને જોઇ છે. તે ઔરત મારી ખૂબ ઓળખીતી છે, મારી ખૂબ નજીકમાંજ છે, કોઇ જાણે મારા દિલમાંથી મને કહી રહે છે કેઃ-"જા, ઇબ્રાહીમ ! તારા આ કામથી તારા મનની મુરાદ બર આવશે. તારૂં ભવિષ્યનું નસીબ ઘણુંજ તેજ છે." વળી એ પણ ચોક્કસ જાણજો કે, જ્યારે હું આપના જેવા પુણ્યવાન પાક ઓલિયા પુરુષની શક્તિને તાબે છું, ત્યારે મારાપર શયતાનનો કાંઇ અધિકારજ નથી. આવા સંજોગોમાં આપ આશીર્વાદ આપશો એટલે હું જરૂર ફળીભૂત થઇશ."

ઇબ્રાહીમનો આવો મજબૂત નિશ્ચય જોઇને શાહસુફી આશ્ચર્ય પામ્યા. તેમણે મનમાં ને મનમાંજ વિચાર્યું કેઃ-" હજી સુધી ઇબ્રાહીમનું મન સ્થિર થયું નથી. આ બેવકૂફ જવાન, જરૂર બાદશાહાના કોપની આગમાં પડી પોતાના પ્રાણની કુરબાની કરશે, આજ સુધીમાં ઘણાં ઘણાં માણસોએ આ મુશ્કેલ કામની કોશિશ કરી છે, પણ કોઇ પણ એમાં ફાવી શક્યું નથી."

આવા આવા અનેક વિચારો કર્યા પછી તેમણે સ્નેહ ભરેલા અવાજથી કહ્યું:-" બેટા ! ડાહ્યાં માણસો કોઇ કામ કરતી વખતે, બે ત્રણ દિવસ સુધી તેનો વિચાર કરે છે. અને એ વિચાર કરવાની ખાસ જરૂર પણ છે. કેમકે, એકાએક કોઇ મુશ્કેલ મામલામાં ગુંથાવું મુનાસિબ નથી. આ તસ્વીરને તું તારી પાસે રાખી મૂક અને હજી પણ બરાબર બારીકીથી એની તપાસ કર. ખરેખર જો આ તસ્વીરમાં ચિતરેલી છબિ જેવી કોઇ તારી ઓળખીતી હોય, તો તેને ખોળી કાઢતાં

કાંઇ ઝાઝી વાર લાગશે નહિ. તેમ છતાં પણ નકામો અધીરો કેમ થઇ જાય છે ? હું કબૂલ કરૂં છું કે, તે કદાચ આ તસ્વીર જેવી કોઇ ઓરતને તારી નજરે જોઇ હશે. પણ આ તસ્વીર કાંઇ છેક આબેહુબ નથી, એમાં ચિતારાની કલ્પના પણ મળેલી હોય, એમ જણાય છે. માટે તું વિના કારણ બ્યાકુળ ન થા. દુનિયામાં એક સરખા ચહેરાનાં ઘણાં માણસો જોવામાં આવે છે, પણ ખરી રીતે તેઓ જૂદાં જૂદાંજ હોય છે, તેવી રીતે તેં જો પેલી ઓરત અને શાહજાદીની બાબતમાં પણ હોય તો શી અજાયબી છે ?"

"મારી ધારણા મૂજબ, જરૂર આ પહેલાં આ તસ્વીરમાં ચિતરેલી શાહજાદી જેવી કોઇ ઓરત જોવામાં આવી હશે અને એને લીધેજ તું અત્યારે આટલો બધો ખુશાલીમાં આવી ગયો હોઇશ, પણ ભ્રમ ભાગતાં એ તારા માટે છેવટે મોટી નિરાશાનું કારણ થઇ પડશે. હું તને હમણાંજ એક કાગળ લખી આપું છું તે વાંચવાથી ગુમ થયેલી શાહજાદી દિલબકારના સંબંધમાં તું બધું જાણી શકીશ. બાદશાહે ત્રણ ત્રણવાર એ બાબતમાં જાહેરાત કરી હતી. પણ તેમનું છેલ્લું જાહેર ફરમાન ઘણુંજ ભયંકર છે."

"તેમણે આખરે એવું ફરમાવ્યું હતું કે:—"જે તેની કન્યાને ખોળી લાવવાને ઠરાવ કરીને તેમની પાસે હાજર થશે, તેને ભરોસા-દાર કોઇ આબરૂદાર જામીન આપવો પડશે. અને શાહજાદીને ન ખોળી લાવવાથી, તપાસ કરવા તૈયાર થનારને કત્લની સજા કરવામાં આવશે" ઇબ્રાહીમ! તારો જામીન પણ કોણ થશે, એ હું સમજી શકતો નથી તું મારો ખૂબ પ્યારો છે. આ કેટલાક દિવસમાં તારાપર મને માયા ઉત્પન્ન થઇ છે. હું એંશી વરસનો બુઢ્ઢો છું, મારૂં મરણ હવે નજીકમાં આવી લાગ્યું છે. આજ લગીમાં આવા બેહદ બનાવો મારી

નજરે મેં જોયા છે. જેઓ બાદશાહજાદીની તપાસ માટે હિમ્મત કરી કૂદી પડયા હતા, તેમાંના ઘણુખરા જવાનીઆની કત્લ થતી મેં મારી આંખો આગળ નિહાળી છે. બેટા! મારી નમાજનો વખત થઈ જવા આવ્યો છે હવે મારાથી વિલંબ કરી શકાય તેમ નથી. હું કોઇની સાથે આટલી બધી વાતચીત કરતો નથી મારી છેલ્લી આજ્ઞા એ છે કે, તું આ બાબતમાં પુખ્ત વિચાર કરી જો ત્રણ દિવસ સુધી વિચાર કર્યા પછી, તું સમજી શકીશ કે, જે કામ કરવાને તું તૈયાર થયો છે, તે ખરી રીતે આફત ભરેલું છે કે નહિ ? ”

બીજું કાંઇ પણ ન કહેતાં શાહસુફી ત્યાંથી ચાલ્યા ગયા. ઇબ્રાહીમની પોતાની ફિકરમાં એટલો બધો મશગુલ થઇ ગયો હતો કે, જેથી તે એમ પણ જાણી શકયો નહિ કે, શાહસુફી ત્યાંથી ક્યારે ચાલ્યા ગયા છે ? ”

ઇબ્રાહીમે શાહસુફીની સાથે જેવી રીતે ફુલાઇને વાતચીત કરી હતી, તેવી રીતેજ તેના મનમાં તે પાછો દિલગીર થવા લાગ્યો, જે કામમાં સુફી સાહેબ તેને અટકાવે છે, તેમાં કોઇ પણ રીતે વધારે આગ્રહ બતાવવો એ પણ ઘણુંજ અન્યાયનું કામ છે, એમ તે અત્યારે સમજી શકયો.

પણ હવે તો બીજો કશો પણ ઇલાજજ બાકી રહ્યો નહોતો. તે દિવસે શાહ સાહેબની સાથે તેની મુલાકાત પણ થવાની નહોતી. હવે પછી જે કરવું જોઇશે, તે કરીશ, એ પ્રમાણે દૃઢ વિચાર કરીને ઇબ્રાહીમ ત્યારે કાંઇક શાન્ત થયો.

